'સંદેશ આર્થિક ગ્રંથમાળા'                    પુસ્તક : પાંચમું

# હિંદનું નાણાતંત્ર

લેખક
જયંતીલાલ હ. મહેતા, બી. કૉમ.
તંત્રી :
'સંદેશ આર્થિક ગ્રંથમાળા'




પ્રકાશક
ધી સંદેશ લિમિટેડ
સારંગપુર, અમદાવાદ.
કિંમત રૂા. ૪-૪-૦

# ‘સંદેશ આર્થિક ગ્રંથમાળા’

## — બીજા વર્ષનાં પુસ્તકો —

१ હિંદી ચલણનો ઈતિહાસ
(પ્રો. વિકસ્વર દવે)

२ હિંદી વહાણવટું
(પ્રો. ધોળકિયા)

३ હિંદી અર્થકારણનો સંક્રાંતિકાળ
ડૉ. વી. કે. આર. વી. રાવ

४ હિંદની ખેતીની આર્થિક બાજુ
(શ્રી. ડાહ્યાભાઈ હ. જાની)

५ હિંદની બેંકોઃ વ્યવહાર
તથા કાયદાની દૃષ્ટિએ
(શ્રી. જયંતીલાલ હ. મહેતા)

પૃષ્ઠ સંખ્યા આશરેઃ ६५० થી ७००
લવાજમ રૂા. ७-०-० સાત રૂપિયા
હિંદી અર્થશાસ્ત્રની માહિતી મેળવવા ઈચ્છનાર દરેક વ્યક્તિએ આ ગ્રંથમાળાનાં પુસ્તકો વસાવવાં જરૂરી છે.

— આજે જ ગ્રાહક બનો —





"સંદેશ આર્થિક ગ્રંથમાળા"

તંત્રી

જયંતીલાલ હ. મહેતા, બી. કૉમ. વડોદરા.



પુસ્તક પાંચમું

# "હિંદનું નાણાતંત્ર"

લેખક

જયંતીલાલ હ. મહેતા, બી. કૉમ.




પ્રકાશક

ધી સંદેશ લિમિટેડ

આરંગપુર, અમદાવાદ.

કિંમત રૂા. ૪-૪-૦ સવાચાર રૂપિયા

પ્રથમાવૃત્તિ ]

[ ઑગસ્ટ સને ૧૯૪૬



વાર્ષિક લવાજમ રૂ. ૭-૦-૦ ( ટ. ખર્ચ સાથે )

છૂટક નકલ કિંમત રૂ. ૪-૪-૦ ( ટ. ખર્ચ જુદું )

મુદ્રક અને પ્રકાશક:
સંદેશ લિમિટેડ વતી
નંદલાલ ચુનીલાલ
બોડીવાળા

: : મુદ્રણસ્થાન : :
ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ,
માધુભાઈ કૉલોની,
અમદાવાદ.

# "હિંદનું નાણાતંત્ર"

# વિષયસૂચિ

# આધાર ગ્રન્થો

નેશનલ પ્લાનિંગ કમિટીના હેવાલ.
સ્ટેટિસ્ટીકલ્સ ટેબલ્સ રીલેટિંગ ટુ બેંક્સ ઈન ઇંડિયા
(૧૯૪૦–૪૧–૪૩)
અવર ઇકોનોમિક પ્રોબ્લેમ–પ્રો. વાડિયા મરચંટ.
સેંટ્રલ બેંકિંગ ઈન્કવાયરી કમિટી રિપોર્ટસ
(બહુમતિ–લઘુમતિના હેવાલો)
ઈન્ડીજીનસ બેંકિંગ ઈન એન્શ્યન્ટ મીડીવલ ઈંડિયા–
ભાર્ગવ
કોઓપરેટીવ મુવમેન્ટ ઈન ઈંડિયા–
હોગ.
ધી લૉ એન્ડ પ્રેકટિસ ઓફ કોઓપરેશન–
કાલવર્ટ.
મેકલેગન કમિટી રીપોર્ટ ઓફ કોઓપરેશન.
ઈન્ડસ્ટ્રિયલ ફિનાન્સ ઈન ઇંડિયા–
દાસ.
મોડર્ન બેંકિંગ ઇન ઈંડિયા.
મુરંજન.
હિલ્ટન યંગ કરંસી કમિશન રિપોર્ટ
રિપોર્ટ ઓફ ધી જોઇન્ટ કમિટી ઓન રિઝર્વ બેંક ઓફ ઇંડિયા બિલ.
રિપોર્ટ ઓન કરંસી એન્ડ ફિનાન્સ.
કોમર્સ, ઇંડિયન ફિનાન્સ, કેપિટલ, જન્મભૂમિ (આર્થિક વિભાગ) વગેરે સાપ્તાહિકો.
ફોલિંગ રૂપી–ફ્યુચર ઓફ રૂપી–
પ્રો. વકીલ તથા પ્રો. અંજનરિયા.
(અનુ: જયંતીલાલ હ. મહેતા)
સ્ટર્લિંગ બેલેન્સીઝ–
પ્રો. કોલ્હાટકર (સંદેશ પ્રકાશન)
હિંદનું અટવાયેલું અર્થકારણ–
ડા. રાવ (અનુ: જયંતીલાલ હ. મહેતા).

# પ્રસ્તાવના

કોઈ પણ દેશની આર્થિક પરિસ્થિતિનો ખ્યાલ મેળવવા માટે પ્રથમ તો ત્યાંના નાણાતંત્રનો આછો ખ્યાલ મેળવી લેવો જોઇએ; કારણ નાણાતંત્રના અંગ સમી જે તે દેશની બેંકો, બેંકોની પણ બેંક સમાન મધ્યસ્થ બેંક (જેને ઇંગ્લાંડમાં 'બેંક ઓફ ઇંગ્લાંડ'ના નામથી ઓળખે છે, જર્મનીમાં જેને 'રાઇશ બેંક' કહે છે, અમેરિકામાં 'ફેડરલ રિઝર્વ બેંક' તેમ હિંદની મધ્યસ્થ બેંક કે જે સને ૧૯૩૫ માં શરૂ કરવામાં આવી છે તે 'રિઝર્વ બેંક ઓફ ઇંડિયા'ના નામથી ઓળખાય છે,) અને તેનું કાર્યક્ષેત્ર, હૂંડિયામણ તથા તેની દેશના આયાત નિકાસ વેપાર ઉપર થતી સારી કે માઠી અસર, ચલણ અને તેનું સાર્વત્રિક ભાવો ઉપરનું નિયમન, નાની બેંકો જેવા કે શાહૂકારો તથા શરાફો આ બધાંને અંગે થોડી થોડી માહિતી મેળવતાં દેશના નાણાતંત્રનો આછેરો ખ્યાલ માણસને સહેજે આવી રહે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે હિંદી નાણાતંત્રનાં મુખ્ય અંગો નીચે પ્રમાણે છે.

૧ **શાહૂકારો તથા શરાફો** (દેશી ઢબે કામ કરતા)

૨ **વેપારી બેંકો** (લિમિટેડ કંપનીઓ પાશ્ચિમાત્ય ઢબે કામ કરતી)

૩ **હૂંડિયામણની બેંકો** (મુખ્યત્વે પરદેશી માલિકીની)

૪ **ઇમ્પિરિયલ બેંક** (સરકારી નિયંત્રણ તળે ખાસ મોભો ભોગવતી અને રિઝર્વ બેંકના એજન્ટ તરીકે કામ કરતી)

૫ **ઔદ્યોગિક બેંકો** (મુખ્યત્વે મોટાં કારખાનાંઓને લોન આપતી બેંકો કે જેનો હિંદમાં પૂરો વિકાસ સધાયો નથી)

૬ **સહકારી બેંકો** (કે જે ખેડૂતોને ટૂંક મુદત માટે સહકારી મંડળીઓ દ્વારા નાણું વ્યાજે આપે છે, ઉપરાંત લેંડ મોર્ટગેજ બેંકો કે જે જમીન ગીરો લઈ ૧૫–૨૦ વર્ષ માટે લોન ધીરે છે.)

૭ **રિઝર્વ બેંક ઓફ ઇંડિયા** (કે જે બેંકોમાં શિરોમણી, સરકારની નાણાંકીય નીતિનું સંચાલન કરનાર, ચલણનું તંત્ર ચલાવનાર, બીજી બેંકો ઉપર નિયમન મૂકનાર તથા દેશના નાણાંકીયતંત્ર ઉપર સાર્વત્રિક નજર રાખનાર મધ્યસ્થ બેંક તરીકે ઓળખાય છે.)

તે ઉપરાંત, નાણાતંત્રના ગૌણ અંગો જેવાં કે શેરબજાર, વીમા કંપનીઓ, તગાવી લોન આપનાર સરકારી સંસ્થા વગેરે મુખ્ય તથા પેટા અંગોને આ પુસ્તકમાં સવિસ્તર સમજાવવામાં આવ્યા છે.

સાથોસાથ, 'નાણાવટું' પુસ્તકમાં રહી ગયેલ 'બેંકિંગ કંપનીઓને લગતો સરકારી ખરડો' 'પરદેશી મૂડી અને તેનાં પરિણામો' તાજેતરમાં ખૂબ ચર્ચાયેલ 'ફુગાવો અને નાણાતંત્ર ઉપર થતી તેની અસર' 'બ્રેટનવુડઝ યોજના' વગેરે અદ્યતન પ્રશ્નો છેલ્લામાં છેલ્લા મળી શકતા આંકડા તથા આધારો સાથે આ પુસ્તકમાં આપવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે.

હિંદી નાણાતંત્રને દુનિયાના મુખ્ય દેશોના નાણાબજાર સાથે પણ જે તે વખતે સરખાવવામાં આવ્યું છે જેથી હજુ આપણે કઈ દિશામાં કેટલી પ્રગતિ કરવાની બાકી રહે છે તે વાચકને તરત જ સમજાય; હિંદી નાણાતંત્રની વિશિષ્ટતાઓને પણ તે જ દૃષ્ટિએ અગ્રસ્થાન આપવામાં આવ્યું છે.

છેલ્લા પાંચ વર્ષોએ હિંદની વેપારી આલમમાં એક અજબ ફેરફાર કરાવ્યો છે; ૧૯૩૯ પહેલાં વેપારીવર્ગ હૂંડિયામણનો દર

૧ શી. ૬ પેન્સ હોય તો ઠીક કે ૧ શી. ૪ પેન્સ હોવો જોઇએ તેની માથાકૂટમાં પડતો નહોતો. હિંદ ઉપર રાષ્ટ્રીય કરજનો કેટલો બોજો છે તેની ચીંતા તેને સ્વપ્નેય નહોતી; હિંદમાં વ્યાજના દર કઇ કક્ષાએ છે અને રિઝર્વ બેંક પોતાના 'બેંક રેઈટ' નામના હથિયારથી બીજા વ્યાજના દરોને કેવી રીતે ઊંચા નીચા કરી શકે તે આ અટપટા પ્રશ્નમાં તે માથું મારતો નહિ; 'સ્ટર્લિંગ પુરાંત' અને 'આંતરરાષ્ટ્રીય નાણાંકીય કરાર' તથા તેમાં હિંદનું સ્થાન આવા આવા જે કે હિંદી અર્થકારણ ઉપર જબ્બર અસર ઉપજાવનારા તથા આપણા વેપાર–ઉદ્યોગને સીધા સંપર્કવાળા પણ ગહન પ્રશ્નોને હિંદી વેપારીવર્ગ કે બહોળો જનસમુદાય છેડતો નહિ. અને પરિણામે તેવા પ્રશ્નો ઉપર ફકત અંગ્રેજી ભાષાના પત્રોમાં મુખ્યત્વે કંઇક આવતું અને તેના તરફ દુર્લક્ષ સેવાતું. પણ હવે તો દેશ સમજવા લાગ્યો છે કે રાજકિય સ્વતંત્રતા મેળવ્યા બાદ પણ જો આર્થિક આગેકૂચ આપણે નહિ સાધી હોય તો પ્રથમ પંકિતના દેશોની હરોળમાં હિંદ ઊભું રહી શકશે નહિ. માટે જ દરેક હિંદીની એ ફરજ છે કે પ્રથમ તો આપણી આર્થિક નબળાઇઓ કયાં છે? આપણું નાણા-તંત્ર કયાં ગુચવાયું છે? તેમાં કયા સુધારા વધારા કરવાની જરૂર છે? આદર્શ નાણાતંત્ર દેશના અર્થતંત્ર ઉપર શી અસર ઉપજાવી શકે? એ જાણવું જોઇએ અને જાણ્યા બાદ એ જાતનું માનસ કેળવવું જોઇએ કે દેશના આર્થિક હિતને નુકશાન કરે તેવું એક પણ પગલું તેનાથી ભરાવું જોઇએ નહિ.

તેમ જો થાય તો રાજકિય આઝાદી મેળવવાનો માર્ગ ખૂબ જ સરળ બની જાય; કારણ નાણાતંત્રના ખ્યાલવાળો માણસ પછી પોતાની સ્વદેશી બેંકો મૂકી પરદેશી માલિકીની બેંકોમાં નાણું વ્યાજે મૂકે ખરો? સ્વદેશી વીમા કંપનીને બાજુએ રાખી પરદેશી વીમા કંપનીનો આશરો લે ખરો? સ્વદેશી

ઉદ્યોગના ભલે ઓછા 'ડિવિડન્ડ' વાળા શેર પણ પરદેશી ઉદ્યોગના ત્રણ ગણા ડિવિડન્ડવાળા શેર કરતાં તેને મન અધિક ગણાવાં જ જોઈએ, કારણ સ્વદેશી ઉદ્યોગનો થોડો નફો પણ હિંદની ગરીબાઈ દૂર કરવામાં સદ્‌ઉપયોગી થશે; જ્યારે પરદેશી ત્રિપુટી "બેંકો, વીમા કંપનીઓ તથા પરદેશી વહાણવટાની કંપનીઓ" તો દિનરાત ગરીબ હિંદમાંથી અઢળક ધન પરદેશ ખેંચી જઈ આપણને વધારે ગરીબ અને પાંગળા બનાવતી જાય છે.

આ પુસ્તકનું વાચન જો ઉપર જણાવ્યા પ્રમાણેનું માનસ કેળવવામાં ઉપયોગી નીવડશે અને વાચકવર્ગ સ્વદેશી નાણું–સ્વદેશી બેંક–સ્વદેશી ઉદ્યોગો–સાહસો વચ્ચેનો સમન્વય સમજતો થઈ હિંદી નાણાતંત્રને મજબૂત અને આદર્શ બનાવવામાં પોતાનો ફાળો આપશે તો લેખક પોતાની મહેનત બર આવી સમજશે.

રાવપુરા, વડોદરા
સંવત ૨૦૦૨ ના
શ્રાવણ શુદી પૂર્ણિમા

જયંતીલાલ હ. મહેતા.

# પ્રાસંગિક

'સંદેશ આર્થિક ગ્રંથમાળા'નું પ્રથમ વર્ષનું આ પાંચમું અને છેલ્લું પ્રકાશન રજૂ કરતાં આનંદ થાય છે.

આ પુસ્તકમાં આ ગ્રંથમાળાના સંપાદક **મિ. મહેતાએ** હિંદના નાણાતંત્રનો પ્રાચીન સમયથી આજ સુધીના વિકાસક્રમનો મહત્ત્વનો ઇતિહાસ ખૂબ જ કાળજીભરી દષ્ટિએ આપ્યો છે એ આ પુસ્તક વાંચવાથી જણાશે.

આપણી આર્ય સંસ્કૃતિ જ્યારે ઉન્નતિની ટોચે હતી ત્યારે હિંદ ખૂબ જ સમૃદ્ધ દેશ હતો અને તેની આર્થિક આબાદી દુનિયાના અન્ય દેશો કરતાં અગ્રસ્થાને હતી. કાળે કરી હિંદનો નાણાવટાનો ધંધો ભાગતો ગયો અને પરદેશીઓના આગમન પછી બેંકો વગેરે થતાં હિંદનો એ ફૂલ્યો ફાલ્યો ધંધો શિથિલ થતો ગયો. ટૂંકામાં આ પછી હિંદના નાણાતંત્રમાં ભારે ઓટ આવી ગઈ. પરદેશી રાજઅમલ શરૂ થયો ત્યારથી અત્યાર સુધીમાં, હિંદનો નાણાંતંત્રનો કેવા પ્રકારે વિકાસ સધાયો, એમાં કેવી કેવી ખામીઓ છે, એની વિશિષ્ટતાઓ શું છે, રિઝર્વ બેંક, ઔદ્યોગિક બેંકો, હૂંડિયામણ, શરાફોનું નાણાતંત્રમાં સ્થાન, ચલણના ફુગાવાની હિંદના નાણાતંત્ર ઉપર થયેલી અસર આંતરરાષ્ટ્રિય નાણાકીય કરારો વગેરે આર્થિક ચડતી પડતીનો કડીબંધ ઇતિહાસ આ પુસ્તકના લેખકે સુંદર રીતે રજૂ કર્યો છે.

ગુજરાતી સાહિત્યમાં અર્થકારણને લગતાં પુસ્તકો ખૂબ જ ઓછાં છે. આ પ્રકારનાં પ્રકાશનોની આજના યુગને અનિવાર્ય જરૂર છે.

આ પુસ્તકથી અર્થકારણમાં રસ લેતા જીજ્ઞાસુઓને જરૂર સંતોષ થશે.

'સંદેશ આર્થિક ગ્રંથમાળા' આ દળદાર પુસ્તક આપીને પોતાનું પ્રથમ વર્ષ પૂરું કરે છે. કાગળ પરનો સરકારી અંકુશ, મુદ્રણ-કળાના સાહિત્યની હાડમારીઓ, કંપોઝીટરો અને બાઈન્ડરો વગેરેને લગતી અનેક મુશ્કેલીઓને લીધે આ પુસ્તક પ્રકટ કરવામાં ધાર્યા કરતાં વધુ વિલંબ થવા પામ્યો છે, એ માટે અમે અમારા ગ્રાહકોની ક્ષમા ચાહીએ છીએ. ચાલુ સમયની અનેક મુશ્કેલીઓ વટાવીને પણ 'સંદેશ' પોતાની નીતિ પ્રમાણે પોતાનો કાર્યક્રમ આગળ ધપાવ્યે જાય છે અને એ નીતિ અનુસાર 'સંદેશ આર્થિક ગ્રંથમાળા'ના બીજા વર્ષમાં પણ વાણિજ્ય અને અર્થશાસ્ત્રને લગતાં ચારથી પાંચ પુસ્તકો આપવાની યોજના નક્કી કરી છે. આશા છે કે, અમારા ગ્રાહકો આ બીજા વર્ષની યોજના વાંચી પોતાનો સહકાર ચાલુ રાખશે.

'**હિંદનું નાણાતંત્ર**' આ પુસ્તકની કિંમત રૂ. ૪–૪–૦ **સવાચાર રૂપિયા** રાખી છે, જ્યારે અમે '**સંદેશ આર્થિક ગ્રંથમાળા**'ના ગ્રાહકોને પ્રથમ વર્ષમાં (૧) **હિંદની આર્થિક દુર્દશા** (૨) **રૂપિયાનું ભાવી** (૩) **યુ. કે. સી. સી. અને હિંદ** (૪) **હિંદની આર્થિક પુનર્ઘટના** અને (૫) **હિંદનું નાણાતંત્ર** એમ એકંદર રૂા. ૭–૬–૦ની કિંમતનાં **પાંચ પુસ્તકો માત્ર રૂપિઆ સાડા ત્રણમાં** આપીએ છીએ. એટલે કે આ પુસ્તક તો અમારા ગ્રંથમાળાના ગ્રાહક ભાઈઓને વિના મૂલ્યે મળે છે. એમ કહીએ તો કંઈ ખોટું નથી.

'સંદેશ આર્થિક ગ્રંથમાળા'નું બીજા વર્ષનું લવાજમ હાલની સખ્ત મોંઘવારીને લઈ રૂ. ૭–૦–૦ સાત રૂપિયા રાખવામાં આવ્યું છે. જે ભાઈઓને આ (હિંદનું નાણાતંત્ર) પુસ્તકથી બીજા વર્ષના ગ્રાહક થવું હશે તેઓ નવા ગ્રાહક તરીકે નામ નોંધાવી શકે છે.

'સંદેશ આર્થિક ગ્રંથમાળા'નો નિયમ નક્કી કરેલા લવાજમમાં નિયત કરેલાં પૃષ્ઠોનું વાચન આપવાનો છે; એટલે ગ્રાહકો કંઇપણ ગુમાવ્યા સિવાય ગમે ત્યારે ગ્રાહક થઇ શકે છે. આશા છે કે, અમારા 'સંદેશ આર્થિક ગ્રંથમાળા'ના ગ્રાહકો પોતાનો સહકાર ચાલુ રાખશે અને અમને આવા વાણિજ્ય અને અર્થશાસ્ત્રને લગતાં અત્યુત્તમ પુસ્તકો પ્રકટ કરવામાં પ્રેરણારૂપ બનશે.

**આગામી વર્ષની વિગતવાર યોજના** આ પુસ્તકના ૪થા ટાઇટલ પર આપવામાં આવી છે એ વાચકોને વાંચી જવાવિનંતિ છે.

ગ્રંથમાળાના આગામી વર્ષમાં પણ પ્રથમ વર્ષ પ્રમાણેનો આપનો કિંમતી સહકાર વાંચ્છી વિરમું છું.

સંદેશ પ્રકાશન મંદીર
સારંગપુર,
**અમદાવાદ**

લિ. ભવદીય,
**નંદલાલ ચુનીલાલ બોડીવાળા**
મેનેજિંગ ડિરેક્ટર
'શ્રી સંદેશ લિમિટેડ'

# સંદેશ પ્રકાશન મંદિરનાં પ્રાણવાન પ્રકાશનો

| પુસ્તકનું નામ: | લેખકનું નામ: | કિંમત | રજી પો. ખર્ચ |
|---|---|---|---|
| (૧) જીવનસખી | ડુંગરશી સંપટ | ૪॥ | ૦–૮ |
| | | [ બીજી આવૃત્તિ ] | |
| (૨) જર્મનીની આત્મકથા | ડું. ધ. સંપટ | ૪। | ૦–૭ |
| (૩) નર્તકી | 'ઉમાકાન્ત' | ૫॥ | ૦–૮ |
| | | [બીજી આવૃત્તિ છપાય છે] | |
| (૪) ઈસરદાન | ગોકુલદાસ રાયચુરા | ૩) | ૦–૬ |
| (૫) આરોગ્ય— તનનું મનનું અને દેશનું | ડૉ. હરિપ્રસાદ દેસાઈ | ૩। | ૦–૫ |
| (૬) હસ્તમેળાપ | મંજુલાલ દેસાઈ | ૪) | ૦–૬ |
| (૭) સોનલ | પ્રાણલાલ મુનશી | ૪) | ૦–૭ |
| (૮) નિત્યના આચાર | પ્રો. રામનારાયણ પાઠક | ૨॥ | ૦–૪ |
| (૯) મીરાં પ્રેમદીવાની | રામચંદ્ર ઠાકુર | ૬। | ૦–૭ |
| (૧૦) મારું ભવિષ્ય વૉ. ૧–૨ | જ્યોતિષી પંડયા | ૮। | ૦–૧૧ |
| (૧૧) આધુનિક વ્યાપારી મિત્ર | પૂર્ણાનંદ ભટ્ટ | ૯) | ૦–૯ |
| (૧૨) વ્યાપારી સર્વજ્ઞાનસંગ્રહ | ડુંગરશી સંપટ | ૧૦। | ૦–૧૦ |
| (૧૩) હિંદની આર્થિક દુર્દશા | ,, | ૦॥ | ૦–૪ |
| (૧૪) રૂપિયાનું ભાવિ | પ્રો. સી. એન. વકીલ<br>જે. જે. અંજારીઆ | ૦॥= | ૦–૩ |
| (૧૫) યુ. કે. સી. સી. અને હિંદ | પ્રો. એ. એન. અગરવાલ | ૦॥ | ૦–૪ |
| (૧૬) હિંદની આર્થિક પુનર્ઘટના | શ્રી. મણીલાલ શાહ | ૨) | ૦–૪ |
| (૧૭) વેદાંત અને યોગ | સ્વામી માધવતીર્થજી | ૫) | ૦–૬ |
| (૧૮) શ્રીમદ્ ભાગવત માર્ગદર્શિકા | ,, | ૩॥ | ૦–૬ |
| (૧૯) ગુરુપૂર્ણિમા | ,, | ૨॥ | ૦–૫ |
| (૨૦) અભિશાપ : | અનુ: રમણલાલ સોની | ૩। | ૦–૬ |
| (૨૧) નેતાજી : | સંપાદક: શ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ૩। | ૦–૬ |
| (૨૨) ક્રીકેટ : | | ૧। | ૦–૪ |
| (૨૩) સ્નેહગંગા : | અનુ. રમણલાલ સોની | ૩) | ૦–૫ |
| (૨૪) સાથીદાર : | ,, ,, | ૩। | ૦–૫ |
| (૨૫) હિંદનું નાણાંતંત્ર : | ડૉ. જયંતીલાલ મહેતા | ૪। | ૦–૮ |

**સંદેશ પ્રકાશન મંદિર : સારંગપુર અમદાવાદ**

ગુજરાતી ભાષામાં પ્રથમવાર પ્રકટ થતો

મહાન પવિત્ર ધાર્મિક ગ્રંથ

# ગીતાદોહન વા તત્ત્વાર્થદીપિકા

કર્તા: **પૂજ્ય સ્વામીશ્રી કૃષ્ણાત્મજી મહારાજ**

**પૃષ્ઠ: ૧૨૩૨, ચિત્રો: ૭, છીંટનું પાકું બાઈન્ડીંગ, સાઈઝ રોયલ આઠ પેજી, કિંમત: રૂા. ૧૫-૦-૦, પંદર રૂપિયા: બોક્ષ સાથે રૂા. ૨૧-૦-૦, એકવીસ રૂપિયા: ટ. ખ. રૂા. ૧-૮-૦ જુદો. ( રજી. પો. પા. ખ. રૂા. ૩-૦-૦જુદા. )**

"**સંદેશ લિ.**" નું આ મહાન ધાર્મિક પ્રકાશન દરેક સંસ્કારી અને ધાર્મિક કુટુમ્બમાં હોવું જ જોઇએ. આ સર્વોત્તમ ધાર્મિક ગ્રંથ બે ગીતાપ્રેમી સજ્જનો તરફથી ઉદાર નાણાંકીય મદદ મળેલી હોવાથી **જ્યાં સુધી કોપીઓ સિલિકમાં હશે ત્યાં સુધી** જ રૂા. **૧૫-૦-૦ ને બદલે** રૂા. **૧૦-૦-૦, દસની કિંમતે આપવામાં આવશે.** બહારગામ મોકલવાનો ટ. ખ. જુદો થશે. આ પવિત્ર અને દળાદર ધાર્મિક ગ્રંથની નકલો ખલાસ થાય, એ પહેલાં આપની નકલ મેળવી લ્યો. પાછળથી આ ગ્રંથ અપ્રાપ્ય છે.

<u>સ્થાનિક તેમ જ બહારગામનાં ગ્રંથ મેળવવાનાં સ્થળો</u>

**૧૦૮ સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજ**ના ગીતામંદિરમાં, **અમદાવાદ. સંદેશ કાર્યાલય** સારંગપુર-**અમદાવાદ. શ્રી મનુવર્ય, યોગસાધન આશ્રમ,** ૧૬, પ્રિતમનગર **અમદાવાદ, શ્રી. જયકૃષ્ણ મોરારજી પંડયા,** જનરલ મેનેજર, જુનાગઢ સ્ટેટ રેલ્વે, **જુનાગઢ. શ્રી હીરાલાલ નારણદાસ મીઠાઈવાળા C/o ગોપાળદાસ બરફીવાળા,** સી. પી. ટેન્ક, **મુંબઈ ૪. શ્રી. દયાશંકર ભાઈશંકર શુકલ,** બાલાજીરોડ-**સુરત** તેમજ આ ગ્રંથ 'સંદેશ' ના ગુજરાત-કાઠિયાવાડના એજન્ટો પાસેથી **રૂા. ૧૦-૮-૦** ની કિંમતે મળી શકશે.

આપના ગામના એજન્ટ પાસેથી આ પુસ્તક મેળવી પોસ્ટ ખર્ચ બચાવો.

# પ્રકરણ ૧

## હિંદી નાણાતંત્રનો વિકાસક્રમ તથા તેનાં મૂળભૂત અંગો

હિંદનો ખરો ઇતિહાસ—આ જગ્યાએ ફક્ત રાજકીય ઉથલપાથલ તથા રાજાઓથી વંશાવલિથી ભરપૂર ઇતિહાસનો ઉલ્લેખ નથી—જો કે હજુ આપણી સમક્ષ તેના નગ્નસત્ય રૂપમાં મૂકાયો નથી છતાં ખૂબ પ્રાચીન સમયના સાહિત્ય, મહાન પુરુષોના જીવનચરિત્ર, તથા સ્મૃતિઓના અભ્યાસકો પૂરા વિશ્વાસથી આજે જાહેર કરી શકે છે કે હજારો વર્ષો પહેલાં આર્ય સંસ્કૃતિ તેની આબાદીની ટોચે હતી, જ્યારે હિંદ એક સાધનસંપન્ન તથા આર્થિક આબાદી ભોગવતો ખૂબ ધનાઢ્ય દેશ હતો.

દુનિયાના બીજા દેશો કે જે અત્યારે આર્થિક, રાજકીય વગેરે ક્ષેત્રોમાં પ્રગતિમાન ગણાય છે તે જ્યારે છેક પછાત હતા તે કાળની અંદર પણ નાણાવટાનો ધંધો હિંદુસ્તાનની અંદર ઘણા સુવ્યવસ્થિત પાયા ઉપર ચાલતો હતો. માનવજાતિની સંસ્કૃતિની પ્રગતિમાં હિંદના આર્યોએ બહુ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે; અને ઠેઠ વેદના સમયમાં પણ ખેતી અને વેપારને અનુકૂળ એવો નાણાવટાનો ધંધો આપણા દેશમાં અસ્તિત્વમાં હતો તે માટે હવે કોઇને શંકા રહી નથી. સોનું, સિક્કા, ધીરાણ, દેવાદાર

વગેરે શબ્દોનો એ વખતના સાહિત્યમાં ઉલ્લેખ છે તે બતાવી આપે છે કે નાણુંની વ્યાજે હેરફેર એ જમાનામાં પ્રચલિત વસ્તુ હોવી જોઇએ. વૈશ્ય જાતિનો મુખ્ય ધંધો વેપાર, ધનનો સંગ્રહ અને ધીરધાર હતો. બુદ્ધના સમયમાં આ ધંધાને બ્રાહ્મણો તથા ક્ષત્રીઓએ પણ અપનાવ્યો અને તેનું ક્ષેત્ર વિશાળ બન્યું. કૌટિલ્ય અર્થશાસ્ત્રમાં નાણાવટાના ધંધાની એ કાળની પ્રગતિનું બહુ સુંદર આલેખન છે. હૂંડીઓની વપરાશ એ જમાનામાં જેમ જેમ વધતી ગઇ તેમ તેમ શરાફીઓનો ધંધો પણ જોર પકડતો ગયો, રાજ્ય સાથેનો શેઠ શાહૂકારનો નાણાંકીય સંબંધ કાયમી અને વધારે ગાઢ થતો ચાલ્યો; તેમની મારફત રાજાઓ રાજ્યની મહેસૂલ ઉઘરાવવા લાગ્યા; શરાફો પોતાના હાથમાંનું નાણું જરૂરીઆત ધરાવતા વર્ગને, મિલ્કત તારણમાં લઇને વ્યાજે ધીરતા. વ્યાજનો દર તારણમાં લેવાની મિલ્કતના પ્રકાર ઉપર નક્કી થતો. સોનું અગર સોનાનાં ઘરેણાં ઉપર અપાએલ ધીરાણ લગભગ ૧૦ ટકા વ્યાજ લઇને અપાતું; સ્થાવર મિલ્કતના ગીરો ઉપર ૧૫ થી ૨૦ ટકા વ્યાજ અને કશી મિલ્કત તારણમાં ન લેવામાં આવી હોય તેવા અંગ ઉધાર ધીરાણ ઉપર ૮૦ થી ૨૦૦ ટકા વ્યાજ લેવાયાના દાખલા પણ મળી આવે છે. રજપુત રાજાઓના સમયમાં શરાફીનો ધંધો સારા પ્રમાણમાં ફાલ્યો ફૂલ્યો કારણ કે સમાજની એ અગત્યની જરૂરીઆત આ ધંધો પૂરી પાડતો હોઈ તેના તરફ સામાન્ય રીતે સન્માનની દૃષ્ટિથી જોવામાં આવતું હતું. મુસલમાન રાજાઓના સમયમાં હિંદમાં ઘણા પ્રકારનું ચલણી નાણું ચાલતું હોવાથી એક પ્રાંતના નાણાંને બદલે બીજા પ્રાંતનું નાણું બદલી આપવાનું કામ શરાફો કરવા લાગ્યા. લઢાઇના વખતમાં રાજાઓ પણ આ શરાફો પાસેથી નાણાં વ્યાજે લેતા; પરંતુ મુસલમાન ધર્મમાં વ્યાજ લેવાને (સૂદખોરીને) હરામ–પાપ ગણેલ હોવાથી શરાફીના ધંધાની પ્રગતિ ઉપર કાપ મૂકાયો. જે

જમાનામાં દેશમાં શાંતિ, વ્યવસ્થાનું નામ નિશાન ન હોય ત્યાં કોઈ પણ ધંધો આબાદ ન થઇ શકે એ દેખીતું છે. મોગલ સલ્તનતના અંતકાળમાં તો જાનમાલ અને મિલ્કતના રક્ષણ માટે કોઇ જવાબદાર નહોતું. સ્વાર્થી સુબાઓએ શરાફોનાં ઘરબાર લૂંટ્યાના ઘણા દાખલા ઇતિહાસમાંથી મળી આવે છે. ફકત અકબરના વખતમાં શરાફીના ધંધાને સારું ઉત્તેજન મળ્યું હતું, કારણ અકબરને આ ધંધામાં બહુ અંગત રસ હતો અને તે પોતે અંગત નાણાંની ધીરધાર કરતો, પણ ઔરંગઝેબે નાણાંની ધીરધારને ગુનો ગણી હિન્દુ શરાફો—શાહૂકારો ઉપર કામ ચલાવી દેશભરમાંથી આ ધંધાને મૂળમાંથી હાંકી કાઢવા પ્રયત્નો આદર્યા. વળી ઔરંગઝેબને વધારે પડતું નાણું લડાઇમાં રોકવું પડતું હોવાથી રાજ્યની તિજોરીમાંથી ધંધામાં અને ઉદ્યોગમાં જે નાણું અકબરના વખતથી વ્યાજે ફેરવાતું હતું તે નાણું બંધ થયું. આમ શરાફીના ધંધાની સાથે વેપાર ઉદ્યોગની ઉપર પણ મોટો ફટકો પડયો.

## ઈસ્ટ ઇન્ડીઆ કંપનીના આવ્યા બાદ

ઈસ્ટ ઇન્ડીઆ કંપનીના આવવા સાથે હિંદી શરાફોના ભાગ્ય ઉપર બીજો છેદ મૂકાયો. ભાષાની મુશ્કેલીની સાથે હિન્દ તથા ઈંગ્લેન્ડની શરાફીની પ્રથા વચ્ચે આસ્માન જમીન જેટલું અંતર હોવાથી કંપનીને છેવટે પોતાની જ બેંકો અહીં ખોલાવવી પડી. તે ઉપરાંત સને ૧૮૩૫માં કંપનીએ હિંદભરમાં એક જ પ્રકારનું ચલણી નાણું ચલાવવું તેવો એક કાયદો કર્યો. અત્યારે આપણે જે રૂપીઓ વાપરીએ છીએ, તેવો રૂપીઓ સૌથી પ્રથમ ત્યારે છાપવામાં આવ્યો. જુદા જુદા પ્રકારના, માપના અને વજનના સિક્કાને બદલે બીજી જાતના સિક્કા બદલી આપવાનો ધંધો બંધ થયો અને સાથો સાથ હિંદી શરાફો માટે આવકનું સારું એવું સાધન ગયું. સને ૧૮૫૯માં જ્યારે મર્યાદિત જવાબદારીવાળી

(લિમિટેડ) અને શેર મૂડીવાળી કંપનીઓ સ્થાપવાની કાયદાથી છૂટ આપવામાં આવી, ત્યારે પશ્ચિમના દેશની ઢબ ઉપર કામ કરતી મોટી બેંકો હિન્દમાં સ્થપાઇ અને લાખોની મૂડીથી કામ કરતી આ બેંકો સામે ટક્કર લેવાનું હિન્દી શરાફો માટે મુશ્કેલ બન્યું. પાશ્ચિમાત્ય સંસ્કૃતિની બીજી ખરાબ અસર એ થઈ કે હિન્દી શરાફોમાં જે ઉચ્ચ નૈતિક ધોરણ સેંકડો વર્ષોથી જળવાઇ રહ્યું હતું, તે ધીમે ધીમે નષ્ટ થવા લાગ્યું અને સ્વાર્થ, ક્ષુલ્લકવૃત્તિ, દગો, પ્રપંચ વગેરે બદીઓએ ધીરધારના ધંધાને વગોવવાલાયક કરી મૂકયો. દેવાળું કાઢવાને—નાદારીને જ્યારથી અંગ્રેજી સત્તાએ કાયદેસર રીતે હિન્દમાં માન્ય રાખ્યું, ત્યારથી તો હિન્દી શરાફોનું અધઃપતન જલદીથી થવા લાગ્યું.

અત્યારે જો કે શરાફો—શાહૂકારો પોતાનું અગાઉનું સ્થાન ખોઈ બેઠા છે, છતાં દેશના નાણાબજારમાં હજુ પણ તેમનું સ્થાન ઓછું અગત્યનું નથી. યુરોપીઅન ઢબે ચાલતી બેંકોએ દેખીતી રીતે જે પ્રગતિ કરી છે તેથી કાંઇ હિન્દ જેવડા મોટા દેશની નાણાકીય જરૂરીઆતો પૂરી પડી રહે તેમ નથી. તે ઉપરાંત હિન્દનાં સાતલાખ ગામડાંઓ વચ્ચે બેંકોની ફકત ૨૪૦૦ શાખાઓ બસ થઇ પડતી નથી. અત્યારે પણ હિન્દની નાણાંકીય જરૂરીઆતોનો લગભગ ૯૦ ટકા હિસ્સો શરાફો જ પૂરો પાડે છે. તેમની કાર્યપદ્ધતિ, તેમનો અને નાણાબજારનાં ઇતર અંગો વચ્ચેનો સંબંધ વગેરે પ્રશ્નો આપણે હવે પછીના પ્રકરણમાં વિગતથી ચર્ચીશું.

## આધુનિક બેંકોની શરૂઆત

આપણે ઉપર જોઇ ગયા કે કંપનીના આવ્યા પછી તેમના વેપારને અનુકૂળ થાય તેવી, નાણાવટાનો ધંધો કરતી, સંસ્થાઓની તેમને જરૂર પડી. હિંદના શરાફો સાથે તેમને મેળ ખાધો

નહિ, એટલે અંગ્રેજી વેપારી પેઢીઓ (આડતનું કામ કરતી કોઠીઓ–એજન્સી હાઉસ) કે જે ઇંગ્લાંડ સાથેનો આયાત નિકાશનો વેપાર કરતી હતી તેમણે પોતાના ધંધામાં નાણાવટાના ધંધાની પણ શાખા ખોલી. આ પેઢીઓને પણ પોતાની મૂડી નહોતી; કંપનીના નોકરોની બચત તેમને ત્યાં થાપણ તરીકે મૂકાતી, તેમાંથી તેઓ જે મૂડી ઊભી કરતા તે પોતાના નાણાવટાના ધંધામાં રોકાતી. આમ તેઓ થાપણો લેવાનું, નાણાં ધીરવાનું તથા ચલણી નોટો છાપવાનું કામ કરતી હતી. ભવિષ્યમાં હિંદની અંદર સ્થપાનારી પાશ્ચિમાત્ય ભૂમિકા ઉપર ચાલતી મોટી બેંકોની શરૂઆત આવી આડતિયા પેઢી(એજન્સી હાઉસ)થી થઇ. એલેકઝાંડર એન્ડ કંપની નામની એક પેઢીએ સને ૧૭૭૦ માં "બેંક ઓફ હિંદુસ્તાન" નામની બેંક ખોલી. આ બેંકનો સંબંધ ખાસ કરીને અંગ્રેજી કોઠીના વેપાર સાથે જ હતો. સને ૧૮૭૫માં બીજી બેંકો–બેંગાલ બેંક અને જનરલ બેંક ઓફ ઇન્ડીઆ–સ્થપાઈ; આ બેંકોએ ઈસ્ટ ઇન્ડીઆ કંપની પાસેથી નાણાવટાનું કામ કરવાની સનદ મેળવી હતી. આ ત્રણે બેંકો પ્રગતિ કરે તે પહેલાં નાણાંકીય મુશ્કેલીને અંગે તેને ફડચામાં લઇ જવી પડી હતી.

ત્યાર પછી હિંદી સરકારના કાયદા નીચે નોંધાયેલી બેંકોની સ્થાપનાની શરૂઆત થઇ, કે જેના મુખ્યત્વે બે ભાગ પાડી શકાય:

(૧) મુંબાઇ, મદ્રાસ અને બંગાળા પ્રાંતમાં સ્થપાયેલી ત્રણ પ્રેસિડેન્સી બેંકો, આ ત્રણે બેંકો જોડી દઈને સને ૧૯૨૧ માં ઈમ્પિરિયલ બેંક શરૂ કરવામાં આવી. (૨) શેર મૂડીવાળી ભાગીદારોની માલિકીની મર્યાદિત જવાબદારીવાળી બેંકો.

આ બન્ને બેંકોનો ઇતિહાસ આપણે જુદો જુદો તપાસીએ.

## પ્રેસિડેન્સી બેંકોનો ઇતિહાસ

કંપનીની વેપારની પ્રવૃત્તિ જ્યારે વધુ વિશાળ થઇ, તેની નાણાંકીય જરૂરીઆતો ખાનગી બેંકો પાસેથી મેળવવાનું મુશ્કેલ બન્યું અને સરકારી હૂંડીઓ મારફત મેળવાતાં નાણાં માટેનું વ્યાજ જ્યારે તેને ભારે પડવા માંડયું, ત્યારે તેની સગવડતા ખાતર અને કૂદકે અને ભૂસકે વધતા જતા અંગ્રેજી વેપારની અનુકૂળતા ખાતર સને ૧૮૦૬માં 'બેંક ઓફ કલકત્તા'ના નામ નીચે બંગાળા પ્રાંતની પહેલી પ્રેસિડેન્સી બેંકની સ્થાપના થઇ. સને ૧૮૦૯ માં જ્યારે તેને સનંદ આપવામાં આવી, ત્યારે તેનું નામ ફેરવીને પ્રેસિડેન્સી બેંક ઓફ બેંગાલ રાખવામાં આવ્યું. કંપનીનો કાબૂ આ બેંક ઉપર રહી શકે તેટલા માટે બેંકની કુલ ૫૦૦૦૦૦ પાઉન્ડની મૂડીમાંથી ૧૦૦૦૦૦ પાઉન્ડની મૂડી કંપનીએ જ પૂરી પાડી, અને તેના બદલામાં બેંકના વ્યવસ્થાપક મંડળમાં ત્રણ સભ્યો નિમવાનો અધિકાર પોતે અનામત રાખ્યો. વ્યાજના દર ઉપર અંકુશ રહે તે હેતુથી આ બેંકો ૧૨ ટકા કરતાં વધારે વ્યાજ ન લઇ શકે તેવું કરવામાં આવ્યું હતું.

સને ૧૮૨૩માં બેંકને પોતાની ચલણી નોટો છાપવાનો અને ૧૮૩૯ માં શાખાઓ ખોલવાનો તથા દેશની અંદર હૂંડિયામણનો ધંધો કરવાનો અખત્યાર આપવામાં આવ્યો. પરદેશ સાથેનો હૂંડિયામણનો ધંધો જોખમી ગણાતો હોવાથી તે ધંધો કરવાની છૂટ બેંકને આપવામાં આવી ન હતી—જો કે બેંક પોતે પણ એ વખતે એ દિશામાં માથું મારવા ઇચ્છતી નહોતી.

સને ૧૮૪૦ પ્રેસિડેન્સી બેંક ઓફ બોમ્બે રૂ. ૫૦ લાખની મૂડીથી અને ૧૮૪૩ માં પ્રેસિડન્સી બેંક ઓફ મદ્રાસ રૂ. ૩૦ લાખની મૂડીથી સ્થાપવામાં આવી. કંપનીએ બંને બેંકને ત્રણ

ત્રણ લાખની મૂડી પૂરી પાડી અને વ્યવસ્થાપક મંડળ ઉપર અમુક સભ્યો નીમવાનો અધિકાર કાયમ રાખ્યો હતો. ત્રણે બેંકની બાકીની મૂડીના શેર યુરોપિયનોએ જ ખરીદી લીધા હતા. આ બેંકોને પણ પોતાની નોટો છાપવાની છૂટ હતી. એક પ્રેસિડેન્સી બેંકની નોટ બીજા પ્રાંતમાં કાયદેસર નાણું ગણાતું નહિ. સરકારી નાણાંકીય કામકાજ આ બેંકને સોંપવામાં આવ્યું હતું. સને ૧૮૬૨ માં ચલણી નોટો છાપવાનો અધિકાર ત્રણે બેંકો પાસેથી લઈ લેવામાં આવ્યો અને હિંદી સરકારે પોતે એ જવાબદારી લીધી. એ વખતમાં ચલણી નોટો છાપવી એ બેંકોની કામગીરીમાંની મુખ્ય કામગીરી ગણાતી હોવાથી સરકારનું આ પગલું બેંકોને વસમું લાગ્યું. બેંકોનું મન મનાવવા ખાતર સરકારે એવું ઠરાવ્યું કે પ્રાંતના શહેરમાં રખાતી બધી જ સરકારી રકમોનો આ બેંકો વગર વ્યાજે ઉપયોગ કરી શકશે.

સને ૧૮૬૨–૬૭ ના આરસામાં રૂ ના ભાવમાં જબરદસ્ત ઉછાળો આવવાથી પ્રેસિડેન્સી બેંક ઓફ બોમ્બે મંદીમાં સપડાઇ જેથી સને ૧૮૬૮ માં તેને ફડચામાં લઇ જવી પડી. તે જ વર્ષે રૂા. ૧ કરોડની મૂડીથી એ જ નામની બેંક મુંબઈમાં શરૂ કરવામાં આવી. ઉપલી બેંક તૂટવાથી પ્રેસિડેન્સી બેંકો ઉપરનો સરકારનો વિશ્વાસ ડગ્યો અને પોતાની મૂડી ત્રણે બેંકમાંથી સરકારે ખેંચી લીધી અને સરકારી રકમો પણ આ બેંકો પાસે રાખવાનું બંધ કર્યું. સાથોસાથ વ્યવસ્થાપક મંડળ ઉપર સભ્યો નીમવાનું પણ બંધ કર્યું.

સરકારી રકમો પ્રેસિડેન્સી બેંકો પાસે રાખવાનું બંધ કર્યા પછી મુંબઈ, મદ્રાસ અને કલકત્તા આ ત્રણ જગ્યાએ સરકારે પોતાની તિજોરીઓ ખોલી અને તાલુકાનાં સ્થળોએ ફકત જરૂર પૂરતું નાણું રાખી બાકીની બધી સરકારી સિલિક આ તિજોરીઓમાં

રાખવાનું ઠરાવ્યું. આમ જે નાણું પ્રેસિડેન્સી બેંકો મારફત દેશના નાણાબજારમાં આવતું અને વેપારમાં રોકાઈ ઉત્પાદક કાર્ય કરતું હતું, તે હવેથી સરકારી તિજોરીઓમાં ગોંધાઇ રહેવા લાગ્યું. આ ફેરફારની બહુ માઠી અસર નાણાબજાર ઉપર થઇ, કારણ કે હિંદની અંદર નવેમ્બરથી એપ્રિલ સુધીની મોસમમાં ખેતીનો પાક તૈયાર થઇ તે બહારગામ અને પરદેશ ચઢતો હોવાથી મોટા પ્રમાણમાં લેવડદેવડના સોદાને અંગે નાણાની વધુ જરૂર પડે છે; બીજી બાજુ આ જ અરસામાં જમીન મહેસુલના હપ્તા પાકતા હોવાથી ખેડૂતો પાસેથો કરોડો રૂપીઆ સરકાર એંચી જઈ તિજોરીમાં ઠાલવતી. એટલે દેશભરમાં નાણાંની ખૂબ જ તંગી જણાવા લાગી અને વ્યાજના દર અસહ્ય ઊંચા થયા. સરકાર આ નાણું ગોંધી રાખવાને બદલે છૂટું કરે તે ઇચ્છવા યોગ્ય હતું. પણ સરકારની એ દલીલ હતી કે સરકારની એ આવક મહેસૂલના રૂપમાં એકી સાથે આવી જાય છે, જ્યારે તેનું ખર્ચ આખા વર્ષમાં વહેંચાતું વહેંચાતું થાય છે અને જો સરકાર પોતાનું નાણું રોકે અને વખતસર ફરી ન વળે, તો પોતાના ખર્ચને સરકાર શી રીતે પહોંચી શકે? સરકાર વારંવાર એવો અભિપ્રાય રજૂ કરતી કે દેશના વેપાર અને ઉદ્યોગોએ પોતાના ઉપયોગ પૂરતું નાણું સીધી રીતે જાહેર પ્રજા પાસેથી જ નાણાં બજારમાંથી જ ઊભું કરી લેવું જોઇએ. સરકાર પાસેથી એ આશા રાખીને પરાવલંબી થવું જોઇએ નહિ. નાણાંની મોસમી તંગી આમ ચાલુ રહી અને પરિણામે દેશના વેપારનું ગુંગળામણ પણ ચાલું રહ્યું. આ અંગેની પ્રજાની પુષ્કળ ફરિયાદો બાદ સને ૧૮૯૮ માં સરકારે પ્રેસિડેન્સી બેંકોને પોતાના વટાવ દરે અમુક નાણું ધીરવું શરૂ કર્યું. સને ૧૯૧૩ માં નીમાએલા કરંસી તપાસપંચે એવી ભલામણ કરી કે સરકારી તિજારીઓ બંધ કરી સરકારી સિલિકો પ્રેસિડેન્સી બેંકો પાસે રાખવી વધારે હિતાવહ

છે. આના પરિણામે અગર તો સને ૧૯૧૪–૧૯૧૮ ના ગત વિશ્વયુદ્ધનાં વર્ષો દરમિયાન જાહેર પ્રજાને સરકારી જામીનગીરીઓ ખરીદવા સગવડતા કરી આપવા ખાતર હિંદની સરકાર પોતાની સિલકનો મોટો ભાગ પ્રેસિડન્સી બેંકો પાસે રાખવા માંડી. સને ૧૯૨૧ માં ઇમ્પિરીઅલ બેંક શરૂ થતાં સરકારી તિજોરીઓ છેવટે બંધ કરવામાં આવી અને સાઠ વર્ષના ગાળા બાદ સરકારી સિલકો જેલમાંથી બહાર નીકળી, ઉપયોગી દિશામાં કામ કરતી શરૂ થઈ.

ફરી આપણે મૂળ વાત ઉપર આવીએ. સને ૧૮૬૮ માં પ્રેસિડન્સી બેંક ઓફ બોમ્બે તૂટી એટલે નાણાવટા ઉપર જનતાનો જે કાંઈ વિશ્વાસ બેઠેલો તે ડગ્યો. આવો પ્રસંગ ફરી ન બને તેટલા ખાતર અમુક અંકૂશો આ બેંક ઉપર મૂકવાનું સરકારને યોગ્ય લાગ્યું. આ માટે સરકારે એક તપાસપંચ નીમ્યું. આ પંચની ભલામણથી સરકારે ત્રણે બેંકો ઉપર નીચેના અંકૂશો મૂકયા.

(૧) આ બેંકોએ પરદેશમાંથી નાણું વ્યાજે મેળવી હિંદમાં લાવવું નહિ; તેમ જ પરદેશી હૂંડી અંગેનું કોઇ પણ કામકાજ કરવું નહિ.

(૨) આ બેંકોએ છ મહિનાથી લાંબી મુદત માટે લોન આપવી નહિ, જેથી બેંકનું નાણું ફરતું રહે. લાંબી મુદતની લોનમાં રોકેલું નાણું ઘણી વખત ખોટું થવા સંભવ છે; જેથી ટૂંક મુદતની થાપણો વાળી બેંકો માટે આ અંકૂશ બહુ જરૂરનો છે.

(૩) સ્થાવર મિલ્કતને તારણમાં લઈ નાણું ધીરવું નહિ. (સ્થાવર મિલ્કત જલ્દીથી વેચી શકાય નહિ, તેમ જ તેની કિંમતમાં ફેરફાર થતા રહેતા હોવાથી બેંકો સ્થાવર મિલ્કતને પ્રથમ વર્ગનું સલામત તારણ માનતી નથી.)

આ અંકૂશોથી જો કે બેંકોનું કામ બીનજોખમી થયું અને ઓગણીસમી સદીનાં છેલ્લાં પચીસ વર્ષો કે જે આર્થિક ઉથલ-પાથલોથી ભરપૂર હતાં, તે આ બેંકો સહિસલામત રીતે પસાર કરી શકી; પણ અંકૂશોની ભીંસથી બેંકોનું કાર્યક્ષેત્ર તદ્દન ટૂંકું થઇ ગયું અને સરકારી કામકાજનો ઇજારો ધરાવતી બેંકો જે ઝડપી પ્રગતિ સાધી શકે, તે પ્રગતિ આ બેંકો સાધી શકી નહિ.

તે ઉપરાંત, આ ત્રણે બેંકો એક બીજાથી સ્વતંત્ર રીતે કામ કરતી હોવાથી, તેમની કાર્યપદ્ધતિમાં એકતા—એકધારાપણું હતું નહિ. દરેક બેંકને પોતપોતાના હિતનું રક્ષણ કરવાનું હોવાથી કોઈ પણ બેંક દેશના નાણાબજારનું નિયમન કરી શકે અગર વ્યાજના દર ઉપર સાર્વત્રિક કાબૂ ધરાવી શકે તેમ તો હતી જ નહિ. દેશમાં નાણાંકીય મુશ્કેલીઓમાં બીજી બેંકો સપડાય તો તેની વહારે ધાવાની ફરજ આ બેંકો બજાવી શકે તેમ નહોતું. આ રીતે હિંદનું નાણું રખોપા વગરનું સને ૧૯૨૦ સુધી આગળ ધપ્યું. સને ૧૯૧૩–૧૭ માં હિંદી નાણાવટા ઉપર એક આંધી ફરી વળી, ત્યારે દેશમાં એક મધ્યસ્થ બેંક (કે જે સારાએ નાણાં બજાર ઉપર ચોકી કરી શકે અને તેનું રક્ષણ કરી શકે એવી) હોવી જોઇએ તે વસ્તુની અગત્ય જણાઇ. મોડું મોડું પણ સરકારને ગળે ઊતર્યું કે ત્રણે પ્રેસિડેન્સી બેંકોને જોડી દઇ ત્રણેનું બળ ભેગું કરી એક મધ્યસ્થ બેંક શરૂ કરવી એ દેશના વેપાર ઉદ્યોગના હિતમાં છે. આ જોડાણના અભિપ્રાય ઉપર સરકાર આવી, તેનું બીજું પણ એક એ કારણ હતું કે, હિંદમાં એક સબળ બેંક શરૂ કરવામાં ન આવી હોત તો પરદેશી બેંકો હિંદમાં પોતાની શાખાઓ ખોલી, પ્રેસિડેન્સી બેંકો સામે એક જબરો મોરચો ખડો કરી, હરીફાઈમાં પ્રેસિડન્સી બેંકોને હરાવી હિન્દના નાણાવટામાં એક અગત્યનું સ્થાન જમાવી બેસત. આમ થતું અટકાવવાને

સન ૧૯૨૦માં ત્રણે પ્રેસિડેન્સી બેંકોને જોડી દઈ ઇમ્પિરીઅલ બેન્ક ઓફ ઇન્ડીઆની સ્થાપના કરવામાં આવી. આ વખતે પ્રેસિડેન્સી બેંકોની કુલ ૬૦ જેટલી શાખાઓ હતી અને લગભગ સાડાત્રણ કરોડનું તો અનામત ફંડ હતું. પ્રેસિડેન્સી બેંકોએ કરેલી ધીમી પણ મક્કમ પ્રગતિનો ખ્યાલ નીચેના કોષ્ટક ઉપરથી આવશે.

| સન | અનામત ફંડ | સરકારી થાપણ | ખાનગી થાપણ | ડીવીડન્ડ (નફો)૦/૦ |
|---|---|---|---|---|
| ૧૮૮૦ | ૫૫ | ૨૯૧ | ૮૪૯ | ૭૪૧ |
| ૧૮૯૦ | ૬૭ | ૩૫૯ | ૧૪૭૬ | ૧૨૯૭ |
| ૧૯૧૦ | ૩૩૧ | ૪૨૪ | ૩૨૩૪ | ૧૧૩૫ |
| ૧૯૨૦ | ૩૭૮ | ૯૦૩ | ૭૮૦૨ | ૨૬૦૩ |

[ ઉપરના આંકડા લાખ રૂપીઆમાં છે. ]

સરકારે જ્યારે ઇમ્પિરીઅલ બેન્ક સ્થાપી ત્યારે આંતરિક હેતુ એવો હતો કે બીજા દેશોમાં નાણાબજારનાં જુદાંજુદાં અંગોનો સમન્વય સાધતી સાંકળની ગરજ સારતી એક મધ્યસ્થ બેંક હોય છે તેવી બેંકના રૂપમાં ઇમ્પિરીઅલ બેંકને ધીમે ધીમે ફેરવી નાખીશું; પણ ઇમ્પિરીઅલ બેંક મુખ્યત્વે તો બીજી વેપારી બેંકોના જેવું જ કરતી હોવાથી તેમની એક હરીફ બેંકને મધ્યસ્થ બેંક બનાવવી, તે વાત સને ૧૯૨૬ માં નીમાયેલા હીલ્ટન યંગ કરંસી કમિશનને વ્યાજબી ન લાગી, એટલે એવી ભલામણ કરી કે ઇમ્પિરીઅલ બેંક ઉપર વેપારી બેન્ક તથા મધ્યસ્થ બેંક તરીકેની પણ જવાબદારી લાદવામાં આવી છે તેને બદલે એક જુદી જ નવી સંસ્થા મધ્યસ્થ બેંક તરીકે સ્થાપવી સલાહભર્યું છે કે જે બેંકનું નામ રિઝર્વ બેંક ઓફ ઇંડીઆ આપી શકાય. તે બેંક ખોલવામાં આવ્યા બાદ ઇમ્પિરીઅલ બેંકને બીજી

વેપારી બેંકોની હરોળમાં મૂકી દેવી. આ ભલામણને અમલમાં મૂકતાં હિંદી સરકારને સાત વર્ષ લાગ્યાં અને તે પણ હિન્દના રાજ્યબંધારણમાં સુધારા દાખલ કરવાનો પ્રશ્ન ઉપસ્થિત ન થયો હોત, તો રિઝર્વ બેંક કોણ જાણે કયારેય સ્થપાત. સને ૧૯૩૬ માં બ્રિટિશ સરકારે એવું ઠરાવ્યું કે હિંદમાં સમુહતંત્ર અમલમાં આવે તે પહેલાં રિઝર્વ બેંકની સ્થાપના થઈ ગયેલી હોવી જોઈએ. આમ રિઝર્વ બેંકની સ્થાપના ઉપર સરકારને મુંઝવતો રાજ્યબંધારણના કોયડાનો ઉકેલ હોવાથી સને ૧૯૩૪ માં જ હિંદની ધારાસભામાં રિઝર્વ બેંક ઓફ ઇન્ડીઆ એક્ટ પસાર કરવામાં આવ્યો, અને બીજે જ વર્ષે જે બેંકની દેશ પોણી સદીથી રાહ જોતો હતો, તે રિઝર્વ બેંકની આખરે શુભ સ્થાપના થઇ.

## પાશ્ચિમાત્ય ઢબે કામ કરતી શેર મુડીવાળી બેંકોનો ઇતિહાસ

કંપનીના વખતથી તે આજ સુધીનો ખાનગી બેંકોનો ઈતિહાસ નીચે મુજબના સાત વિભાગમાં વહેંચી શકાય:

(૧) સને ૧૮૧૩ થી ૧૮૩૩ (૨) ૧૮૩૩ થી ૧૮૬૦
(૩) ૧૮૬૦ થી ૧૯૦૫ (૪) ૧૯૦૫ થી ૧૯૧૪
(૫) ૧૯૧૪ થી ૧૯૨૪ (૬) ૧૯૨૪ થી ૧૯૩૫
(૭) ૧૯૩૫ થી આજ સુધી

(૧) સને ૧૮૧૩ માં એક કાયદો પસાર કરી હિંદુસ્તાનમાં યુરોપીઅનોને કાયમી વસવાટ કરવાની તથા વેપાર કરવાની છૂટ આપવામાં આવતાં, ઘણી અંગ્રેજી કોઠીઓએ અમર્યાદિત જવાબદારીના પાયા ઉપર કામ કરતી શેર મૂડીવાળી બેંકો સ્થાપી. આ બેંકો ચલણી નોટો છાપતી, વેપાર અને ઉદ્યોગમાં નાણું

રોકતી અને હૂંડિયામણનું પણ થોડું કામ કરતી. કંપની આ બેંકોને મુશ્કેલીના સમયમાં મદદગાર થતી. પરંતુ બેંકના ધંધા સાથે ઇતર ધંધાઓને સેળભેળ કરી દેવાથી અને સટ્ટામાં રસ લેવાથી આ બધી બેંકો ટૂંક મુદતમાં તૂટી પડી.

(૨) સને ૧૮૩૩ થી ૧૮૬૦ ના અરસામાં જે જે બેન્કો શરૂ થઇ, તે પણ યુરોપિયન કોઠીઓએ જ સ્થાપી હતી. આમાંની ઘણી ખરી બેન્કો અવ્યવસ્થા, નાણાવટાના સિદ્ધાંતોથી વિરુદ્ધ રીતે કરાયેલું નાણાંનું રોકાણ અને હિસાબી ગોટાળાને પરિણામે ટકી શકી નહિ.

(૩) સને ૧૮૬૦ માં કાયદાએ "મર્યાદિત જવાબદારી" વાળી લિમિટેડ કંપનીઓ કાઢવાની છૂટ આપી કે જેના અંગે કંપની તૂટે તો પણ જે ભાગીદારે જેટલી કિંમતના શેર ખરીદ્યા હોય તેનાથી વધારે તેની જવાબદારી ઊભી થઇ શકે નહિ. આમ ન હોય તો કોઇ પણ કંપનીના ફકત સો રૂપીઆની કિંમતના બે જ શેર ખરીદતાં, એ કંપની તૂટતાં, તેનું દેવું ભરપાઇ કરવામાં ભાગીદારની બધી મિલકત ઉપર કંપનીના લેણદારો ટાંચ લાવી શકે. એટલે કંપની પોતાની મૂડી શેરથી ઊભી કરતાં કેટલી મુશ્કેલી અનુભવે ? જ્યારે કાયદાએ કંપનીના ભાગીદારોની "મર્યાદિત જવાબદારી" સ્વીકારી ત્યારથી એક માણસ માટે પાંચ દશ કંપનીના ભાગીદાર થવાનું અને કંપનીઓ માટે લાખો કરોડો રૂપીઆની મૂડી ઊભી કરવાનું પણ શક્ય બન્યું. આ કાયદો મોટી મૂડીવાળી બેન્કો સ્થાપવામાં પુષ્કળ મદદગાર થયો. કારણ મોટી મૂડીવાળી બેન્કો જનતાનો વધારે વિશ્વાસ સંપાદન કરી શકે તેટલું જ નહિ, પણ મોટા ભંડોળમાંથી મોટા પ્રમાણમાં ઓછા વ્યાજે નાણું પણ ધીરી શકાય. દેશની અંદર વેપારનું પ્રમાણ વધતું ગયું તેમ તેમ મોટી બેન્કોની જરૂરીઆત પણ ખડી થતી ગઇ.

પ્રેસિડેન્સી બેન્કો સરકારી અંકૂશ તળે પોતાનું કાર્યક્ષેત્ર વિસ્તારી શકતી ન હોતી—એટલે બધી દિશામાંથી ખાનગી મૂડીવાળી બેન્કોની માગણી ઊભી થઈ. સને ૧૮૫૫ માં બેન્ક ઓફ અપર ઈંડીઆએ આ દિશામાં પહેલ કરી. ૧૮૭૪ માં એલાયન્સ બેન્ક ઓફ સીમલા સ્થપાઇ. પણ આ બધી બેન્કો યુરોપિયન મૂડી અને વ્યવસ્થાવાળી હતી. હિન્દી સાહસના પરિણામે અસ્તિત્વમાં આવવાનું પહેલું માન ૧૮૮૧ માં સ્થપાયેલ ઔંધ કમર્શીયલ બેન્ક ખાટી જાય છે. ૧૮૯૪ માં હિંદી નાણાવટાના પિતા સમા લાલા હરકિસન લાલે પંજાબ નેશનલ બેન્ક ઉઘાડી.

લગભગ આજ અરસામાં સરકારે બેન્કો પાસેથી ચલણી નોટો છાપવાનો અખત્યાર પાછો ખેંચી લીધો અને એ જમાનામાં જ્યારે નોટો છાપવી, એને હરકોઇ બેન્કનો સ્વાભાવિક અધિકાર મનાતો હતો, ત્યારે તો આ પ્રતિબંધથી નાણાવટાના ક્ષેત્રમાં બહુ ઉહાપોહ થયો. આ વિરોધ સમાવવા સરકારે પોતાનું નાણું જે તે તાલુકાના મુખ્ય સ્થળે આવેલી બેંક પાસે વગર વ્યાજે રાખવું શરૂ કર્યું. પરંતુ અમેરિકાના આંતરવિગ્રહને અંગે હિંદમાં રૂના ભાવમાં એકદમ ઉછાળો આવતાં જે જે બેંકો તથા ઇતર કંપનીઓને રૂના વેપાર સાથે સીધો કે આડકતરો સંબંધ હતો, તે મુશ્કેલીમાં આવી પડી અને ઘણી બેન્કો આ નાણાકીય મુશ્કેલી સફળતાથી ઓળંગી શકી નહિ. ત્યાં તો સને ૧૮૭૪ થી ૧૮૯૮ સુધી હિન્દના ચલણી નાણાનું પ્રકરણ ચકડોળે ચઢયું. જર્મની, સ્વીડન, ડેન્માર્ક વગેરે દેશોએ ચાંદીના ધોરણનો ત્યાગ કરતાં ચાંદીના ભાવ ઝપાટાબંધ ઘટવા લાગ્યા અને સાથોસાથ ચાંદીના ઉત્પાદનમાં વધારો થતાં ચાંદીના ભાવો હદ ઉપરાંત બેસી ગયા. બીજી બાજુ યુરોપના ઘણા દેશો તથા અમેરિકા સોનાના ધોરણ ઉપર આવતાં સોનાનો ભાવ વધી ગયો. એટલે સોના તથા ચાંદીના ભાવો વચ્ચે અત્યંત ફરક પડી ગયો. સસ્તી ધાતુ—ચાંદી

બહોળા પ્રમામાં હિંદમાં આવવા લાગી અને સરકારે સસ્તી ચાંદીનો લાભ લઇ જોઇએ તેના કરતાં પણ વધારે રૂપીઆ છાપ્યા. પરિણામે દરેક વસ્તુના ભાવમાં કૃત્રિમ ઉછાળો આવ્યો, રૂપીઆની કિંમત પરદેશી હૂંડિયામણમાં ૨ શીલીંગમાંથી ઘટીને૧૮૯૨માં ૧શી. ૨ પેન્સની થઇ ગઇ અને આ ઉથલપાથલમાં ઘણી બેંકો સપડાઇ ગઇ. આવા સમયમાં નવી બેંકો સ્થાપવાનું તો અશકય જ બની જાય, તે સમજી શકાય તેવી વાત છે; ઘણી બેંકો તૂટતાં જનતાનો જે કાંઇ વિશ્વાસ બેંકો ઉપર બેસવો શરૂ થયો હતો, તેના ઉપર ઘા પડયો. ઓગણીસમી સદીને અંતે હિંદમાં ફકત ૯ મોટી બેંકો હતી, કે જેની બધી થાપણો ભેગી કરતાં રૂ. ૮ કરોડથી વધારે નહતી.

(૪) પરંતુ સને ૧૯૦૫માં દેશભરમાં બંગભંગના કાયદાએ એક રાજકીય આંદોલન પેદા કર્યું. વિદેશી માલના બહિષ્કારની ભાવનાએ વિદેશી બેંકો તરફ પણ લોકોને સુગ પેદા કરી અને સ્વદેશી બેંકોનો દશકો આવ્યો. સને ૧૯૦૬ થી ૧૯૧૩ સુધીમાં રુપીઆ પાંચ લાખથી વધારે મૂડીવાળી બેંકની સંખ્યા ૯ થી વધીને ૧૮ સુધી થઈ, થાપણનો આંકડો પણ ૮ કરોડથી ૨૨ કરોડ સુધી જઈ પહોંચ્યો. અત્યારની ઘણી મોટી બેંકો જેવી કે સેંટ્રલ બેંક, બેંક ઓફ ઈન્ડીઆ, બેંક ઓફ બરોડા વગેરે આ સ્વદેશી ભાવનાના ભરપૂર ઉત્સાહના વાતાવરણ વચ્ચે જન્મેલી છે; પણ જેમ વારંવાર બને છે કે અતિ ઉત્સાહમાં સારા નરસા ભેદ ભૂલાઈ જાય છે, તેમ નાની મોટી ઘણી બેંકો આ જમાનામાં અસ્તિત્વમાં આવી પડી, પછી ભલે પોતાની શેર મૂડી અને ટકી રહેવા માટે બળ અત્યંત કમ હોય !

(૫) સને ૧૯૧૪ થી ૧૯૨૪નો વખત નાણાવટાના ઇતિહાસમાં પીછેહઠ કરાવનારો નીવડયો. એક તો કાચા પાયા પર

ઊભી કરાયેલી સને ૧૯૧૩ પહેલાંની બેંકોને સ્થપાયે પૂરાં ચાર વર્ષ પણ જ્યાં થયાં નહોતાં ત્યાં ૧૯૧૪–૧૯૧૮ નું વિશ્વયુદ્ધ આવી પડયું અને બિલકુલ અનુભવ વગરની આ બેંકો કે જે જરાય ઊની આંચ ખમી શકવા સમર્થ નહોતી તે આ પ્રચંડ ઝંઝાવાત સામે શી રીતે ટકી શકે ? ટપોટપ બિલાડીનાં ટોપાં માફક ફૂટી નીકળેલી આ નાની નાની બેંકો સખ્ત પવન આવતાં એટલી જ ઝડપથી ભાંગવા માંડી અને સને ૧૯૧૩ થી ૧૯૨૪ ના ગાળામાં ૧૬૧ બેંકોએ પોતાનાં બારણાં બંધ કરી નાણાકીય ક્ષેત્રમાં હાહાકાર વર્તાવ્યો. આને અંગે હિંદનું નાણાવટું બહુ શિથિલ થઇ ગયું અને પ્રગતિના માર્ગમાં મોટામાં મોટી રૂકાવટ આવી પડી.

## નાણાવટા ઉપર ફરી વળેલાં આંધિનાં કારણો

હવે આપણે કયાં કારણોથી આટલી બધી બેંકો એકાએક તૂટી પડી તે તપાસીએ કે જેથી કરીને આ અરસામાં બેંકો કેવા પાયા ઉપર ચાલતી, તેના ઉપર કોઈ ધણીધોરી જેવું હતું કે કેમ તેનો કાંઈક ખ્યાલ આવે.

(૧) પ્રથમ કારણ તો એ છે કે ઘણી નાની બેંકોની ભરપાઇ થયેલી મૂડી એટલી બધી ઓછી હતી કે તેવા પાયા ઉપર બંધાયેલી કોઇ મોટી ઈમારત ટકી શકે નહિ. થોડી ભરપાઈ થએલી મૂડીને છુપાવવા બેંકો મોટા મોટા અક્ષરે પોતાની લાખ્ખો રૂપીઆની સત્તાવાર થાપણ આગળ ધરતી, પણ ૨૦ લાખ રૂપીઆની સત્તાવાર થાપણ ધરાવતી બેંકની વસુલ થએલી મૂડી જો ૭ હજારથી વધારે ન હોય તો વીશ લાખનો આંકડો બેંકની સદ્ધરતાનો અંદાજ કાઢવામાં શી રીતે મદદગાર થઇ શકે ? એ વખતે એવો કાયદો હોત કે અમુક ઓછામાં ઓછી મૂડી વિના

બેંક પોતાનું કામકાજ શરૂ કરી શકે નહિ, તો આ પરિસ્થિતિ ઉપસ્થિત થાત જ નહિ.

(૨) ઓછી મૂડીવાળી બેંકો પોતાનું ભંડોળ વધારવા મોટા પ્રમાણમાં થાપણો આકર્ષવા લાગી; પછી ભલે ગમે તેટલું વ્યાજ આપવું પડે. પણ જે થાપણ ઉપર મોટું વ્યાજ અપાયું હોય, તે મૂડી જો તેથી પણ વધારે વ્યાજ ન ઉપજાવે તો બેંક નફો શો કરે ? એટલે વધારે વ્યાજની આશાએ ગમે તેવા જોખમી ધંધામાં પણ બેંકોએ રોકાણ શરૂ કર્યું. સટ્ટો પણ જો એકના બમણા કરી આપતો હોય તો બેંક તેનો આશરો લેવાનું પણ ભૂલી નહિ. મોટી મોટી રકમો લાંબી મુદ્દત માટે અમુક વ્યક્તિઓને ધીરવામાં આવી; અને આમ ટૂંક મુદતની થાપણમાંથી બનેલું ભંડોળ અમુક જગ્યામાં રૂંધાઇ ગયું. નાણાવટાના ધંધામાં આ પ્રાથમિક સિદ્ધાંતને અભરાઇએ મૂકાયો. થાપણદારો જ્યારે પોતાની થાપણો પાછી ખેંચવા ગયા, ત્યારે બેંકની લોન પાછી ન ફરી વળતાં બેંક પાસે પોતાનાં બારણાં બંધ કરવા સિવાય બીજો રસ્તો ન રહ્યો.

(૩) પોતાનું હરહંમેશનું કામકાજ સહિસલામત ચાલે તેટલા ખાતર દરેક બેંકે પોતાની કુલ જવાબદારીના અમુક ટકા હાથ ઉપર રોકડ રાખવા પડે છે. આ રકમ કેટલી હોવી જોઇએ, તેનો આધાર સંયોગો ઉપર અને નાણાવટાની પ્રગતિ ઉપર તથા થાપણદારોના માનસ ઉપર છે. સોએ સો ટકા થાપણદારો પોતાની થાપણો એકી વખતે માગે તો કોઈ પણ સદ્ધરમાં સદ્ધર બેંક પહેલી જ મિનિટે તૂટી પડે. કારણ થાપણોનું જો બેંક રોકાણ ન કરે તો પોતે કમાણી શું કરે અને વ્યાજ શું આપે ? પણ આ અરસામાં બેંકો એટલી બધી ઓછી રકમ હાથ ઉપર રાખતી હતી કે સને ૧૯૧૩ની સાલમાં હિંદ આવેલા ઈંગ્લાંડના પ્રખર

અર્થશાસ્ત્રી પ્રોફેસર કીન્સે એવો અભિપ્રાય ઉચ્ચાર્યો કે "હિંદ જેવા દેશમાં કે જ્યાં બેંકોને એવા માણસો સાથે કામ લેવાનું છે કે જેમને માટે બેંકમાં થાપણો રોકવી એ નવી વસ્તુ છે, જ્યાં ઘરમાં ખાડો ખોદી નાણું દાટવું હજુ પ્રચલિત છે, ત્યાં આટલી ઓછી રકમો હાથ ઉપર રાખવી તે પોતા ઉપર સંકટ વહોરી લેવા સમાન છે. પાનાંનો મહેલ તૂટી પડે, તેમ હિંદમાંની ઘણી નાની બેંકો નાણાંકિય પરિસ્થિતિ સહેજ બગડતાં તૂટી પડશે તો મને આશ્ચર્ય થશે નહિ." બીજે જ વર્ષે પ્રોફેસર કીન્સે ભાખેલું ભાવિ સોયે સો ટકા સાચું પડ્યું.

(૪) ઘણી બેંકના કાર્યકરો, વ્યવસ્થાપકો તથા સંચાલકો (ડિરેકટરો) તદ્દન બીનઅનુભવી. નાણાવટાના ધંધાના સામાન્ય સિદ્ધાંતથી અજ્ઞાન અને સ્વાર્થી હતા. ઘણા ડિરેકટરો તો બિચારા ભોટ જેવા જ હતા, અને મેનેજરોના હાથમાં સહેલાઈથી રમી જતા. ઘણા ડિરેકટરો બેંકના નાણાંના મોટા ભાગનો ઉપયોગ પોતાના ધંધામાં જ કરતા. આમ નિર્દોષ જનતાના વિશ્વાસનો ગેર-ઉપયોગ અમુક માણસોએ પોતાનો સ્વાર્થ સાધવામાં કર્યો; અને નાણાવટાના ધંધાને અનહદ વગોવ્યો. પ્રિન્સિપાલ શિરાઝે વ્યાજબી કહ્યું છે કે અનુભવી અમલદારો તથા સેનાધિપતિ વગરના એક રણક્ષેત્રમાં જતા લશ્કર જેવી સ્થિતિ હિંદના નાણાવટાની આ ગાળા દરમિયાન હતી.

(૫) બેંકોની આંતરિક ખરી સ્થિતિનું માપ કાઢવાનું તો તે જમાનામાં કાંઇ સાધન નહોતું. સરકાર તો મુંગે મોંઢે આ બધું બેઠી બેઠી જોયા જ કરતી. નાણાવટાના ધંધાને કોઈ નિયમન કરવા સરકારને ફુરસદ કે પરવા નહોતી. એટલે અંદર ખાનેથી ખોટમાં જતી બેંકો પણ પોતાના સરવૈયામાં કૃત્રિમ નફો બતાવી દુનિયાને છેતરતી અને પોતાના શૅરના ભાવો ઊંચા રાખવા મોટા

મોટા નફા (ડિવીડન્ડ) બહાર પાડતી. આટલું વ્યાજ ભરવા નફો તો હતો નહિ એટલે છેવટે પોતાની મૂડીમાંથી અને તેથીય આગળ વધીને લોકોની થાપણમાંથી પણ ડિવિડન્ડ ભરવા લાગી. આથી વધારે શરમ અને ખેદજનક બીજું શું હોઇ શકે? પણ બેંકો ઉપરની આ આફતનું બીજું એક પરિણામ સારૂં આવ્યું; નબળી બેંકો નીકળી જતાં પાછળ રહેલી બેંકો એવી રહી કે જે ગમે તેવા ઝંઝાવાતનો સામનો કરી શકે. આમ ખરાબ તત્ત્વોનો નાશ થતાં નાણાવટાનું તંત્ર શુદ્ધ અને વધારે શકિતવાળું બન્યું. આ પ્રસંગે હિંદની અંદર એક મધ્યસ્થ બેંક હોવી જોઇએ, તેની અગત્યતા પૂરવાર થઇ. કારણ બીજા દેશોની અંદર બેંકો બીનઅંકુશ હોતી નથી. સામાન્ય સંજોગોમાં પણ મધ્યસ્થ બેંકની નજર તેના ઉપર રહેતી જ હોય છે.

જો કે ઘણા ટીકાકારો હિંદીઓની બેંક ચલાવવાની અશક્તિને આ આફતના કારણભૂત ગણાવે છે, પણ તે સત્યથી વેગળું છે. હિંદીઓ નાણાવટાના ધંધામાં કોઈ પણ યુરોપીઅન પ્રજા કરતાં કોઇ રીતે ઉતરતા નથી, એ વસ્તુ અનેકવાર અને અનેક રીતે સાબિત થઈ ચૂકી છે. ઊલટાનું શ્રી. દોરાસ્વામી કહે છે તેમ હિંદમાં જે જે બેંકો તૂટી છે તેમાંની ઘણી ખરી તો યુરોપિયન કારભાર તળેની જ હતી. સને ૧૮૬૮માં તૂટેલી પ્રેસિડન્સી બેંક ઓફ સીમલા આ વસ્તુ પુરવાર કરે છે. સને ૧૯૨૩માં મોટી વીસ બેંકોની કુલ્લે ભરાયેલી મૂડી રૂા. ૪૬૫૦૦૦૦૦ હતી, તેમાંથી એલાયન્સ બેંકની મૂડી રૂા. ૮૮૯૪૦૦૦ અને તાતા ઇન્ડસ્ટ્રિયલ બેંકની મૂડી રૂ. ૨૨૬૦૦૦૦ હતી. સને ૧૯૨૨ માં એલાયન્સ બેંકના એક શેરની કિંમત મૂળ કરતાં ત્રણ ગણી હતી; પણ જ્યારે તે તૂટી ત્યારે શેરવાળાને તો એક પાઈ પણ ન મળી અને સરકારે ઇમ્પિરીઅલ બેંક સાથે કરેલ એક ખાસ

યોજનાથી થાપણદારોને રૂપીએ બાર આના મળ્યા. જ્યારે તાતા ઈન્ડસ્ટ્રિયલ બેંકના થાપણદારોની એક પાઇ પણ ન જોખમાઇ, અને શેરવાળાનાં હિત પણ વધારે ન જોખમાયાં. એલાયન્સ બેંક યુરોપિયનોના કારણભાર તળે હતી, જ્યારે તાતા બેંક હિંદીઓના સંચાલન નીચેની હતી, એટલું કહેવું બસ છે. અમુક કિસ્સા બાદ કરતાં આ બેંકો તૂટવાનું કારણ હિંદીઓની અશકિત નહિ, પણ આધુનિક જમાનાની બેંકો ચલાવવાના અનુભવની ખામી હતી.

આ અરસામાં બીજી બેંકો સાથે તાતા ઇન્ડસ્ટ્રિયલ બેંક કે જે સને ૧૯૧૮ માં જ સ્થપાઇ હતી તે પણ મુશીબતમાં મુકાઇ અને તેનો સેન્ટ્રલ બેંક કે જે અત્યારે હિંદી કારભાર માટે ગર્વ લઈ શકાય તેવા પાયા ઉપર બહોળા પ્રમાણમાં કામ કરી રહી છે, તેની સાથે તેને જોડી દેવામાં આવી. સેન્ટ્રલ બેંક બીજી બેંકોની સરખામણીમાં ઉદ્યોગો પાછળ વધારે નાણું રોકે છે તેનું કારણ હવે સમજાશે.

સને ૧૯૨૩ માં મોટી બેંકોમાંની એક બેંક એલાયન્સ બેંક ઓફ સીમલા પણ તૂટી. સરકારે ઇમ્પિરીયલ બેંકને એવી સત્તા આપી કે એલાયન્સ બેંકના જે તે થાપણદારોને તેની થાપણના ૫૦ ટકા ઇમ્પિરીઅલ બેંક ભરી આપવા; અને છેવટે જે નુકશાન ઇમ્પિરીયલ બેંક બતાવે તે સરકાર સહન કરશે. આમ યુરોપિયન કારભાર તળેની બેંક તરફની સરકારની સહાનુભૂતિ બીજી અસંખ્ય હિન્દી બેંકો તરફ કેમ ન વળી શકે? ઇમ્પિરીયલ બેંક મધ્યસ્થ બેંક ન થઇ શકી, તેના માટે આ પણ એક કારણરૂપ નથી?

(૬) સને ૧૯૨૪ થી ૧૯૩૫ ના સમય દરમિયાન ઇમ્પિરીયલ બેંકે મધ્યસ્થ બેંક તરીકેની અમુક ફરજ અદા કરી; અને ગઇ આફત ફરી હિંદના ઉગતા નાણાવટાના તંત્ર ઉપર ન ઊતરી

પડે તેની તૈયારી કરવા હિંદી સરકારે બેંકોને નિયમન નીચે મૂકવા નિર્ધાર કર્યો. સને ૧૯૩૦ માં હિંદના દરેક પ્રાંતમાં તથા અમુક મોટા દેશી રાજ્યોમાં નાણાવટાની તપાસ સમિતિઓ નીમાઇ. મધ્યસ્થ સરકારે પણ હિંદના બાહોશ માણસોની બનેલી મધ્યસ્થ તપાસ સમિતિ નીમી. આ સમિતિઓએ હિંદના નાણાવટાના તંત્રનો દરેક દૃષ્ટિથી બારીક અભ્યાસ કરી તેની ખામીઓ અને નબળાઇઓ પારખી, તેને સુધારવા શાં શાં પગલાં લેવાં જરૂરી છે તે વાત સરકાર આગળ ધરી. સને ૧૯૩૪ માં છેવટે સરકારે રિઝર્વ બેંક સ્થાપી અને હિંદના નાણાવટાના ઇતિહાસમાં નવો પલટો આવ્યો.

(૭) રિઝર્વ બેંકના અસ્તિત્વમાં આવ્યા બાદ સૌથી પ્રથમ તો હિંદના નાણા બજારનાં જુદાં જુદાં અંગો જેવાં કે શાહુકાર, શરાફ, સહકારી બેંકો, વ્યાપારી બેંકો, હૂંડિયામણની બેંકો અને ઇમ્પિરિયલ બેંક વચ્ચેના અંતરમાં ઘટાડો થયો; અને દેશભરના નાણાવટા ઉપર કાબૂ ધરાવી શકે, તેનું નિયમન કરી શકે તેવી સંસ્થા તરીકેની જવાબદારી રિઝર્વ બેંકે ઉપાડી લીધેલી હોવાથી નાણાબજારમાં ધીમે ધીમે નિશ્ચિંતતાનું વાતાવરણ જામ્યું. મધ્યસ્થ બેંકનો વટાવનો દર જે ચાર ટકાથી અગિયાર ટકા વચ્ચે વધઘટ થયા કરતો તેને બદલે રિઝર્વ બેંકે પોતાનો વટાવદર ત્રણ ટકાએ સ્થિર ટકાવી રાખ્યો. માન્ય થયેલી બેંકો માટે પોતા પાસેથી હૂંડીઓ વિના વિલંબે વટાવવાનું પણ રિઝર્વ બેંકના સ્થપાયા પછી સુગમ બન્યું. રૂપીઆના હૂંડિયામણના દરને સ્થિર ટકાવી રાખવાની જવાબદારી પણ રિઝર્વ બેંકના ઉપર મૂકવામાં આવી. ચલણી નોટો છાપવાનો અખત્યાર સરકારે રિઝર્વ-બેંકને આપેલો હોવાથી હવે ચલણી નાણાનું નિયમન રિઝર્વ બેંક દેશની નાણાકીય જરૂરીયાતને લક્ષમાં લઈ એવી રીતે કરવા પ્રયત્ન

કરે છે કે નાણાંની છત કે અછતને અંગે ભાવોમાં વધઘટ થતાં વેપાર અને ઉદ્યોગને સોસવું ન પડે. આ ઉપરાંત રિઝર્વ બેંકના હસ્તીમાં આવવાથી દેશના નાણાવટા ઉપર બીજી શી અસર થઇ છે, રિઝર્વ બેંકે નાણાબજારમાં શો ભાગ હજુ ભજવવાનો છે, વગેરે પ્રશ્નો આપણે આગળ ઉપર તપાસીશું.

છેલ્લા બે ગાળા દરમ્યાન બેંકોએ કરેલી પ્રગતિનો ખ્યાલ નીચેનાં કોષ્ટકો ઉપરથી આવશે.

## ૩. પાંચ લાખ અને તેથી વધારે મૂડી અને અનામત ફંડ ધરાવતી પ્રથમ વર્ગની બેંકોની નાણાંકીય પ્રગતિ દર્શાવતુ કોષ્ટક. (રૂ. લાખમાં)

| વર્ષ | કેટલીબેંકોના આંકડા આપવામાં આવ્યા છે? | ભરપાઇ થયેલી મૂડી | અનામત ફંડ | થાપણો | રોકડ સીક્કા | વટાવેલી હુંડીઓ તથા ધીરાણ | સરકારી તથા ઇતર જામીનગીરીમાં રોકાણ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૨૮ | ૨૮ | ૬૭૫ | ૪૩૫ | ૬૨૮૫ | ૮૧૯ | — | — |
| ૧૯૩૦ | ૩૧ | ૭૪૭ | ૪૪૩ | ૬૩૨૬ | ૭૬૮ | — | — |
| ૧૯૩૨ | ૩૪ | ૭૮૨ | ૪૩૯ | ૭૨૩૪ | ૯૭૬ | — | — |
| ૧૯૩૪ | ૩૬ | ૭૯૯ | ૪૬૮ | ૭૬૭૭ | ૧૧૨૪ | — | — |
| ૧૯૩૬ | ૪૨ | ૮૪૯ | ૪૫૭ | ૯૮૧૪ | ૧૫૨૮ | ૫૨૦૮ | ૩૮૧૨ |
| ૧૯૩૮ | ૪૩ | ૭૪૯ | ૫૬૬ | ૯૮૦૮ | ૧૪૦૦ | ૫૨૨૧ | ૪૧૭૧ |
| ૧૯૩૯ | ૫૧ | ૮૨૬ | ૫૩૧ | ૧૦૦૭૩ | ૧૬૭૨ | ૫૭૮૬ | ૩૮૯૫ |
| ૧૯૪૦ | ૫૮ | ૯૦૯ | ૫૫૭ | ૧૧૩૯૮ | ૨૬૨૬ | ૫૪૪૩ | ૪૫૨૦ |
| ૧૯૪૧ | ૬૩ | ૧૦૧૩ | ૬૦૬ | ૧૩૭૬૪ | ૨૫૬૯ | ૬૮૯૫ | ૬૧૫૭ |
| ૧૯૪૩ | ૯૨ | ૧૮૬૭ | ૭૮૧ | ૩૩૯૦૧ | ૮૨૯૩ | ૧૧૭૨૪ | ૧૬૯૫ |

હિંદમાં (બ્રહ્મદેશ સહીત) અત્યારે બેંકોની ઓફિસો તથા શાખાઓ કુલ ૨૪૭૪ છે, તેનું વર્ગીકરણ નીચે પ્રમાણે છે:

| | ઓફિસોની સંખ્યા |
|---|---|
| રિઝર્વ બેંક ઓફ ઈંડિયા | ૮ |
| ઇમ્પિરીઅલ બેંક ઓફ ઈંડિયા | ૩૯૦ |
| હૂંડિયામણની બેંકો | ૧૦૧ |
| બીજી માન્ય થયેલી (મુખ્યત્વે વેપારી) બેંકો | ૧૦૫૭ |
| રૂ. ૫૦૦૦૦ અગર તેથી વધારે મુડી અને અનામત ફંડ ધરાવતી માન્ય ન થઈ હોય તેવી બેંકો | ૯૧૮ |
| | ૨૪૭૪ |

હિંદનાં ૨૫૦૦ શહેરો અને ૭૦૦૦૦૦ ગામડાં વચ્ચે આટલી જ સંસ્થાઓનો આંકડો કેટલો નાનો દેખાય છે! હિંદની બેંકો માટે હજી પણ પ્રગતિ કરવા માટે બહુ જ વિશાળ ક્ષેત્ર પડેલું છે તે આ ઉપરથી સહેજે જણાઈ આવે છે.



## પ્રકરણ ૨

# ખેડૂતોની નાણાકીય જરૂરિયાતો

### ખેડૂતો ઉપરના કરજના બોજાનાં કારણો

હિંદ જેવા ખેતીપ્રધાન દેશના નાણાવટામાં ખેતી વિષયક નાણાં પ્રકરણની અગત્યતા સમજાવવી પડે તેમ નથી. દેશની વસતિનો ૭૩ ટકા ભાગ સીધી રીતે જે ઉદ્યોગ ઉપર અવલંબે છે, તેની નાણાંકીય જરૂરિયાતો શી હોઈ શકે, શી છે અને તે પૂરી પાડનારી સંસ્થાઓ કેટલી અને કયા સ્વરૂપમાં અસ્તિત્વ ધરાવે છે, વગેરે બાબતો હવે આપણે ચર્ચીશું.

ખેડૂતોની નાણાકીય જરૂરિયાતો તપાસતાં પહેલાં તેની આર્થિક સ્થિતિમાં ડોકિયું કરવું અહીં અસ્થાને નહિ ગણાવું જોઇએ. હિંદના ખેડૂતની ગરીબાઈ અવર્ણનીય છે. તેના આર્થિક જીવનનું ધોરણ એટલું બધું નીચું છે કે તે જેટલી વસ્તુથી ચલાવી લે છે, તેના કરતાં ઓછી વસ્તુથી મનુષ્ય જીવી શકે કે કેમ, એ એક પ્રશ્ન છે. તેની વાર્ષિક આવક એટલી બધી ઓછી છે કે તે આવક ઉપર એક કુટુંબ સામાન્ય રીતે ગુજરાન પણ કરી ન શકે. હિંદના ખેડૂતની સરેરાસ આવક માપવાના ઘણા પ્રયત્નો થયા છે, તે બધાનાં પરિણામો વચ્ચે ફરક આવે છે, પણ સરેરાશ આવક એક ખેડુત દીઠ વાર્ષિક રૂ. ૪૨) થી વધારે આવતી નથી, એટલે

માસિક રૂ. ૨–૮–૦ અને દૈનિક ભગભગ બે આના થયા; આટલી ઓછી કમાણીથી ગુજરાન ચાલી શકતું ન હોય અને ઉત્પાદનશકિત વધારવી પોતાના કાબૂની બહાર હોય ત્યારે સમજી શકાય કે ખેડૂતને માટે દેવું કરી પેટ ભરવા સિવાય બીજો રસ્તો ન હોય. આમ હિંદનો ખેડૂત પોતાના કુટુંબના ભરણપોષણ માટે રાતદિન મજૂરી કરે અને પેટભર ખાવા પણ ન મળે ત્યારે તેને માટે વ્યાજે રૂપિયા લાવી ગુજરાન ચલાવવા સિવાય છુટકો થતો નથી. એ દેવું જ્યારે કાયમી બન્યું અને ભરપાઈ કરવાનું તેની શકિત બહાર થયું, ત્યારે દિનપરદિન તેના માથા ઉપરનો ભાર ઝડપથી વધવા લાગ્યો. મધ્યસ્થ સમિતિના કહેવા મુજબ હિંદના ખેડૂતોને માથે આશરે રૂા. રૂા. ૧૦૦૦) કરોડનું દેવું હતું. બીજી બાજુ હિંદની ખેતીની કુલ વાર્ષિક પેદાશનું મુલ્ય પણ આશરે રૂા. ૧૧૦૦ કરોડ આંકવામાં આવ્યું છે. ખેડૂત ઉપરના આ કરજના બોજાનો પ્રશ્ન ચિંતાજનક છે, કારણ એ વધતા જતા બોજા નીચે એ કચરાયે જાય છે તેનું નૂર હણાતું જાય છે. સાથે ખેડ કરવાની તેની શકિત ઉપર કાપ મૂકાતો જાય છે, અને તેના પરિણામે ખેતીમાંથી તેની આવક ઓછી થતી જાય છે, અને ફરી એ ખાડો પૂરવા તે વધારે ને વધારે કરજમાં ડૂબતો જાય છે. આ પરિસ્થિતિ લાંબો વખત નભાવી શકાય, તેવી તો નથી જ કારણ ખેતી એ રાષ્ટ્રિય ઉદ્યોગછે અને ખેડૂતના ભાવી ઉપર રાષ્ટ્રનું ભાવી છે. ખેતીવાડી તપાસ પંચે કહ્યું હતું, તેમ ખેડૂત કરજના બોજા સાથે જન્મે છે અને મરે છે ત્યારે કરજનો વધેલો બોજો પાછળ મૂકતો જાય છે. આ કરજના બોજાનાં વિગતવાર કારણો આપણે તપાસીએ તો એ પ્રશ્નનો ઉકેલ કાંઇક અંશે સરળ બનશે.

પ્રથમ તો હિંદની વસતિ જે કુદકે ને ભુસકે વધતી જાય છે તે પ્રમાણમાં વસતિના ભરણપોષણ માટેનાં સાધનો વધતાં નથી.

પરિણામે જમીન ઉપરનો બોજો વધતો જાય છે, જ્યારે ખેડવા-લાયક જમીનના વિસ્તારમાં કંઇ બહુ મહત્ત્વનો વધારો થતો નથી. એટલે જેટલી જમીન ઉપર સને ૧૮૯૧માં કુલ વસતિનો ૬૧ ટકા ભાગ સીધી રીતે નભતો હતો, લગભગ તેટલીજ જમીન ઉપર સને ૧૯૪૧માં ૭૩ ટકા વસતિ નભે છે. એટલે સરેરાશ ઉત્પન્ન ઘટતું જ જાય છે. એ દેખીતું છે એનો અર્થ એ નથી કે બીજા દેશો કરતાં, હિંદની અંદર વસતિનું પ્રમાણ મોટા પ્રમાણમાં વધે છે. ઇંગ્લંડની અંદર ૧૮૮૧થી ૧૯૦૧ દરમિયાન વસતિમાં ૧૩ ટકાનો વધારો થયો જ્યારે તે જ અરસામાં હિંદની વસતિમાં ફક્ત ૨½ ટકાનો જ વધારો થયો. ૧૯૧૧થી ૧૯૨૧ દરમિયાન ઈંગ્લંડની વસતિમાં ૫ ટકાનો વધારો થયો, જ્યારે હિંદની વસતિ ફકત ૧¼ ટકો જ વધી છે. પરંતુ બીજા દેશોની અંદર વસતિના વધવા સાથે ઉદ્યોગોની ખીલવણી થતી હોવાથી તે દેશોમાં મોટા પ્રમાણમાં રોજગાર મળી રહે છે, જેથી જમીન ઉપર નભતી વસતિમાં વધારો થતો નથી. જ્યારે હિંદમાં, ઔદ્યોગિક પ્રગતિ કીડીની ગતિથી થાય છે અને બીજી બાજુ આગળ વધતા વિજ્ઞાનનો લાભ લઇ જમીનમાંથી વધારે ઉત્પન્ન મેળવવા તરફ દુર્લક્ષ અપાય છે.

હિંદુ કાયદા પ્રમાણે બાપની મિલકતની તેના દિકરાઓ વચ્ચે સરખી વહેંચણી થતી હોવાથી, એક ખેડૂત ૨૦ એકર જમીન તેની પાછળ મૂકી જાય તો તેના ચાર દિકરા વચ્ચે દરેકને ભાગે ૫ એકર આવે એ ૫ એકરમાંથી ભાગ પડતાં પડતાં એ ટુકડો એટલો નાનો બની જાય કે, તેના ઉપર એક કુટુંબ નભી જ ન શકે. આમ હિન્દની અંદર ખેડની જમીન નાના નાના અસંખ્ય ટુકડાઓમાં વહેંચાઇ જતી હોવાથી તેની આવક ગુજરાન માટે બસ થતી નથી.

બીજા દેશોની સરખામણીમાં હિંદની અંદર સરેરાશ એક ખેડૂત દીઠ અગર એક એકર દીઠ ખેતીની પેદાશ ઘણી જ ઓછી

છે. આનું કારણ કાંઇ હિંદના ખેડૂતની બીનઆવડત અગર ખેતીની અજ્ઞાનતા નથી. પરંતુ સુધરેલા દેશોની અંદર જે તે દેશની સરકાર ખેડૂતના હિતના પ્રશ્નમાં જે સક્રિય રસ લે છે અને વૈજ્ઞાનિક સાધનો અને શોધખોળોનો જે લાભ ખેડૂતોને અપાવે છે તે વસ્તુની હિંદમાં ગેરહાજરી એ જ ખરું કારણ છે.

પ્રગતિમાન દેશોમાં ખેતીના સુધારા પાછળ સરકાર કેટલો ખર્ચ કરે છે, તેની સાથે, હિંદની પરિસ્થિતિ સરખાવતાં આ પ્રશ્ન આપોઆપ સમજાઇ જશે.

| દેશનું નામ | દર. ૧૦૦૦ ખેડૂત પાછળ થતું ખર્ચ | દર ૧૦૦૦ એકર પાછળ થતું ખર્ચ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| અમેરિકા | ૧૦૨૦ | ૨૧૦ |
| ઇંગ્લાંડ | ૯૬૦ | ૧૩૮૦ |
| જર્મની | ૯૪૫ | ૭૦૫ |
| ઇટાલી | ૨૫૫ | ૧૮૪ |
| હિંદ | ૩૪ | ૩૦ |

આ જોતાં હિંદની ખેતી હજુ જૂનવાણી પદ્ધતિ ઉપર ચાલતી હોવાથી તેનું ઉત્પન્ન બીજા દેશોની સરખામણીમાં ઘણું કંગાલ છે.

આમ છતાં જમીન મહેસુલ સરખામણીમાં વધારે પડતું લેવામાં આવે છે. જમીન મહેસૂલનું ધોરણ–પણ વિચારણા માગી લે છે. કારણ જમીન મહેસૂલની આકારણી સરેરાશ જમીનના અમુક કટકાની ફળદ્રૂપતા ઉપર થાય છે, અગર તો સરેરાશ વરસાદ ઉપર અથવા સરેરાશ ઉત્પન્ન ઉપર અંકાય છે, પણ પ્રથમ તો કયા કટકાને સરેરાશ ગણવો તે જ વિવાદાસ્પદ પ્રશ્ન છે તે ઉપરાંત તે કટકા કરતાં ઓછા ફળદ્રૂપ કટકા ઉપર પણ જ્યારે સરખી જ

મહેસૂલ લેવાય ત્યારે તેના ઉપર તો એ બોજો અસહ્ય જ થઇ પડે. બીજાં વેરાની સાથે સરખાવતા પણ જમીન મહેસૂલ વધારે બોજારૂપ છે.

ખેડૂતોની આર્થિક સ્થિતિ બગડવાનું બીજું મુખ્ય કારણ એ છે કે તે બિચારાને વર્ષાઋતુની અચોક્કસતા ઉપર જ અવલંબીને બેસી રહેવું પડે છે. જેઠ મહિનામાં વરસાદ ન આવે તો આકાશ સામું તાકીને બેસી રહેવા સિવાય તેની પાસે બીજો ઉપાય નથી. અતિવૃષ્ટિ અને અનાવૃષ્ટિ પણ સામાન્ય આફત થઇ પડી છે. વરસાદ માપસર હોય તો ય તીડનાં ટોળાં કે પાકના રોગો તેને ત્રાહિ ત્રાહિ કરી નાખે છે. હિંદની અંદર છેલ્લાં ઘણાં વર્ષોમાં સતત કોઈ પાંચ વર્ષ સારાં ગયાં હોય તેવો દાખલો જડતો નથી. દર ત્રણ વર્ષમાં એક વર્ષ માંડ સારો પાક થાય છે. એટલે બાકીનાં બે વર્ષમાં તો તેણે દેવું કરીને જ ચલાવવું રહ્યું. કારણ હિંદનો ખેડૂત કાંઇ એટલો શાણો નથી કે એક વર્ષ સારું પાક્યું હોય અને કાંઇ બચાવ થયો હોય તો દીર્ઘદૃષ્ટિ વાપરી પછીનાં વર્ષો માટે જોગવાઈ તરીકે રાખી મૂકે. સમાજિક રીતરિવાજોનો હિંદનો ખેડૂત એટલો બધો ગુલામ છે કે, આર્થિક બોજો સહન કરીને પણ દિકરા દિકરીનાં લગ્ન, બાપ દાદાના મરણ પછી ઉત્તર-ક્રિયા અને એવા પ્રસંગોએ ગજા ઉપરાંત ખર્ચો કરે છે. ખેડૂતો કયા કયા કારણો અંગે દેવું કરે છે, તેની ટકાવારી મધ્યસ્થ સમિતિએ તૈયાર કર્યા મુજબ નીચે પ્રમાણે છે.

| દેવું કરવાનું કારણ | ટકા |
|---|---|
| ખેતી વિષયક ચાલુ કામને અંગે | ૧૮% |
| જમીન ખરીદવા | ૬થી ૯% |
| ઘરકામ માટે | ૧૦થી ૧૧% |
| જૂનું દેવું ભરપાઈ કરવા | ૨૨% |
| લગ્ન અને ઇતરવરા | ૧૬થી ૪૫% |

ઉત્પાદક દિશામાં દેવાની રકમ વપરાયેલી હોય તો પાંચ દશ વર્ષે તેને અમુક હપ્તામાં ભરપાઇ પણ કરી શકાય, પણ સામાજિક ખર્ચામાં વપરાયેલી અનુત્પાદક રકમ કાંઇ ખેડૂતની ભવિષ્યની આવકમાં પાઇનો પણ વધારો કરતી નથી.

પોતા ઉપર વધતા જતા દેવા તરફ ખેડૂત ચિંતાની લાગણીથી જોતો જ નથી. તેના બાપદાદાઓ પણ દેવાદારજ હતા અને પોતે દેવાદાર હોય એમાં કશું તેને શરમ જનક લાગતું નથી. માણસમાત્ર ઉપર દેવું તો હોય જ એવા બેહુદા તત્ત્વજ્ઞાનથી તે ટેવાઈ જાય છે. નશીબ ઉપર જ આધાર રાખનાર પુરુષાર્થને ગૌણ-સ્થાન આપવા લાગે છે અને પોતાની ગરીબાઇનો દોષ પોતા ઉપર પોતાની રહેણીકરણી કે ધંધાને ન દેતાં પોતે અમુક અંશે નિરાશાવાદી બની જઈ સૌ વસ્તુ ભાગ્યાધીન બને જાય છે તેવો દિલાસો શોધી આગળ વધવા કોઇ પુરુષાર્થ કરતો નથી. આવા માનસવાળો માણસ પોતા ઉપરના કરજના બોજાને પછી તો અનિવાર્ય સમજી લે એ દેખીતું છે. ધંધાદારી માણસ જેમ પોતાના ધંધાની અંદર કોઇ જાતનો બગાડ તો થતો નથી ને પડતર કીંમત કરતાં વેચાણ કીંમત અમુક ટકા વધારે તો રાખવામાં આવી છે ને વર્ષને અંતે પોતે ખર્ચ પૂરતી કમાણી તો કરે છે ને એ પ્રશ્નો માટે જે કાળજી ધરાવે છે તેવી કશી ફીકર ખેડૂત કરતો નથી. ખેતીને તે ધંધાની દૃષ્ટિએ જોતો જ નથી. પોતે ખેતીની અંદર કેટલી મૂડી રોકે છે, બિયાં, મજૂરી, સાધનો, કૂવા, ખાતર, અને મહેસૂલ પાછળ કેટલો ખર્ચ કરે છે અને એ ખર્ચનું કેટલું વળતર મળી રહે છે, એ હીસાબ તે કદી કાઢતો નથી. એટલે ખરું કહીએ તો તે કદી એટલું યે વિચાર કરવા થોભતો નથી કે તેની ગરીબાઇ શાના અંગે છે અને તે ટાળવા પોતે કાંઈ કરી શકે તેમ છે કે કેમ.

ખેડૂતો ઉપરના કરજમાં વધારો થવાનું એક એ પણ કારણ છે કે ગયા મહાયુદ્ધ પછી ખેતીની પેદાશના ભાવોમાં એકદમ ઉછાળો આવ્યો હતો, આને અંગે ખેડૂતોની આવક થોડા વખત માટે વધી પડી, વધારે કમાણી કરવા ખેડૂતોએ છેવટ વ્યાજે નાણું લઇને પણ મોટી મોટી કીમતે વધારે જમીનો ખરીદ કરી; પણ ઊંચા ભાવો વધારે વખત ટકયા નહિ કારણ આર્થિક મંદી આવતાં જ ભાવો ઘટી ગયા; પોતાની મૂળ આવક કરતાંય જ્યારે પોતાની આવક ઘટી ગઈ ત્યારે પોતા ઉપરના દેવાનું વ્યાજ ભરી શકવાની પણ શક્તિ તેનામાં રહી નહિ, અને છેવટે ખેડૂતનો મોટો વર્ગ જમીન વિહોણો બની ગયો.

ખેડૂતો ઉપર બીજો પણ એક કારી ઘા એ વાગ્યો કે યંત્ર-વાદ પહેલાં ખેડૂત વર્ષના પાંચ છ મહિના જ્યારે પોતે ખેતીના કામમાંથી મુક્ત હોય ત્યારે પોતે અને પોતાના કુટુંબને ગૃહ-ઉદ્યોગમાં રોકતો. હિંદમાં યંત્ર દાખલ થયા પછી ગૃહઉદ્યોગનો ઝડપી નાશ થવા લાગ્યો અને ખેડૂતો પેટા ધંધામાંથી જે કાંઈ મદદ મેળવતા હતા, તે એકાએક બંધ થઈ ગઇ.

આમ ઉપર જોયું તે કારણોથી ખેડૂત જ્યારે કરજ નીચે દબાતો ગયો, અને દેવું ભરપાઇ કરી શકવા અશક્ત બની ગયો, ત્યારે આગળ તપાસી ગયા તે મુજબ, શાહુકારો કે જે ખેડૂતના લ્હેણદારો હતા, તે જમીનના માલિકો બની બેઠા. ઘણા ખેડૂતો તો ગણોતિયા અને મજૂરોની દશામાં આવી ગયા. હવે મુખ્ય પ્રશ્ન એ છે કે આ પરિસ્થિતિમાં સુધારો કરવા, ખેડૂતોને દેવામુકત કરવા, તેની આર્થિક સ્થિતિ સુધારવા શું કરવું વ્યાજબી અને શકય છે. આપણે આ પ્રશ્નને નાણાવટાની દૃષ્ટિએ જ તપાસવાનો છે કારણ ખેડૂતના જીવનને સ્પર્શતા બીજા ઘણા પ્રશ્નો પણ સુધારણા માગી લે છે.

ખેડૂતોને નાણાંની જરૂરિયાત કયા ક્યા પ્રકારની હોય છે અને તે પૂરી પાડનારી સંસ્થાઓ કઇ કઇ છે તેનો અભ્યાસ કર્યા પછી તેમાં શો સુધારો જરૂરી છે તેનો વિચાર કરીશું.

ઉચ્ચ પ્રકારનું ખાતર, બિયાં, ખેતીનાં સાધનો, કૂવા ખોદાવવા, સમરાવવા, ખેતરને ફરતી વાડ કરવા, ઢોર ખરીદવા, નવી જમીન ખરીદવા, જૂનું દેવું ભરપાઈ કરવા વગેરે માટે, ખેડૂતને નાણાંની જરૂર તો પડે જ. આ માટે સને ૧૯૦૪માં જ્યારે સહકારી મંડળીઓની સ્થાપના થઈ, ત્યાં સુધી ખેડૂતે શાહુકાર પાસે જ જવાનું રહેતું. એટલે ખેતીને અંગે જે નાણું જોઇતું તે પૂરું પાડવાનો લગભગ ઇજારો શાહુકાર પાસે જ હતો. અત્યારે આપણા દેશમાં બેંકોએ આટલી પ્રગતિ કરી હોવા છતાં, તેઓ ખેતીની અંદર નાણું રોકતી નથી.

## વેપારની નાણાકીય જરૂરિયાત અને ખેતીની નાણાકીય જરૂરિયાત વચ્ચેનો તફાવત

પ્રથમ તો ખેડૂતની પાસે પોતાની જમીન સિવાય બીજી એવી મિલકત નથી, કે જેને પોતે બેંક પાસે તારણમાં મૂકી શકે. હવે જમીન એવી મિલકત નથી કે જેના ઉપર બેંકો નાણું ધીરી શકે. કારણ ધીરાણ વખતસર ભરપાઇ ન થાય તો જમીનના વેચાણને અંગે બેંકને મુશીબતમાં મૂકાવું પડે છે. એટલે એવી સ્થાવર મિલકત ઉપર નાણું ધીરી તેને લાંબા વખત માટે રોકી રાખવાનું આધુનિક બેંકો પસંદ કરતી નથી.

ઉદ્યોગપતિઓ જેમ શેર કાઢીને લાખો રૂપિયાની મૂડી ઊભી કરે છે તેમ ખેડૂત કરી શકતો નથી. ખેડૂત અને નાણાબજારની વચ્ચે એવો કોઇ સંબંધ નથી. બહુ બહુ તો પોતે પોતાના ઊભા પાક ઉપર નાણું મેળવી શકે, પણ પાક ઉપરનું ધીરાણ

જોખમી છે. કારણ પાકની સફળતાનો આધાર કુદરત ઉપર છે અને પાક નિષ્ફળ જાય તો ખેડૂત પોતે જ તદ્દન લાચાર બની જાય છે. પાકની કીમત આંકવાનો પ્રશ્ન પણ એટલો જ જટીલ છે.

ખેતીની બીજી એક ખાસ એ વિશિષ્ટતા છે કે જેમ કાપડના ઉદ્યોગમાં એમ જણાય કે ધોતિયાની માગણી અમુક કારણથી ઘટવા સંભવ છે, તો તુરત જ મિલમાલિક ધોતિયાના ઉત્પાદન પર અંકુશ મૂકશે જેથી કરીને ધોતિયાની કિંમત ઘટવા ન પામે; કારણ અર્થશાસ્ત્રના નિયમ મુજબ કોઈ વસ્તુની માગણી કરતા ઉત્પાદન વધારે થાય તો તેની કિંમત ઘટે છે; તેમ ખેતીની અંદર વાવેતર થઈ ગયા પછી એમ જણાય કે આ વર્ષે ઘઉંના વાવેતર કરતાં બીજા દેશોમાં ઘઉંનો પાક ઘણો જ ઓછો થાય તેમ છે અને હિંદ વધારે ઘઉં ઉત્પન્ન કરે તો સારો ભાવ મેળવી શકે તેમ છે તો તુરત ઘઉંનું વધારે ઉત્પાદન ખેતીની અંદર શકય નથી. એટલે માગણી વધવાની હોય તો તે વધારાની માગણીને પૂરી પાડવા વધારે ઉત્પન્ન કરી શકાતું નથી, તેમ જ માગણી ઘટવાની છે એમ ચોક્કસ જાણી શકાય તો પણ ખેતીની પેદાશ તત્કાળ મનધારી કમી કરી શકાતી નથી; આથી ખેડૂતોને બન્ને રીતે આર્થિક માર પડે છે.

બીજો એ તફાવત છે કે મિલમાલિકને એમ લાગે કે હમણાં બજારમાં ભાવો બહુ નીચા બેસી ગયા છે, તો પોતે પોતાનો માલ અમુક વખત સંઘરી રાખી સારા ભાવની રાહ જોઈ બેસી શકે છે; જ્યારે ખેડૂતે તો જેવો પાક ઉતર્યો કે તેવો જ ગમે તે ભાવે વેચી મારવો પડે છે. કારણ જમીન મહેસૂલનો હપ્તો તુરત જ પાકતો હોય છે અને તેનું ગુજરાન જ પાકના વેચાણની આવક ઉપર હોય છે. વળી તેના લ્હેણદારો ટાંપીને બેસી રહ્યા હોય છે. એટલે ખેડુતોએ પોતાનો માલ કયા ભાવે વેચવો તે તેના પોતાના હાથમાં હોતું નથી.

## ખેડૂતોને નાણું ધીરતી ખાસ સંસ્થાઓ:— અમેરિકા, કેનેડા તથા જાપાનમાં

ખેતીની ઉપલી વિશિષ્ટતાઓને અંગે વેપારી બેંકો ખેતીની અંદર નાણું રોકવું પસંદ કરતી નથી. આથી તેને માટે ખાસ સંસ્થાઓ ખોલવી જરૂરી છે. અમેરિકામાં જ્યાં ખેડૂતો સંગઠિત અને ભણેલા છે, ત્યાં ખેતીને અંગે જોઇતુ નાણું પૂરું પાડવા માટે જુદી જ ખેતીવાડી બેન્કો છે. ઈંગ્લાંડની અંદર વેપારી બેંકો ખેતીની અંદર થોડું ઘણું પણ નાણું રોકે છે. હિંદની અંદર મોટી રકમો લાંબા સમય સુધી રોકી શકે તેવી બેંકો સ્થપાવી આવશક્ય છે. મધ્યસ્થ સમિતિની ગણત્રી મુજબ ટુંક મુદત માટેની ખેડૂતોની નાણાકીય જરૂરિયાત વાર્ષિક રૂપિયા ૩૦૦થી ૪૦૦ કરોડ થવા જાય છે, જ્યારે પંદરથી પચીસ વરસે જે ભરપાઇ થઈ શકે તેવા ધીરાણની ખેડૂતોની જરૂરિયાત તો અંદાજ ન બાંધી શકાય તેટલી છે.

હિંદમાં ખેડૂતોને નાણું ધીરનારી સંસ્થાઓ અત્યારે તો ગામડાનો શાહૂકાર, સહકારી મંડળીઓ અને સરકાર કે જે તગાવી આપે છે તે જ છે. વેપારી બેંકો, આપણે ઉપર કહી ગયા તેમ ખેતીની અંદર રસ લેતી નથી. શાહૂકાર, સહકારી પ્રવૃત્તિ તથા સરકારની તગાવી સંબંધી આપણે વિગતથી વિચાર કરીએ તે પહેલાં એટલું કહેવું અહીં જરૂરી છે, કે આપણા દેશમાં ખેતીને નાણું પૂરું પાડવા કોઇ કાયમી ખાસ વ્યવસ્થા તો હજુ સુધી થઇ શકી નથી. આ સંબંધી બીજા દેશોની પરિસ્થિતિનો થોડો ખ્યાલ કરીએ.

જર્મનીની અંદર ૧૮ મી સદીથી જમીનની કાયમી સુધારણા કરવા મોટી રકમની લાંબા સમય સુધીની લોન આપનારી બેંકો શરૂ કરવામાં આવી છે. બેંકના સભ્યોની જવાબદારી અમર્યાદિત હોવાથી અને સહુ સભ્યોની જમીન બેંકની પાસે તારણમાં આવી જતાં બેંકે બહાર પાડેલ જામીનખતો (બૉન્ડ) વેચવાનું કામ

સહેલું બની જાય છે. આ બેંકોને શૅરથી ભેગી કરેલી મૂડી હોતી નથી. જેને લોન જોઇતી હોય તે પોતાની જમીન બેંક પાસે ગીરો મૂકી જાય. તે જમીન ઉપર બેંક બૉન્ડ ઊભાં કરે અને તેને વેચી બેંક નાણું મેળવે છે. જ્યારે બેન્કની પાસે નાણું વધારે હાથ ઉપર હોય ત્યારે બેંક પોતાના જામીનખતો (બૉન્ડ) પાછાં ખેંચી લઇ શકે છે. આપેલી લોન ૨૫થી ૫૦ વર્ષમાં હપ્તાથી ભરપાઇ કરવામાં આવે છે.

કૅનેડાની અંદર ખાસ કાયદો પસાર કરી દસ લાખ ડોલરનું એક ભંડોળ ઊભું કરવામાં આવ્યું છે કે જેમાં અડધી રકમ સરકારે કાઢી છે, અને બાકીની રકમના શૅરો ખેડૂતોએ ખરીદ્યા છે. જમીનની કીમતના પચાસ ટકા સુધીની લોન આ ભંડોળ-માંથી અપાય છે કે જે ત્રીસ વર્ષમાં હપ્તે હપ્તે પાછી ફરી વળે છે. ધીરાણ ઉપર છ ટકા વ્યાજ લેવામાં આવે છે અને ચાર ટકાના વ્યાજે થાપણો પણ સ્વીકારવામાં આવે છે. જે જમીન ગીરો તરીકે લેવામાં આવી હોય, તેની કીંમતના નેવું ટકા રકમનાં બૉન્ડ કાઢી વેચવામાં આવે છે, અને તેના ઉપર પાંચ ટકા વ્યાજ આપવામાં આવે છે.

જાપાનની અંદર ખેતીને માટે લાંબી મુદતની લોન આપવા માટે નીપન કે વંગોજીંકો નામની ખાસ બેંક ૬૯૮૭૬૦૦૦ યેનની ભરપાઈ થયેલી મૂડી સાથે ઊભી કરવામાં આવી હતી. આ બૅંક જમીન ગીરો લઇને નાણું ધીરે છે. આવી લોન પચાસ વર્ષમાં ભરપાઈ કરવાની હોય છે, સહકારી મંડળીઓને તે અંગ ઉધાર નાણું ધીરે છે.

આપણા દેશમાં આ દિશામાં હજુ ઘણું કરવાનું રહે છે. ખેડૂતોની નાણાકીય માગણીને પહોંચી વળવા અત્યારે જે સાધનો છે તે પુરતાં નથી અગર તેનો વ્યાજબી ઉપયોગ થતો નથી. એ સંબંધી આપણ હવે પછીના પ્રકરણમાં ઊંડા ઊતરીશું.



## પ્રકરણ ૩

## શાહૂકારો–શરાફોનું હિંદના નાણાતંત્રમાં સ્થાન

નાનાં ગામડાંમાં નાણાની ધીરધાર કરનારને આપણે શાહુકાર તરીકે સંબોધીશું અને શહેરમાં નાણાવટાનો ધંધો કરનારને શરાફ કહીશું. કારણ બન્નેની કાર્યપદ્ધતિ તથા તેમના કાર્યક્ષેત્ર વચ્ચેનો તફાવત સમજવો જરૂરી છે. જો કે બન્નેનો મુખ્ય ધંધો નાણાની ધીરધાર જ છે; પરંતુ ગામડાના શાહૂકારો ફક્ત પોતાની મૂડી ઉપર આધાર રાખી ધીરધાર કરે છે અને જરૂર પડે નજીકના શહેરના શરાફ પાસેથી વ્યાજે નાણાં લઇ પોતાના ઘરાકો–ખાસ કરીને ખેડૂતોને ધીરે છે. એટલે શાહૂકારનું કાર્યક્ષેત્ર સામાન્ય રીતે એક ગામ અગર બે ત્રણ ગામડાંનો એક જથ્થો કહી શકાય. જ્યારે એક શરાફનું કાર્યક્ષેત્ર એથી વધારે મોટું હોય છે. ગામડાનો શાહૂકાર ખેડૂતોને ખેતીને અંગે જરૂરી કામો માટે નાણું ધીરે છે, જ્યારે શરાફ વેપાર, નાના ઉદ્યોગો તથા શાહૂકારોને ધીરાણ કરે છે. આમ શરાફો અને ખેડૂતો વચ્ચેનો સંબંધ શાહૂકારોની મારફત હોય છે. શાહૂકારો સામાન્ય રીતે પોતાના ઘરાકો પાસેથી વ્યાજે થાપણો લેતો નથી; જ્યારે શરફો તો ચાલુ જમાનાની બેંકોની માફક પોતાના ઘરાકો ખાસ કરીને સગા અને મીત્રો પાસેથી થાપણો સ્વીકારે છે, અને તે ઉપર વ્યાજ આપે છે.

અસલના વખતમાં ખેડૂતો માટે નાણું વ્યાજે મેળવવાનું એક જ સ્થળ 'શાહુકાર' હતું; એટલે શાહુકાર પોતાના ધીરાણ

ઉપર મનમાન્યા વ્યાજના દર લેતા. નાણાવટાની પ્રાંતિક તપાસ સમિતિઓના અહેવાલો ઉપરથી જણાય છે કે હિંદના જુદા જુદા પ્રાંતોમાં લેવાતા વ્યાજના દરોમાં ખૂબ જ તફાવત માલૂમ પડે છે. વ્યાજનો દર મુખ્યત્વે કરીને તો જે મિલકત ઉપર નાણું ધીરવામાં આવ્યું હોય તેના પ્રકાર ઉપર આધાર રાખે છે. સોનું અગર સોનાનાં ઘરેણાં ઉપર અપાયેલ લોન ઉપર શાહુકારો ૧૫થી ૨૦ ટકા વ્યાજ લેતા; જ્યારે ઘર કે જમીન ઉપરની લોન ઉપર તેથી વધારે વ્યાજ લેવાતું. ઘણી વખત ખેડૂતોની ગરજનો ગેરલાભ લઇ ૩૦૦ ટકા સુધી વ્યાજ લેવાયાના દાખલા બન્યા છે. તટસ્થ રીતે જોવામાં આવે તો ખેડૂતો વખતસર લોન પાછી વાળી શકતા નહિ હોવાથી શાહુકારો મુદ્દલ પાછું આપે કે ન આપે તેની પરવા ન રહે તેટલા માટે અગાઉથી જ વ્યાજ વધારે લઈ લેતા. આખા ગામમાં એક જ વ્યાજખાઉ શાહુકાર હોય એટલે બિચારો ખેડૂત તેના ઉપર ટટળી રહીને લાચારીથી માગે એટલું વ્યાજ આપે તે સ્વાભાવિક છે.

## શરાફીના ધંધાની અનિચ્છનીય રીતો

શાહુકાર વધારે વ્યાજ લે છે એટલું જ નહિ પણ તે ઉપરાંત ખેડૂતોની અજ્ઞાનતાનો લાભ લઈ બીજી ઘણી અનિચ્છનીય રીતો અખત્યાર કરી ચૂસણનીતિ ધારણ કરે છે. ઘણી વખત ખાતા-વહીનાં કોરાં પાન ઉપર ખેડૂતની સહી લઈ પાછળથી પોતાને મન ફાવતો વ્યાજનો દર દાખલ કરી દે છે. ખરેખર આપવામાં આવેલી કરતાં મોટી રકમ ખેડૂતને નામે ઉધાર્યાના અનેક દાખલાઓ જડી આવ્યા છે. ખરું જોતાં મુદ્દલ ઉપર મુદ્દલ પાકે ત્યારે વ્યાજ ઉમેરાય તેને બદલે રકમ આપતી વખતે વ્યાજ અગાઉથી કાપી લે છે. જેથી ૨૫ ટકાના વ્યાજે ૧૦૦ રૂ.માંથી ફક્ત રૂ. ૭૫ જ ખેડૂતના હાથમાં મૂકાય છે, એટલે ખરેખર વ્યાજનો દર

૩૩½ ટકા જ થયો. આ તફાવત અભણ ખેડૂતના સમજવામાં આવતો નથી. પ્રાંતિક સમિતિઓએ લીધેલી જુબાનીમાં ધીરાણ કરતી વખતે પાંજરા પોળ ખાતે પારેવાની જાર ખાતે, અને એવા કંઇક ધર્મને નામે અમુક ટકા કાપીને પછી જ ખેડૂતના હાથમાં રકમ મૂકાયા હોવાના અસંખ્ય દાખલા મળ્યા હતા. લોન આપતી વખતે નાણાંની કોથળી છોડાવી પડે તેની પણ ફી–કોથળી છોડામણ–ખેડૂતે આપવી પડે એ જાણીને કોઇને આશ્ચર્ય થયા વિના રહેશે નહિ. જ્યારે શાહુકારો અને શરાફો આવી રીતોથી ખેડૂતોને છેતરે ત્યારે તેના મુનીમો અને ગુમાસ્તાઓ શા માટે મણા મૂકે? તેઓ પણ પોતાની સુખડી કાપીને પછી જ નાણું ખેડૂતોના હાથમાં મૂકાય તેની ખાસ તકેદારી રાખે છે. એટલે સો રૂપીઆની લોનમાંથી આ બધું જતાં ખેડૂત તો બીચારો માંડ પચાસ સાઠ રૂપીઆ ઘરે લઇને જાય છે. એ પણ પચીસ ટકાના વ્યાજે. આ ઉપરથી સમજી શકાય કે એ દેવું પાછું ભરપાઈ કરવાનું તેનાથી શી રીતે બની શકે? પછી તો દેવું ઘટવાને બદલે કૂદકે ને ભૂસકે વ્યાજનું વ્યાજ થતા અસહ્ય થઈ પડે અને દેવામાં ડૂબેલો ખેડૂત વખત જતાં જમીન વિહોણો બની જાય છે.

## શાહુકારની પડતીનાં કારણો

અગાઉના વખતમાં શાહુકારો જે અગત્યનું સ્થાન ભોગવતા હતા, તેવું સ્થાન આજે તો તેઓ નથી જ સાચવી શકયા. અત્યારે તો ઊલટાંનું તેમના પ્રત્યે અવિશ્વાસની દૃષ્ટિએ જેવામાં આવે છે. નાણાવટાના ધંધાને શાહુકારો પણ કસ વગરના ધંધા તરીકે ઓળખવા લાગ્યા છે અને ખેડૂત અને શાહુકાર વચ્ચેનો સંબંધ છેલ્લાં પચાસ વર્ષમાં ઘણો જ ખરાબ થયો છે. આમ થવાનું મુખ્ય કારણ તો એ છે કે આર્થિક આંધીને કારણે હિંદના ખેડૂ-તોની આર્થિક પરિસ્થિતિ દિનપ્રતિદિન બગડવા લાગી. હિંદની

વસતિનો બોજો જમીન ઉપર વધવા લાગ્યો. બીજી બાજુ ખેડવા-લાયક જમીનમાં કાંઈ ખાસ વધારો થયો નહિ. જેટલી જમીન ઉપર સને ૧૯૦૧માં આખા દેશમાં ૯૦૯૫૭૫૪૯ માણસો ખેતીમાં રોકાયાં હતાં; તેટલી જ જમીન ઉપર સને ૧૯૩૧માં ૧૦૯૭૩૦૭૮૮ રોકાયા છે. આ ઉપરથી સમજાશે કે સરેરાશ એક ખેડૂતની વાર્ષિક આવક ઊલટાની ઘટી હોવી જોઈએ. ખેતીની ઉત્પાદન શક્તિ વધારવાનાં ખાસ પગલાં લેવાયાં નથી. તે ઉપરાંત ભાવની અંદર પણ મંદીના કારણે હિંદના ખેડૂતોની આવકમાં સખ્ત ઘટાડો થયો. ઘણા ખેડૂતો તો લગભગ ભૂખમરાની સ્થિતિમાં આવી પડયા. સાથો સાથ ખેડૂતોની આબાદી ઉપર આધાર રાખતાં શાહુકારોની પણ પડતી શરૂ થઈ, કારણ દેવાદાર ખેડૂતો પાસેથી વ્યાજ કે મુદ્દલ કશું મેળવવું તેમના માટે લગભગ અશક્ય બન્યું. આને અંગે શાહુકારો ધીરધારના ધંધા તરફ દુર્લક્ષ આપી વેપા-રમાં વધારે રસ લેવા લાગ્યા.

## ખેડૂત હિતરક્ષક કાયદાઓ

તેમની પડતીનું બીજું કારણ, આપણે ઉપર જોઇ ગયા તેમ જ્યારે પ્રાંતિક સરકારો ખેડૂતના હિતના રક્ષણ સારૂ ખાસ કાયદાઓ કરી શાહુકારોની સ્થિતિ નાજુક કરવા લાગી, ત્યારે ખેડૂતો સાથેનો તેમનો સંબંધ કાયદાની આંટીએ ચઢયો; અને એક બીજાના તરફ અવિશ્વાસની દૃષ્ટિથી જોવા લાગ્યા. પંજાબ પ્રાંતમાં સને ૧૯૩૦માં પંજાબ રેગ્યુલેશન ઓફ એકાઉન્ટસ એકટ-શરાફોના હિસાબ નિયમનો કાયદો પસાર કરવામાં આવ્યો છે. આ કાયદાથી એવું ઠરાવવામાં આવ્યું છે, કે દરેક શાહુકાર અને શરાફે પોતાના દરેક ખાતેદારનાં જુદાં જુદાં ખાતાંમાં જમા અને ઉધારની સ્પષ્ટ રકમો જે તે વખતે જમા ઉધાર લેવી. હિસાબના ચોપડા સ્થાનિક સરકાર ઠરાવી આપે તેવાં નમુનામાં રાખવા. દર

છ મહિને જે તે ખાતેદારને તેના ખાતાની ખરી નકલ વાંચી શકાય તેવા અક્ષરે પોતે અગર પોતાની વતી મુનીમની સહીથી મોકલવી. મુદ્દલ તથા વ્યાજના આંકડાઓ એક બીજાથી જુદા સહેલાઈથી સમજી શકાય તેવી રીતે ખાતામાં બતાવવા. ખેડૂત સાથે સ્પષ્ટ કબૂલાત ન થઈ હોય તો શાહુકારે તેના ખાતે વ્યાજ ઉધારવું નહિ, વગેરે.

સને ૧૯૧૮ સુધી એવો કાયદો હતો કે લોન આપતી વખતે જે વ્યાજ દેણદારે કબૂલ કર્યું હોય તેટલું વ્યાજ લેણદાર જો કોર્ટમાં દાવો લાવે તો કોર્ટે અપાવવું; પછી તે વ્યાજ ગમે તેટલું હોય, જો કે હિંદના જે ભાગમાં દામદુપટનો કાયદો અમલમાં હતો ત્યાં તો મુદ્દલના કરતાં વધારે વ્યાજની રકમ થતી હોય તો કોર્ટ તેટલી વધારે રકમ અપાવતી નહિ. પણ સને ૧૯૧૮ પછી "યુઝ• રીઅસ લોન એક્ટ" પસાર કરવામાં આવ્યો અને ન્યાયની કોર્ટને એવી સત્તા આપવામાં આવી કે ધીરાણના કેસમાં કોર્ટે જોવું કે અસહ્ય વ્યાજ તો માગવામાં આવતું નથી ને? અગર તો લોન આપતી વખતે વધારે પડતી કડક શરતો તો કરારમાં શાહુ• કારે ઉમેરી નથી ને? તેવું જો સાબીત થાય તો ન્યાયની ખાતર કરારમાં ગમે તે હોય છતાં વ્યાજબી વ્યાજ કોર્ટ અપાવે છે. મદ્રાસ અને બંગાળમાં કાયદાથી ઠરાવવામાં આવ્યું છે કે ખેડૂત તરફથી આવેલી કોઈ રકમની જો શાહુકાર પાવતી ન આપે તો પાવતી ન આપી હોય તેટલી મુદતનું વ્યાજ તેને કોર્ટે આપવું નહિ.

મુંબઈ સરકારના ડક્કન એગ્રીકલ્ચરીસ્ટસ રીલીફ એક્ટે એવું ઠરાવ્યું છે કે શાહુકાર અને ખેડૂત વચ્ચેના કરારમાં ગમે તે વ્યાજ કે શરતોનો ઉલ્લેખ હોય તેનાથી દોરવાઈ ન જતાં ન્યાય બુદ્ધિથી બધા સંજોગોનો વિચાર કરી (લેણદારને ખેડવું પડેલું જોખમ, ચક્રવૃદ્ધિ વ્યાજ છે કે સાદું, ચક્રવૃદ્ધિ હોય તો કેટલી

મુદ્દતે મુદ્દલમાં વ્યાજ ઉમેરવામાં આવ્યું, છે વ્યાજ ઉપરાંત બીજી કોઈ રીતે દેણદાર પાસેથી કશી ફી લેવામાં આવી છે કે કેમ. દેણદારની અજ્ઞાનતાનો અગર ખરાબ આર્થિક સંજોગોનો ગેરલાભ શાહુકારે કરારમાં સહી કરાવતી વખતે લીધો છે કે કેમ ?) કરારની શરતો જો વધારે પડતી આકરી જણાય તો કોર્ટને ખેડૂતના હિતમાં કલમોમાં ફેરફાર કરવાનો અધિકાર આપવામાં આવે છે. જેથી વ્યાજના દરમાં ઘટાડો કરી શકાય, વ્યાજબી રીતે હપ્તા કરી શકાય, અને જમીનની માલિકી શાહુકારના હાથમાં જતી અટકાવી શકાય.

સને ૧૯૦૪થી હિંદમાં સહકારી મંડળીઓની સ્થાપના થયા બાદ તો શાહુકારોનું કાર્યક્ષેત્ર વધારે સાંકડું થયું. તેમના માટે એક નવોજ હરીફ ઉભો થયો કે જેની પાછળ સરકારનું પીઠબળ હતું. સહકારી મંડળીઓ ઓછા દરના વ્યાજે જ્યારે નાણું ધીરવા લાગી ત્યારે શાહુકારો પાસે બને ત્યાં સુધી ખેડૂતો ના જ આવે એ દેખીતું છે. એટલું જ નહિ પણ ખેડૂતને એક વખત એમ લાગ્યું કે હવે શાહુકારની તેને જરૂર નથી એટલે તેના ઉપરના જૂનાં દેણાં વાળવાની તેની પરવા પણ ઓછી જ થઈ ગઈ. સહકારી મંડળી અને શાહુકારે જે સહકારથી એક ગામની અંદર કામ કરવું જોઈતું હતું, તેને બદલે એક બીજા તરફ શોકયના જેવું વર્તન ચલાવવા લાગ્યા. આ ઉપરાંત ઉપર તપાસી ગયા તેવી શાહુકારની નહિ ઇચ્છવા યોગ્ય વર્તણુંક પણ તેમની પડતીની કારણભૂત બની.

સને ૧૯૪૫માં રૂણ રાહત ધારો પાસ કરવાનાં આવ્યો છે. જેનાથી ખેડૂત ઉપરના રૂણમાં ઘટાડા કરવાની જોગવાઈ કરવામાં આવી છે. આ રીતે શાહુકાર તથા શરાફના હિતો તેમની દ્રષ્ટિએ તો જોખમાયા જ ગણાય.

શાહુકારને ટકાવી રાખવા ખાસ પગલાંઓ જો નહિ ભરવામાં આવે, તો ધીમે ધીમે હિંદની અંદરથી શાહુકાર વર્ગ અદ્રશ્ય થઇ જશે. જ્યાંસુધી તેનું સ્થાન લે તેવી સંસ્થાઓ ગામડે ગામડે ખડી કરવામાં ન આવે, ત્યાં સુધી શાહુકારોની પડતી જોઇને મુંગે મોઢે આપણાથી બેસી રહી શકાય નહિ. કારણ લાખો ગામડાંવાળા દેશમાં કાંઇ ગામડે ગામડે બેંકની શાખા કદી થઇ શકવાની નથી, સહકારી મંડળીની સફળતાની શકયતા માટે પણ હાલતો આપણે વધારે પડતા આશાવાદી થઇ શકીએ તેમ નથી. આ વિષે આપણે આ પછીના પ્રકરણમાં વિગતવાર ચર્ચા કરીશું.

## શરાફીના ધંધા માટે સરકારી પરવાનાની જરૂર પરવાનામાં દાખલ થવી જોઇતી શરતો

શાહુકારોએ પણ પોતે સમજી જવું જોઇએ કે વખતના વહેવાર સાથે તેમણે પોતાની કાર્ય પદ્ધતિમાં પણ સમયાનુકૂળ ફેરફારો કરવા જ પડશે. સમયની સાથે પ્રગતિ તેઓ ન કરી શકયા તેનું પરિણામ એ આવ્યું કે નવા જમાનાના ચોકઠામાં તેઓ બંધ બેસતા ન થઈ શકયા, અને તેમની પડતી શરૂ થઇ. ઘણાનું એમ માનવું છે કે શાહુકારોને નાણાવટાનો ધંધો કરવાનો પરવાનો આપી સરકાર માન્ય રાખે અને તેમની અગત્ય સ્વીકારે તો ફરી પાછા શાહુકારો પોતા ઉપરનો સમાજનો વિશ્વાસ સંપાદન કરી શકે. પરવાનામાં શાહુકારોએ પાળવાની શરતો દાખલ કરવામાં આવે. શાહુકારો અમુક પદ્ધતિસર પોતાના ચોપડાઓ રાખે તેવું સરકાર ઠરાવે, આ ચોપડાઓ વખતો વખત સરકારી ઓડિટરો તપાસે, શાહુકાર જ્યારે જ્યારે નાણું ધીરે ત્યારે સહી સીક્કાવાળી પાવતીઓ તેણે મેળવવી પડે. કે જેથી કરીને તે કોઇ પણ દેણદારના ખાતામાં ખોટી રકમ ઉધારી ન શકે. ચક્રવૃદ્ધિ વ્યાજ ગણવાનું હોય તો વ્યાજ મુદ્દલમાં વ્યાજ દર વર્ષને અંતે ઉમેરવું

દર ૭ મહિને કે તેથી ઓછી મુદતે નહિ; અને પરવાના સિવાય નાણાંની ધીરધાર કરતા કોઇ પણ શાહુકારને ગુનેગાર ગણી તેને શિક્ષાપાત્ર ઠરાવવો.

## હિંદના નાણાતંત્રમાં શરાફનું સ્થાન

બેંકની માફક સરાફ પણ વ્યાજે થાપણો લે છે, અને નાણાંની ધીરધાર કરે છે. શાહુકાર કરતાં શરાફ કેટલી રીતે જુદા પડે છે તે આપણે આગળ જોઇ ગયા છીએ. પોતાના ઘરાકને તે ફકત ચેક લખવા આપતો નથી. તે સિવાય આધુનિક જમાનાની બેંકો જે જે પ્રકારનું નાણાવટાનું કામ કરે છે, તેવું લગભગ બધું જ કામ શરાફો કરે છે. ઘણા મુદતની થાપણો તે લે છે; ચાલુ ખાતાવાળા ચીઠ્ઠી લખી પોતાની થાપણ ઉપાડી શકે છે, તે મિલકતના તાલણ ઉપર કે મિલકત વિના નાણું વ્યાજે આપે છે; શાહુકારોની અગર કોઇ પણ આબરૂદાર ગૃહસ્થની હૂંડી તે વટાવી આપી રોકડ રકમ આપે છે. ટૂંકમાં હિંદના નાણા બજારમાં શરાફ ઘણો મહત્વનો ભાગ ભજવે છે. તે એક એવી સાંકળની ગરજ સારે છે જેના વડે આધુનિક બેંકો અને હિંદની વિશાળ વેપારી આલમનો સંબંધ સચવાઈ રહે છે.

શાહુકારની મારફત તે ખેડૂતને નાણું ધીરે છે, તથા કારીગર વર્ગ તથા ધંધાદારીઓને પણ તે ધીરધાર કરે છે. હિંદના આંતરિક વેપારમાં રોકાતાં નાણાંનો મોટો ભાગ શરાફનો જ હોય છે. પરદેશથી જે માલ આયાત થાય છે તેને બંદરથી દેશને ખૂણે ખૂણે પહોંચતો કરવામાં શરાફ પોતાની મૂડી રોકે છે. પોતાના દલાલો મારફત તે ગામડે ગામડેથી ખેતીનો માલ ખરીદે છે અને બંદર પર પહોંચતો કરે છે, તે પોતાના ગ્રાહકોને અંગત ઓળખે છે, તેની મુશીબતોની તે કદર કરી શકે છે, વધારે વ્યાજ તેઓ

આપતા હોવાથી બેંકોની હરીફાઇમાં તેઓ સારા પ્રમાણમાં થાપણો પણ મેળવી શકે છે. તેની કામ કરવાની ઢબ સરળ અને ડાક-ડીમાક વગરની હોય છે, તેમની હિસાબ રાખવાની પદ્ધતિ સીધી, જલ્દીથી સમજાય તેવી અને ઓછી ખર્ચાળ છતાંય અત્યંત ચોક્સાઇ ભરેલી હોય છે, હિંદના શરાફો તેમની ઉચ્ચ નૈતિક કક્ષા માટે પ્રખ્યાત છે.

## શરાફોનું કાર્યક્ષેત્ર: નાણાંધીરાણના પ્રકાર

શરાફોની નાણાં ધીરવાની પદ્ધતિ ઘણા પ્રકારની હોય છે; પરંતુ મુખ્યત્વે કરીને જો નાની રકમ ધીરવાની હોય તો શરાફ દેણદાર પાસેથી કબુલત ચીઠ્ઠી લખાવી લે છે. આવા વ્યવહારોને અંગ ઉધારના વ્યવહાર કહેવામાં આવે છે. આમાં કશી મિલકત તારણમાં લેવામાં આવતી નહિ હોવાથી, વ્યાજનો દર વધારે લેવામાં આવે છે, કબુલત ચીઠ્ઠીને બદલે ઘણી વાર દેણદાર સરકારી સ્ટેંપવાળા કાગળમાં લખાણ કરી આપે છે કે જેમાં વ્યાજનો દર વગેરે જરૂરી બાબતોનો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવે છે. ત્રીજી રીત શરાફ પોતાના ચોપડામાં દેણદારનું ખાતું પાડી ટિકિટ ઉપર તેની સહિ લે છે, જો વખતસર નાણાં પાછાં ભરપાઇ કરવામાં ન આવે તો આ ખાતાની રૂએ શરાફ કાયદેસર વસુલાત કરી શકે છે, જો મોટી રકમ અને તે પણ લાંબા વખત માટે ધીરવાની હોય તો શરાફ જમીન, ઘર, ઘરેણાં કે બીજી મિલકતના ગીરો ઉપર ધીરાણ કરે છે.

નાણાં ધીરવાની એક બીજી રીત હૂંડીનો વટાવ કરી આપવાની છે, ઘણા સોદા રોકડને બદલે હૂંડીથી થાય છે; તેમાં માલ લેનાર ધણી વેપારીને કોઇ ત્રીજી વ્યકિત ઉપર લખેલી હૂંડી આપે છે, વેપારી જેના ઉપર હૂંડી લખાઈ હોય તેની પાસેથી એ હૂંડીનો દેખાડ કરી હૂંડીનાં નાણાં મેળવે છે. આ હૂંડીમાં

માલ લેનાર ધણી હૂંડીનાં નાણાં કોણે, કોને, ક્યારે અને કેટલાં ભરવાનાં છે તે સ્પષ્ટ રીતે લખે છે. હૂંડીની લખાણપદ્ધતિ તથા તેને લગતા રીતરિવાજોમાં હિંદના જુદા જુદા પ્રાંતોમાં પુષ્કળ ફરક પડે છે અને પરિણામે હૂંડીના ચલણ માટેનું ક્ષેત્ર બહુ જ સંકુચિત બની જાય છે, આપણે હૂંડીના સર્વસામાન્ય નમૂનાનો અભ્યાસ કરીએ.

## શાહજોગ હૂંડીનો નમૂનો

નંબર ૪૩૭,

સ્વસ્તિ શ્રી મુંબઇ મહાશુભસ્થાને પૂજ્યારાધે શેઠશ્રી મેસર્સ દીપક એન્ડ કું. જોગ શ્રી વડોદરાથી લી. શેઠ મુકુંદલાલ એચ. મહેતાની કંપનીના પ્રણામ વાંચશોજી જત અત્રેથી રાખ્યા શાહ જગજીવન રતનશી રૂ. ૧૦૦૦૦ અંકે હજાર દસ પૂરા લીધા છે; તે આ હૂંડી પહોંચતાં મુદત તુરતની દેખાડ થયે હૂંડી શાહજોગ ઘર, ઠામ, ઠેકાણું જોઇ તપાસી ચોક્કસ કરીને આપજો. તેની નીશાની એ જે હમારા ખાતે ઉધારજો. નીચે રૂ. ૫૦૦૦)થી બમણા કરી જુમલે રૂ. ૧૦૦૦૦) પૂરા મુંબઇ શરાફ મહાજનના ધારા મુજબ આપજો. સંવત ૨૦૦૨ના માગશર વદ ૮ને વાર બુધ તા. ૨૬ માહે ડિસેમ્બર સને ૧૯૪૫.

| ૧૦૦૦૦) પૂરા | લિ. મુકુંદલાલ એચ. મહેતાની કું. વતિ<br>કાન્તિલાલ ન. મહેતાના પ્રણામ |
|---|---|

ઠેકાણું મેસર્સ દીપક એન્ડ કું. કાલબાદેવી રોડ મુંબઇ.

**નોંધઃ**—તહેવારોને દિવસે તથા રવિવારે હૂંડી લેવામાં આવશે નહિ. હૂંડીનો દેખાડ ટાઇમ સ્ટા. ટા. ૪ અને ભરણાનો ટાઇમ ૬–૩૦ સુધીનો રાખવામાં આવ્યો છે.

શેઠ મુકુન્દલાલ એચ. મહેતાની કંપનીએ લખી આપેલી આ હૂંડી શાહ જગજીવન રતનશી પોતે જ કાંતો મેસર્સ દીપક એન્ડ કુાં.ને ત્યાં દેખાડ કરી શકે છે, અગર શાહ જગજીવન રતનશી પાછળ પોતાની સહી કરી પોતાના લેણદારને પોતા ઉપરના દેવા પેટે આપી શકે. તે વેપારી પોતાની સહી કરી વળી ત્રીજા કોઈને આપે, આમ હૂંડી અનેકના હાથમાં ફરે છે. જેને હૂંડીનાં નાણાં જ પકવી લેવાં હોય તે મેસર્સ દીપક એન્ડ કુાં.ને ત્યાં દેખાડ કરી રકમ મેળવે છે.

હૂંડી જો અમુક મુદત બહાર પાકતી હોય તો શાહ જગજીવન રતનશી આ હૂંડીનું વેચાણ કરી શકે છે. વેચાણ પહેલાં સામાન્ય રીતે આ હૂંડી જેના ઉપર લખાઈ હોય તેની પાસેથી હૂંડી પાકતાં તેનાં નાણાં ચૂકવવાની કબુલાત કરાવી લેવી પડે છે, કે જેથી કરીને હૂંડી ખરીદનારના નામમાં કશી દહેશત રહે નહિ. જો કબૂલત કરતી વખતે મેસર્સ દીપક કુાં. પોતાની ખાલી સહી જ કરે તો તે સાદી કબૂલાત કહેવાય છે, પણ જો નીચે જણાવ્યા પ્રમાણેનું લખાણ ઉમેરવામાં આવે અને પછી સહી કરી હોય તો તેની શરતી કબુલાત કહેવાય છે.

(૧) "રસીદ મળવાની શરતે કબૂલ," "રૂા. ૧૦૦૦૦ની હૂંડીમાંથી રૂા. ૫૦૦૦ કબૂલ", "આ હૂંડીનાં નાણાં બેંક ઓફ બરોડાની અમદાવાદ શાખામાંથી ચૂકવાશે" વગેરે.

માલની લેવડદેવડના સોદામાંથી હૂંડી ઉપસ્થિત થઈ હોય તો તેવી હૂંડી વધારે વિશ્વાસપાત્ર લખી શકાય. કારણ ઘણું કરીને અંદર અંદર નાણાંની થોડા વખત માટે સગવડ કરી લેવા ખાતર પણ વેપારીઓ હૂંડી લખે છે. ધારો કે ક. ખ. અને ગ. મિત્રો છે, અને ત્રણ ભેગા થઈ રૂા. ૧૦૦૦૦)ની રકમ ઊભી કરવા

માગે છે. ક. ખ. ઉપર રૂા. ૧૦૦૦૦)ની હૂંડી લખી ગ.ને આપે. હવે ધારો કે આ મુદતી હૂંડી છે અને ૯૦ દિવસે પાકે છે, એટલે પ્રથમ ગ. ખ. પાસે જઈ દેખાડો કરશે. ખ. તે હૂંડી નેવુંમે દિવસે ભરવા કબુલત આપશે, બાદ ગ. તે હૂંડી બજારમાં વેચી નાખી અગર વટાવી રોકડ મેળવી શકે છે, મુદત પાકતાં હૂંડી જેની પાસે હોય તેણે ખ. પાસે ભરપાઇ થવા માટે દેખાડવી જોઇએ; ત્યાં સુધી તો ખ. કશું આપવા બંધાતો નથી, દરમિયાન ત્રણ મહિના સુધી આ ત્રણે મિત્રો રૂા. ૧૦૦૦૦)ની રકમનો ઉપભોગ કરી શકે અને મુદત પાકતાં ખ. પાસે હૂંડીનો દેખાડ થાય ત્યારે ખ. રૂા. ૧૦૦૦૦) ભરી આપે, આનો અર્થ એ થયો કે માલના કોઈ પણ સોદા વિના ક. ખ. અને ગ. એ એક બીજાની શાખનો ઉપયોગ કરી રૂ. ૧૦૦૦૦)નો રકમ ઊભી કરી. આપણે પહેલાં દર્શાવેલી હૂંડીઓને **શાહુકારી હૂંડી** અને બીજા પ્રકારની હૂંડીને **સગવડ હૂંડી** કહી શકીએ.

ઈંગ્લાંડમાં જેને બિલ ઓફ એકસચેન્જ કહેવાય છે, તેને જ આપણે હૂંડી કહીએ છીએ, પણ બિલની સાથે ત્યાં માલનું ખરેખરું વેચાણ દર્શાવતા બીજા કાગળિયા જોડેલા હોય છે, કે જેના ઉપરથી તે હૂંડી શાહુકારી છે, કે સગવડની છે તે સાથે પણ બીજું કશું હોતું નથી એટલે બે પ્રકારની હૂંડી વચ્ચે તફાવત પાડવો મુશ્કેલ પડે છે, નાણાબજારના પ્રકરણમાં આગળ ઉપર આપણે જોઇશું કે હિંદની બેંકો હૂંડીઓ વટાવતાં ડરે છે. તેમાંનું આ એક મુખ્ય કારણ છે.

આ ઉપરથી સમજાશે કે હૂંડીનો વ્યવહાર એક રીતે નાણાવ્યવહાર જેવો જ છે. નાણાંની જેમ જ હૂંડીઓ એકથી બીજા પાસે જાય છે અને આમ અરસ્પરસનાં લેણાંદેણાં પતાવાય છે. મુદતી હૂંડીઓ મુદત પાકતાં સુધી રાખી ન મૂકતાં

હૂંડીનો ધણી તેને વટાવીને રોકડ રકમ મેળવી લે છે, વટાવ કરનાર શરાફ જેટલી મુદત પાકવાને વાર હોય તેટલું મુદતનું વ્યાજ કાપી લઇ બાકીની રકમ આપે છે. જરૂર જણાયે ફરી આ શરાફ એ હૂંડી બીજા કોઇ પાસે વટાવે અગર પોતે જ મુદત પાકયે જેના ઉપર હૂંડી લખાઈ હોય તેની પાસે દેખાડ કરી નાણાં મેળવે છે. આમ શરાફો હૂંડીના વટાવના ધંધા-માંથી સારી એવી રકમ નફા તરીકે કમાય છે.

## રિઝર્વ બેંક સાથે શરાફોના સીધા સંપર્કની જરૂર

મધ્યસ્થ સમિતિએ કબૂલ કર્યું હતું કે શરાફોની સ્થિતિ મજબૂત કરવા ચોક્કસ પગલાં જલ્દીથી લેવાં જરૂરી છે અને હિંદના નાણાવટાના તંત્રમાં શરાફને મહત્ત્વનું સ્થાન અપાવવા રિઝર્વ બેંક જ્યારે હસ્તિમાં આવે ત્યારે પોતાથી બનતું કરે એ ઇચ્છવા યોગ્ય છે. શરાફો અત્યારે જે વ્યાજનો દર લે છે, તે કાંઇ બેંકોના વ્યાજના દર કરતાં બહુ વધારે નથી. દેશની અંદર શરાફો હજુ પણ પોતાનું જે કાર્યક્ષેત્ર સાચવી રહ્યા છે જે સેવા બજાવી રહ્યાં છે તે કક્ષાએ પહોંચતાં તો બેંકોનો પુષ્કળ વખત જોઇશે. દેશના હુન્નર ઉદ્યોગ અને ખેતીને નાણાની જે જરૂર છે તે શું બધી જરૂરિયાતો ઇમ્પિરીઅલ બેંક અને બીજી બેંકો પૂરી પાડી શકે છે. શરાફો જો પોતાનો ધંધો સંકેલીને બેસી જ જાય તો શું દેશની અંદર નાણાંની અકલ્પનીય તંગી ન આવે, કે બેંકોની પ્રગતિનાં આટલાં બણગાં ફૂંકાતાં હોવા છતાંય હિંદમાં કુલ કેટલી શાખાઓ અત્યારસુધીમાં ખોલાઈ છે; દેશમાં ૧૦૦૦૦ કે તેથી વધુ વસતિવાળાં કુલ્લે ૨૫૦૦ શહેરો છે. જેમાંથી ફક્ત ૪૦૦ શહેરોમાં જ બેંકોની શાખા અગર વડી ઓફિસ છે. જો બધાં શહેરોમાં જ બેંકો નથી તો પછી સાત લાખ ગામડાંની તો વાત જ શી

કરવી ? ત્યારે ૪૦૦ શહેરમાં નાણાવટાનો ઇજારો ઇજારો આધુનિક બેંકોએ મેળવ્યો છે એમ પણ કયાં છે? ત્યાં પણ શરાફો પોતાનો ભાગ ભજવે છે અને મોટા પ્રમાણમાં થાપણો લેવાનો અને મધ્યમ વર્ગના લોકો તથા નાના ઉદ્યોગને નાણાં ધીરવાને, ધંધો ચલાવે જ છે. સમાજના મોટા ભાગ માટે આ કારણે શરાફીનું અસ્તિત્વ અનિવાર્ય છે, એમ કબુલવું પડશે. એટલે શરાફના હિત ખાતર જ નહિ તો પણ છેવટે સારાયે સમાજના આર્થિક હિત ખાતર પણ શરાફોના હાથ મજબૂત કરવાનું કામ હાથ ધરવું જરૂરી છે. મધ્યસ્થ સમિતિએ આ બધી બાબતોનો વિચાર કરીને જ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો કે રિઝર્વ બેંક જ્યારે અસ્તિત્વમાં આવે ત્યારે બીજી બેંકો અને સહકારી બેંકોની સાથે શરાફોને પણ રિઝર્વ બેંક પોતાની સાથે સીધો સંબંધ ધરાવતા કરવા અને તેમની હૂંડીઓ મધ્યસ્થ બેંકના વટાવ દરે વટાવી આપવી; જો કે આ માટે મધ્યસ્થ સમિતિએ અમુક શરતો ઠરાવી હતી, કે જેનું પાલન શરાફો કરે તો જ રિઝર્વ બેંક પોતે માન્ય કરેલી બેંકોની યાદીમાં શરાફોનું નામ દાખલ કરે. તે શરતો રિઝર્વ બેંકે અમુક સુધારા વધારા સાથે બહાર પાડી છે, તે તપાસીએ એટલે એ આખો પ્રશ્ન સ્પષ્ટ થશે. એ શરતો જો શરાફો માન્ય રાખે તો રિઝર્વ બેંકની ભલામણથી હિંદી સરકાર ખાસ કાયદો પસાર કરી શરાફોની હૂંડીઓ વટાવવાની સત્તા રિઝર્વ બેંકને આપો.

## શરાફોએ આધુનિક પરિસ્થિતિ સાથે બંધ બેસતા થવાની જરૂર

જો કે આ પરિસ્થિતિ માટે શરાફો પણ અમુક અંશે જવાબદાર તો છે જ. તેવો હજુ પણ નાના બાળકો જેવી રીતે સૌ સૌના રેતીના કૂવા જુદા કરે છે. તેમ શરાફ પોતાનો જુદો

વાડો કાઢી તેઓ રાચે છે. શરાફો શરાફો વચ્ચે એકદિલી—સહકારની ભાવના નથી. ઉલટાના અરસપરસના અવિશ્વાસ ને ઇર્ષ્યાના વાતાવરણથી એક શરાફ બીજા શરાફની મુશ્કેલીમાં ભાગીદાર થતો નથી. તે ભૂલી જાય છે કે જ્યારે તે મુશ્કેલીમાં સંડોવાશે ત્યારે બીજા શરાફોની મદદ વિના બચવું તેના માટે ભારે થઇ પડશે. આગળ ધપતી દૂનીયામાં શરાફો હજુ પણ પોતાનું જૂનવાણી માનસ આબેહૂબ સાચવી રહ્યા છે. જમાનાનો નવો રંગ તેમને ન લાગી જાય તેની તેઓ સખ્ત તકેદારી રાખે છે, અને નાણાવટાનું કામ જાણે કે ભયંકર ગુપ્ત હોય તેમ શરાફ પોતાના ચોપડા ઉપર બીજાની આંખ પણ ન પડે એમ દૂર દૂર ભાગતો ફરે છે. જનતાનો વિશ્વાસ સંપાદન કરવામાં આ વસ્તુ મુખ્યત્વે આડે આવે છે. આધુનિક જમાનાની બેંકોના સંસર્ગમાં તેઓ વધારે પડતા આવ્યા હોત, તો તેઓ બેંકો પાસેથી વ્યવસ્થા, શીસ્ત ઝડપ વગેરે ઘણું શીખ્યા હોત; અને બેંકોને કરકસર, સાદાઇ વગેરે ઘણું શીખવ્યું હોત. જાપાનની અંદર મધ્યકાલીન સમયમાં જે વેપારી કુટુંબો નાણાવટાનો ધંધો કરતાં હતાં તેઓ અત્યારે જમાનાને અનુકૂળ થઇ જઇ આધુનિક બેંકરો બની ગયા છે. પરંતુ હિંદમાં સને ૧૮૫૯ થી મર્યાદિત જવાબદારીવાળી કંપનીઓ—લિમિટેડ કંપનીઓની શરૂઆત થયા પછી મોટી મૂડીવાળી બેંકો સ્થપાવા લાગી. ઉદ્યોગની પ્રગતિ સાથે નાણાંની જરૂરિયાત પણ વધી પડી. છતાં શરાફ આ બદલાયેલી—બદલાતી જતી સ્થિતિને સમજી ન શકયો. નહિ તો તેની ફરજ રાષ્ટ્રના ધનને કેંદ્રિત કરી તેને યોગ્ય દિશામાં વાળવાની હતી. મુંબઇ, કલકત્તા અમદાવાદ, વગેરે ઔદ્યોગિક સ્થળોએ આજે પણ શરાફો મિલ માલિકોને વ્યાજે નાણું ધીરે છે. આ વસ્તુ દેશવ્યાપક થઇ શકી હોત, કારણ ઉદ્યોગપતિઓને કાચા માલ ઉપર નાણા ધીરવામાં ઓછું જોખમ સમાયેલું હતું. પરંતુ લોકોમાં કરકસરનો ગુણ

કેળવવા અગર તેની બચતને આકર્ષવા શરાફોએ ખાસ કાંઇ કર્યું નહિ. નહિ તો એક બાજુ સમાજના જુદાં જુદાં અંગો પાસેથી આકર્ષક યોજનાઓથી તે મોટી રકમની થાપણો ભેગી કરી શકયા હોત અને બીજી બાજુ જરૂરિયાતવાળા ઉદ્યોગપતિઓને ધીરી શકયા હોત; આમ કરીને બે રીતે ઉપયોગી ગરજ સારી શકત; એક તો છુટક છુટક નાની નાની રકમ જે નકામી પડી રહે છે તે એક જથ્થે કરી મૂડીદારોને વ્યાજ કમાતા કરી શકત; અને મોટા એવા ભંડોળમાંથી ઉદ્યોગની પ્રગતિમાં ઝડપ લાવી શકત. થાપણો લેવા તરફ ઉદાસીન વૃત્તિ શરાફોએ કદાચ એ માટે કેળવી હોય કે થાપણદારોની એક સાથે જો માગણી આવે તો પોતે મુશીબતમાં આવી જાય. પણ આ બીક અસ્થાને છે. જો તે મૂડીનું રોકાણ વ્યવસ્થિત રીતે કરે અને ટુંક મુદતની થાપણો લાંબી મુદતના ધીરાણમાં (લોન) ન રોકે તો કોઇ અડચણ આવવા કારણ નથી. હિંદ જેવા પછાત દેશમાં તો હજુ પણ ખાત્રી પૂર્વક જરૂર કહી શકાય કે લોકોનો મોટો ભાગ મોટી મોટી લિમિટેડ બેંકો કરતાં પોતે જેને ઓળખે છે તેવા વિશ્વાસલાયક શરાફોની પાસે પોતાની બચત રાખવાનું પસંદ કરશે. આમ જો થાય તો દેશભરમાં છૂટુંછવાયું જે નાણું અણરોકાયેલું, ભોંયમાં દટાયેલું પડી રહ્યું હશે તે ખેંચાઇને બહાર આવશે અને ઉપયોગી ગરજ સરશે. અત્યારે સૌ કોઇ કબૂલ કરે છે કે દેશમાં ઉદ્યોગોનું પુનરુત્થાન જરૂરી છે. ઉદ્યોગોના વિકાસનું ક્ષેત્ર પણ અમાપ છે. ગામડે ગામડે ભૌગોલિક પરિસ્થિતિને લક્ષમાં લઇ પેટાધંધા તરીકે ગૃહઉદ્યોગો પણ શરૂ કરી શકાય. આ માટે જોઈતું નાણું શરાફો પૂરું ન પાડી શકે? તેમ કરવાથી તે પોતાની મૂડીનું બીન-જોખમકારક રીતે રોકાણ કરી શકે તેમ જ દેશની આર્થિક વ્યવસ્થામાં મદદગાર થઈ પોતાની અગત્ય પણ સાબીત કરી શકે.



# પ્રકરણ ૪

## સહકારી બેંકો તથા લેંડ મોર્ટગેજ બેંકો

આપણે આગળ જોઈ ગયા તેમ અગાઉ ખેડૂતોને માટે વ્યાજે નાણું મેળવવાનું આપણા દેશમાં એક જ સ્થળ-શાહુકાર હતું. પરંતુ વધારે વ્યાજના દર લેવા ઉપરાંત બીજી ઘણી અનિચ્છનીય રીતોથી ખેડૂત જ્યારે શાહુકાર તરફથી પીડાવા માંડયો અને ખેડૂતના ઉપર શાહુકારોનું કરજ દિવસો દિવસ વધવા લાગ્યું ત્યારે આ પરિસ્થિતિમાં સુધારા કરવા વચ્ચે પડવાની સરકારને પોતાની ફરજ સમજાઈ. યુરોપના દેશોમાં ઘણાં વર્ષોથી ખેડૂતોએ એવી પ્રવૃતિ શરૂ કરી હતી કે ખેડૂતો ખેડૂતો વચ્ચેના સહકારથી પોતાના ખપ પૂરતું નાણું ઓછા વ્યાજના દરે ઊભું કરી શકાય. સહકાર અને સંગઠ્ઠનથી મૂડીવાદીઓની નફાખોરીમાંથી ઉગરવા માટે માલનું વેચાણ અને ઉત્પાદન પણ ખેડૂત જાતે કરી તેમાંથી મળતો બધો નફો પોતાની પાસે રાખી શકાય: એક ખેડૂતને માટે જે કરવાનું અશક્ય લાગતું હોય તે ખેડૂતનો સમૂહ સહેલાઇથી કરી શકે. કારણ આપણામાં કહેવાય છે તેમ “ પંચકી લકડી, એક કા બોજ ” મુજબ એક ગામમાં વસતા સો ખેડૂતો જો કોઇ પણ કામ સંપીને એકબીજાના સહકાર અને ટેકાથી કરે તો સમૂહના આશરા નીચે ફાળે પડતો ફાયદો દરેકને થવા સંભવ છે. એવી જ રીતે નાણું ઊભું કરવામાં કદાચ એક ખેડૂતની શાખ પૂરતી ન હોય પણ એવા અનેક ખેડૂત મળી એક સંસ્થા ઊભી કરે તો

એ સંસ્થાની શાખ તો જરૂર વિશ્વાસ ઉત્પાદન કરવા માટે પૂરતી ગણાવી જોઇએ. આ સિદ્ધાંત ઉપર યુરોપના દેશોમાં ખેડૂતોને ધીરાણ કરતી સહકારી મંડળીઓ સફળતાપૂર્વક આજ સો વર્ષથી કામ કરી રહી છે. આ લાભ હિંદુસ્તાનના ખેડૂતોને પણ મળી શકે તેવા શુભ હેતુથી સને ૧૯૦૪ થી હિંદની સરકારે સહકારની પ્રવૃત્તિ હાથ ધરી. તે સાલમાં એક ખાસ કાયદો પસાર કરી નાણું ધીરનારી સહકારી મંડળીઓ સ્થાપવાની છૂટ આપી. આ મંડળીમાં જોડાવાનું ખેડૂતો માટે ઐચ્છિક હતું. જોડાયા પછી મંડળીમાં નાના મોટાનો ભેદ રાખવાનો હતો નહિ. મંડળીમાં જોડાયેલા બધા ખેડૂતોએ અરસપરસના સહકાર અને ટેકાના બળથી પોતાની સમાન આર્થિક જરૂરિયાતો પૂરી પાડવા માટે જે તે પ્રવૃત્તિ હાથ ધરવાની ભાવના હતી. સને ૧૯૦૪ ના કાયદાએ આવી સહકારી મંડળીઓને હિંદના કંપની એકટની ઘણી કલમોમાંથી મુક્ત રાખી હતી કે જેથી કરી સહકારી બેંકોનું બંધારણ, કાર્ય ક્ષેત્ર તથા કાર્ય સહકારના ધોરણે ચાલે.

હવે આપણે સહકારી ચળવળનાં જુદાં જુદાં અંગોને વિગતવાર તપાસીએ. પ્રાથમિક મંડળી એ આખી સહકારી રચનાના પાયારૂપ છે. તેની સદ્ધરતા ઉપર તાલુકા સહકારી બેંકો કે જેની સાથે ગ્રામ મંડળીઓ સંકળાયેલી હોય છે, તેની સદ્ધરતા અવલંબે છે; અને તાલુકા બેંકોની મજબુતાઇ ઉપર પ્રાંતિક સહકારી બેંકની મજબુતાઈ ટકે છે. ગામડાંનો કોઇ પણ આબરૂ-દાર વતની મંડળીનો સભ્ય થઇ શકે છે. સભ્ય થવા માટે ખેડૂત-બીનખેડૂતનો ભેદ અગર જાતિ, વર્ણ કે ધંધાનો ભેદ રાખવામાં આવ્યો નથી. જુદા જુદા દરજ્જાની વ્યકિતઓ આથી કરીને સંપર્કમાં આવી સહકારની ભાવનાને ખીલવી શકે છે. એક મંડ-ળીનું કાર્યક્ષેત્ર સામાન્ય રીતે એક જ ગામડું હોય છે કે જેથી

કરીને બધા જ સભ્યો રાતદિવસ સાથે રહેતા હોવાથી, એકબીજાને સારી રીતે પીછાણી શકે, અને એક બીજાના વ્યવહાર ઉપર નજર પણ રાખી શકે. મંડળીના બધા જ સભ્યોની મિલકત મંડળીની ગણાય છે. અમુક અમુક વખતે સભ્યોની મિલકતનું વિગતવાર પત્રક તૈયાર કરવામાં આવે છે. અમુક મંડળીઓને પોતાની શેરથી ઊભી કરેલી મૂડી હોય છે અને અમુકને તેવી મૂડી હોતી નથી. પરંતુ પોતાની મૂડી ધરાવતી મંડળીઓ વધારે ઇચ્છવા યોગ્ય છે; કારણ તેથી કરીને મંડળીનું આર્થિક બંધારણ વધારે સબળ બને છે. મંડળીનું ભંડોળ પોતાની મૂડી, સભ્યો તરફથી તથા બિનસભ્યો તરફથી આવેલી બચત, થાપણો તથા તાલુકા બેંક તથા પ્રાંતિક બેંક પાસેથી લીધેલી લોનનું બનેલું હોય છે. મંડળીએ પોતાના સભ્યો પાસેથી વધારે બચત થાપણ તરીકે મેળવવા તરફ વધારે લક્ષ આપવું સલાહભર્યું છે; કારણ કે તેથી સભ્યોમાં કરકસરનો ગુણ કેળવાય છે. વળી પોતાની બચતની વ્યવસ્થા ઉપર સભ્યો પોતે જ નજર રાખતા હોવાથી કશું જોખમ પણ રહેતું નથી. આકર્ષક વ્યાજના દર વધારી વધારે થાપણ મેળવવા તરફ મંડળીઓએ લલચાવું જોઇએ નહિ; કારણ સહકારની ચળવળનો મુખ્ય હેતુ ઓછા વ્યાજના દરે ખેડૂતોને નાણું પૂરું પાડવાનો છે. આ પ્રલોભન ઉપરના કાબૂ તરીકે દરેક મંડળી પોતાની મિલકતના ચોથા અગર આઠમા ભાગ જેટલું જ દેવું કરી શકે તેવો કાયદો કરવામાં આવ્યો છે, કે જેથી કોઇ પણ મંડળી આ મર્યાદા ઉપરાંત વધારે થાપણ કે લોન લે નહિ. જ્યાં સુધી નાણાબજારના બીજા મુખ્ય અંગો સાથે સહકારી મંડળીઓ એકતંત્ર ન બની જાય ત્યાં સુધી બીનસભ્યોની વધારે થાપણો લેવી જોખમકારક છે.

## મંડળીના સભ્યોની અમર્યાદિત જવાબદારી

સહકારી મંડળીઓના સભ્યોની જવાબદારી અમર્યાદિત રાખવામાં આવે છે. સહકારની ભાવનાનો આ પ્રાથમિક સિદ્ધાંત

છે. આ ઉપરથી આપણે કહી શકીએ કે હિંદની અંદર સહકારી પ્રાથમિક ગ્રામ મંડળીઓનું બંધારણ જર્મનીની રીફેસન બેંકના ધોરણ ઉપર રચાયું છે. હિંદમાં શહેરની અંદરની સહકારી મંડળીઓની જવાબદારી પોતે ખરીદેલા શેરની કિંમત પૂરતી મર્યાદિત રખાઈ છે. આનું મુખ્ય કારણ એ છે કે ગામડાંની મંડળીઓના સભ્યો સમજે કે જો પોતાની કોઇ ગફલત અગર નિષ્કાળજીના પરિણામે મંડળીને નુકસાન સહન કરવું પડશે તો પોતાની જવાબદારી અમર્યાદિત હોવાથી મંડળીનું દેવું ભરપાઇ કરવા માટે પોતાની હરકોઈ મિલ્કત મંડળીના ચરણે ધરી દેવી પડશે. એટલે તેઓ મંડળીના કામકાજમાં સતત ખંત બતાવે એ મુખ્ય હેતુ છે. તે ઉપરાંત મંડળીના લેણદારો પણ વધારે ચિંતામુક્ત રહી શકે, કારણ તેઓની ખાત્રી જ હોય છે કે મંડળી પાસેનું લેણું કદાચ મંડળી તૂટે તો પણ સભ્યોની મિલકતમાંથી તેઓ વસૂલ કરી શકશે. મંડળીની નુકસાની પ્રથમ તો સંબંધ ધરાવતા દેણદાર સભ્ય ઉપર, પછી તેના જામીન ઉપર, પછી મંડળીના અનામત ભંડોળ ઉપર, ત્યાર પછી મંડળીની શેર મૂડી ઉપર, ત્યાર પછી બધા સભ્યોની અમર્યાદિત જવાબદારી ઉપર અને છેવટે આ બધા છતાંય જે નુકસાની ભરપાઇ થયા વિના રહે તે લેણદારોને ભોગવવી પડે છે.* અમર્યાદિત જવાબદારી ન રાખવામાં આવી હોત તો મંડળીનું ભંડોળ ગમે તેવા સભ્યને નાણાં ધીરવામાં કદાચ વાપરી નખાત. સહકારની ચળવળના પ્રખર અભ્યાસક મિ. વુલ્ફ બરાબર કહે છે કે સભ્યોની જવાબદારી અમર્યાદિત રખાઇ છે માટે જ મંડળી કોઇ સભ્યની ખોટી શરમમાં ન ખેંચાઇ જતાં, કોને નાણું ધીરાય અને કોને ન ધીરાય તેની પૂરતી તકેદારી રાખવા પ્રયત્ન કરશે.

---

* ધી લૉ એન્ડ પ્રેક્ટિસ ઑફ કૉઓપરેશનઃ કાલવર્ટ: પાન ૪૭

## સહકારી પ્રવૃત્તિના મૂળભૂત સિદ્ધાંતો

સહકારી મંડળીઓએ ચુસ્ત રીતે પાળવા જોઇતા નીચેના સિદ્ધાંતો મંડળીઓના કામકાજ ઉપર પ્રકાશ ફેંકશે.

(૧) કોઇપણ સભ્યને બીનઉત્પાદક કાર્ય માટે મંડળીએ નાણું ધીરવું નહિ. નાણું ધીરતા પહેલાં મંડળીની વ્યવસ્થાપક સમિતિએ શા માટે ધીરાણ–કરજ જોઇએ છે તેની સંપૂર્ણ ખાત્રી કરી લેવી તે તેની ફરજ છે. બીજા સભ્યોએ પણ અપાયલી લોન જાહેર કરેલા પ્રયોજન માટે જ વપરાય છે તે જોતા રહેવું જોઇએ. અહીં યાદ અપાવવું જરૂરી છે કે શાહુકારો ખેડૂતોને નાણું ધીરતી વખતે આવા પ્રશ્ન પૂછી કદી ચોકસાઇ કરતા નથી. કારણ તેને તે સાથે સંબંધ હોતો નથી. જ્યારે મંડળીને તો પોતે રોકેલું નાણું ઘલાઇ ન જાય તેની કાળજી રાખવી પડે છે; એટલે લગ્નવરા જેવા સામાજિક પ્રસંગો માટે કદી તે નાણું નહિ ધીરે–અગર તેણે ધીરવું જોઇએ નહિ; કારણ આવી રીતે ખર્ચેલી રકમમાંથી ખેડૂત ભવિષ્યમાં વળતરરૂપે તો કશું મેળવી શકવાનો નથી.

(૨) દરેક સભ્યને કેટલી લોન આપી શકાય તેની મર્યાદા બહુ કાળજીથી નક્કી કરવામાં આવે છે. સામાન્ય રીતે સભ્યની મિલકતના પચાસ ટકા સુધી મંડળી ધીરાણ કરે છે. જો કે સભ્યની જરૂરિયાત, કરજ વખતસર ભરપાઇ કરવાની તેની શક્તિ, અને લોન લેવાનું પ્રયોજન આ બધી બાબતનો વિચાર કરવાનો હોય છે.

(૩) સભ્યોની શક્તિ મુજબ કરજ ભરપાઇ કરવા માટે હપ્તાઓ નક્કી કરવામાં આવે છે. હપ્તાઓ વખતસર ભરાય છે કે કેમ તે જોવાનું કામ વ્યવસ્થાપક સમિતિનું છે. પણ કોઇ વ્યાજબી કારણસર, જેવા કે પાક નિષ્ફળ ગયો હોય તો હપ્તાની

મુદ્દત તેઓ લંબાવી શકે છે; કારણ જો ગેરવ્યાજબી ઉતાવળ કરવામાં આવે તો શાહુકાર અને મંડળી વચ્ચે પછી તફાવત શો ?

(૪) એક સભ્યને અમુક કરતાં વધારે શેરો ન આપવાનું કાયદાથી ઠરાવવામાં આવ્યું છે. તેટલું જ નહિ પણ એક સભ્ય પાસે એકથી વધારે ગમે તેટલા શેર હોય તો પણ તેને એક જ મતનો અધિકાર આપવામાં આવે છે. આમ ન હોય તો કોઇ પૈસાદાર સભ્ય સો બસો શેર ખરીદી મંડળીના કામકાજ ઉપર પોતાનું વર્ચસ્વ જમાવી આધિપત્ય ચલાવે, કે જે લોકશાહીના સિદ્ધાંતથી તદ્દન વિરુદ્ધ છે.

(૫) ગમે તેટલો નફો થયો હોય છતાં અમુક ટકાથી (દા. ત. ૭½ ટકા) વધારે વ્યાજ જાહેર ન કરવાનું પણ કાયદાથી ઠરાવવામાં આવે છે. નહિ તો વધારે નફો કરવાના લોભે મંડળી ગમે તેવો જોખમકારક ધંધો કરી બેસે. મંડળીનો હેતુ કાંઇ પુષ્કળ નફો કરવાનો નથી; તેનો હેતુ પોતાના સભ્યોનાં હિત સાચવવાનો છે.

(૬) સભ્યો પોતાના શેર કોઇને ન વેચી નાખે એ માટે તેમના ઉપર અમુક અંકૂશ મૂકવામાં આવે છે. એક માણસ મંડળીનો સભ્ય મટી જાય તે તારીખથી બે વર્ષ સુધી તે મંડળીના દેવા માટે જવાબદાર રહે છે.

(૭) સભ્યોની મિલકતમાંથી દેવું વસૂલ કરતી વખતે સરકારના હક્ક પછી તુરત જ મંડળીને લેણદાર તરીકેનો અગ્રહક્ક આપવામાં આવ્યો છે. તેનું લેણું વસુલ થયા બાદ જે મિલકત વધે તેના ઉપર બીજા લેણદારોનો હક્ક રહે છે.

(૮) દરેક મંડળીએ પોતાના નફામાંથી દર વર્ષે નિદાન ૨૫ ટકા અનામત ભંડોળ ખાતે લઈ જવા પડે છે. ત્યારપછી જે તે શેર ધરાવનારને આપવાનું વ્યાજ જાહેર કરી શકે છે. જે મંડળીઓને પોતાની મૂડી નથી હોતી તેને પોતાનો બધો નફો

અનામત ફંડ ખાતે લઇ જવો પડે છે. આ ભંડોળનો ઉપયોગ મંડળી આર્થિક મુશીબતમાં આવે ત્યારે કરી શકાય છે. આ અનામત ભંડોળ પોતા પાસે ન રાખતાં તાલુકા મધ્યવર્તી બેંકો પાસે જમા રાખવાનું હોય છે; જો કે તાલુકા બેંકો બહુ ઓછું વ્યાજ આપતી હોવાથી મંડળીઓ એ ભંડોળને લોન આપવામાં ધીરે તો વધારે આવક મેળવી શકે, એવું સૂચન ઘણી દિશામાંથી થાય છે. પણ એમ કરવાથી અનામત ફંડનો હેતુ જ માર્યો જાય છે. બીજો વધારે યોગ્ય રસ્તો એ છે કે મંડળીનું જેટલું અનામત ભંડોળ તાલુકા બેંક પાસે જમા હોય તેટલી રકમ સુધી તાલુકા બેંકે મંડળીને ખાસ ઘટાડેલા વ્યાજના દરે ધીરાણ કરવું. *

## ગીરો ઉપર ધીરાણ : વાસ્તવિક પરિસ્થિતિ

આપણે ઉપર જોઇ ગયા કે મિલકતને ગીરો લઈ નાણું ધીરવું સહકારના સિદ્ધાંતથી વિરુદ્ધ છે; છતાં હિંદમાં ગીરો ઉપર મંડળીઓ નાણાં ધીરે છે. દા. ત. મદ્રાસ ઇલાકામાં સને ૧૯૩૦ માં મંડળીઓએ કઈ મિલકત ઉપર કેટલું નાણું રોકયું હતું તે નીચેના કોષ્ટક ઉપરથી જણાશે.+

| કરજ પેટે લેવાયેલા તારણનો પ્રકાર | ટકા |
|---|---|
| થાપણ | ૦. ૧ |
| જંગમ મિલકત | ૩. ૧ |
| સ્થાવર મિલકત | ૪૮. ૫ |
| બે સભ્યોની જામીનગીરી | ૪૭. ૭ |
| સભ્યની પોતાની કબુલત ચીઠ્ઠી | ૦. ૬ |
| | ૧૦૦. ૦ |

* મધ્યસ્થ સમિતિનો અહેવાલ: પાન ૧૨૦

+ ધી કોઓપરેટીવ મુવમેન્ટ ઈન ઈન્ડીઆ: હૉગ: પાન ૭૨

સ્થાવર મીલકત ગીરો લેવાથી મંડળી વધારે નિર્ભય તો બને જ છે; કારણ તેથી સભ્ય એ મિલ્લકતને પાછળથી બીજાને હવાલે કરી શકતો નથી; અને જો સાનગીરો હોય તો કબજો તો ખેડૂતોનો જ રહે છે; એટલે આ ગીરોને મંડળીએ ગૌણ મિલ્લકત તરીકે માનીને જ ચાલવાનું છે.*

મહીસુર રાજ્યમાં મંડળીઓ ગીરો સિવાય ઘણું કરીને લોન આપતી જ નથી. જ્યારે કોચીન રાજ્યમાં નેવું ટકા લોન અંગ ઉધાર જ આપવામાં આવે છે. તેમ છતાં સહકારની ચળવળ ત્યાં દિનપ્રતિદિન પ્રગતિ કરી રહી છે.

## ખેડૂતોની નાણાકીય જરૂરિયાતનો અંદાજ તથા મંડળીઓની ધીરાણની શક્તિ

હવે આપણે એ તપાસીએ કે ખેડૂતોની બધી નાણાકીય જરૂરિયાતો મંડળીઓ પૂરી પાડી શકે છે કે કેમ? પ્રથમ તો એ પ્રશ્ન થાય છે કે એક ખેડૂતની ખેતીવિષયક નાણાંની જરૂર સરેરાશ વાર્ષિક કેટલી હોઇ શકે? આ સંબંધી મહીસુર રાજ્ય સહકારી સમિતિ (૧૯૨૩)નો અંદાજ રૂ. ૧૦૦નો છેઃ જો કે આની અંદર ફક્ત ટૂંક મુદતની જરૂરિયાતોનો જ સમાવેશ થયો છે. બંગાળ પ્રાંતિક સમિતિના મત મુજબ આ આંકડો રૂ. ૧૬૦ આવે છે. હવે આપણે એ તપાસીએ કે હિંદની સહકારી મંડળીઓ સરેરાશ એક ખેડૂતને કેટલું ધીરે છે.

| પ્રાંત અગર રાજ્યનું નામ | ૧૯૩૦ માં સરેરાશ એક ખેડૂતને અપાયેલી લોનની રકમ રૂ. |
|---|---|
| બંગાળા | ૩૧. ૫ |
| મુંબઇ | ૬૬. ૫ |

---

* મેકલેગન સમિતિનો અહેવાલઃ પાન ૪૨

| | |
|---|---|
| મધ્યપ્રાંત | ૯૨. ૮ |
| દિલ્હી | ૧૭. ૦ |
| વડોદરા | ૩૫. ૯ |
| ભોપાળ | ૧૦. ૬ |
| ત્રાવણકોર | ૧૧. ૨ |

ફક્ત બિહાર અને ઓરિસ્સા પ્રાંતિક સમિતિનું એવું માનવું છે કે મંડળીઓ ખેડૂતોની જરૂરિયાતનો ૭૫ ટકા પૂરો પાડે છે.*

પણ ઉપરના કોષ્ટક ઉપરથી સામાન્ય રીતે તો દેશના મોટા ભાગની પરિસ્થિતિ સંતોષકારક ન જ ગણી શકાય. જ્યારે ખેડૂતની બધી જરૂરિયાતો મંડળી પૂરી પાડી શકતી નથી એ વાત નિર્વિવાદ છે ત્યારે ખેડૂતે મંડળી સિવાય બીજે પણ નાણું વ્યાજે લેવા હજુ જવું જ પડે છે એ સ્પષ્ટ થાય છે. બીજું ચમકાવનારી બીના તો એ છે કે સહકારી મંડળીઓની ખેડૂતને ધીરવાની શકિત વર્ષોના વહેવા સાથે વધવાને બદલે ઘટે છે.

## એક ખેડૂતને મંડળી તરફનું સરેરાશ ધીરાણ

| વર્ષ | રૂા. |
|---|---|
| ૧૯૧૨—૧૩ | ૪૬. ૨ |
| ૧૯૧૭—૧૮ | ૩૪. ૮ |
| ૧૯૨૭—૨૮ | ૪૨. ૫ |
| ૧૯૨૯—૩૦ | ૩૮. ૬ |

સાથો સાથ મંડળી પાસેની એક ખેડૂતની સરેરાશ થાપણમાં પણ ઘટાડો માલૂમ પડે છે. કારણ સને ૧૯૧૨–૧૩ માં તે રકમ રૂ. ૬.૩ હતી તે ઘટીને સને ૧૯૨૯–૩૦માં

* ધી કો-ઓપરેટીવ મુવમેન્ટ ઈન ઇંડિયાઃ હૉગઃ પાનું ૩૭૨
બિહાર પ્રાંતિક સમિતિ અહેવાલઃ પાનું ૧૪૨

રૂ. ૫.૮ થઇ છે; કોઇ રીતે આ વસ્તુ પ્રગતિકારક તો ન જ ગણાય. સહકારની ચળવળ બીજી પણ એક રીતે નબળી પડતી જાય છે. ખેડૂત પાસેનું મંડળીનું લેણું દિનપ્રતિદિન વધતું જાય છે; એટલે કે ખેડૂત લીધેલી લોન વખતસર પાછી ભરી શકતો નથી, અને બીજે વર્ષે તેની નવી નાણાકીય જરૂરિયાત તો ખડી જ હોય છે.

સહકારી મંડળીઓએ એક બીજું એ ધ્યેય પૂરું પાડવાનું હતું કે પોતાના સભ્યોને બહારથી નાણું મળી શકે તેના કરતાં ઓછા વ્યાજે પોતે પૂરું પાડવું. જો કે શાહુકાર કરતાં મંડળીઓ ઓછું વ્યાજ લે છે તે ઠીક છે; પણ મંડળીઓના વ્યાજના દરમાં હજુ ઘણો વધારે ઘટાડો થઇ શકવાની શક્યતા છે. જો કે ઘણાનો એવો મત છે કે મંડળીઓ બહુ ઓછા વ્યાજે જો નાણું ધીરે તો ખેડૂતો ઉડાઉ બની જાય. પણ ઉપર જોઇ ગયા તેમ દરેક સભ્ય માટે દેવું કરવાની મર્યાદા મુકરર થાય અને દેવું કરવાના પ્રયોજનની ખાત્રી થાય ત્યાં આ બીક અસ્થાને છે. વળી મંડળી જે દરે નાણું વ્યાજે લે છે તેના કરતાં પોતે જે દરે વ્યાજે નાણું ધીરે છે તે બહુ ઊંચા હોય છે. યુરોપમાં આ તફાવત એક ટકાથી વધારે હોતો નથી. હિંદમાં તાલુકા બેંકો ઘણીવાર પાંચથી છ ટકાનો ગાળો ખાઇ જાય છે. એટલે મંડળીઓએ સસ્તા વ્યાજે નાણું મેળવવા પ્રયત્નો કરવા જરૂરી છે. સ્થાનિક થાપણો મેળવવાથી આ પરિસ્થિતિમાં સુધારો થવા સંભવ છે.

## તાલુકા મધ્યવર્તી સહકારી બેંકો

એક તાલુકામાં આવેલી બધી સહકારી મંડળીઓ તાલુકા મધ્યવર્તી સહકારી બેંક સાથે જોડાયલી હોય છે. આ મધ્યવર્તી બેંકની ઓફિસ તાલુકાના મુખ્ય શહેરમાં હોય છે. તેના સભ્યો

તરીકે પ્રાથમિક સહકારી મંડળીઓ તથા ખાનગી વ્યક્તિઓ પણ હોય છે. તેના વ્યવસ્થાપક મંડળમાં મંડળીના પ્રતિનિધિઓ ઉપરાંત ઇતર સભ્યોનું પ્રતિનિધિત્વ પણ હોય છે; પરંતુ મંડળીઓનું પ્રતિનિધિત્વ સામાન્ય રીતે બહુમતિમાં હોય છે. અનુભવી અને આબરૂદાર વ્યક્તિઓને વ્યવસ્થાપકમંડળમાં સ્થાન આપવું બેંકના હિતમાં છે. કારણકે તેથી તે જનતામાં વિશ્વાસ ઉત્પાદન કરી શકે છે અને નાણાબજાર સાથે સીધા સંપર્કમાં રહી શકે છે.

આવી બેંકોની મુખ્ય ફરજ સહકારી બેંકોને નાણું ધીરવું તથા તેની બચત હોય તો થાપણ તરીકે પોતા પાસે રાખવી અને મંડળીના કામકાજ ઉપર નજર રાખવી એ છે. તેનું ભંડોળ પોતાની મૂડી, થાપણો, જેવી કે બાંધી મુદતની, ચાલુ ખાતાની અને બચતની, ઇમ્પિરિયલ બેંક તથા બીજી વેપારી બેંકો તરફથી ટૂંક મુદતની લોન અને બીજી મધ્યવર્તી બેંકો તથા પ્રાંતિક સહકારી બેંક તરફથી લેવાયેલી લોન વગેરેનું બનેલું હોય છે. સહકારી મંડળીઓ પોતાનું અનામત ફંડ મધ્યવર્તી બેંક પાસે રાખે છે, એ પણ તેના ભંડોળમાં ઉમેરો કરે છે. ઘણા તાલુકાની અંદર આ બેંકોએ એટલી બધી સદ્ધરતા પ્રાપ્ત કરેલી હોય છે કે સુધરાઇ, પ્રાંત પંચાયત, વગેરે અર્ધ સરકારી સંસ્થાઓ પણ પોતાનાં નાણાં આ બેંકમાં જમા મૂકે છે. ઓછા વ્યાજના દરે પણ આ બેંકો સારા પ્રમાણમાં થાપણો આકર્ષી રહી છે.

## મધ્યવર્તી સહકારી બેંકોનું કાર્યક્ષેત્ર

સહકારી મંડળીઓને અગાઉથી ચોક્કસ કરેલ યત્તા સુધી તે નાણું ધીરે છે. પોતે થાપણો ઉપર જે વ્યાજ આપે છે, તેના કરતાં ત્રણથી ચાર ટકા વધારે વ્યાજ સહકારી મંડળીઓ પાસેથી

ને લે છે કે જેથી કરીને તે પોતાનો બધો ખર્ચ કાઢતાં અનામત ફંડ ઊભું કરી શકે અને નફો પણ જાહેર કરી શકે. જો કે અહીં પણ કાયદાએ ઠરાવી આપ્યું છે કે ૯ થી ૧૨ ટકા કરતાં વધારે નફો બહાર પાડી શકાતો નથી. પોતાના ભંડોળમાંથી સારી એવી રકમ તેણે હાથ ઉપર રાખવી પડે છે. અગર એવી રીતે રોકવી પડે છે કે જે તુરત મેળવી શકાય. કારણ ચાલુ ખાનગી થાપણો ગમે ત્યારે થાપણદારો પાછી ખેંચી શકે છે. સહકારી મંડળીઓ અંદર અંદર નાણાંનું ધીરાણ કરી શકતી નથી. આ માટે મધ્યવર્તી બેંકનો ઉપયોગ કરવો પડે છે. મધ્યવર્તી બેંક તળેની દરેક ગ્રામમંડળીની નાણાકીય સદ્ધરતા તથા દરેકની જરૂરિયાતનો સ્વાભાવિક રીતે જ તેને સ્પષ્ટ ખ્યાલ હોવાથી કઇ મંડળીએ કોને કેટલું ધીરવું તે સંબંધી મધ્યવર્તી બેંક મંડળીઓને સલાહસૂચન કરી શકે.

મધ્યવર્તી બેંકોના સભ્યોની જવાબદારી જો કે પોતે ખરીદેલા શેરની કીંમત પૂરતી મર્યાદિત હોય છે, છતાં થાપણદારોના હિતની ખાતર દરેક સભ્યની અનામત જવાબદારી તેની પાસેના શેરની કિંમત કરતાં દસ ગણી રાખવામાં આવે એ વધારે ઇચ્છવા યોગ્ય છે.

મધ્યવર્તી બેંક સરકાર તરફની મદદની વધારે આશા રાખતી નથી. પરંતુ વડોદરા રાજ્યમાં કે જ્યાં આખા રાજ્ય માટે પ્રાંતિક સહકારી બેંક જેવી સંસ્થા નથી, ત્યાં ઘણી તાલુકા બેંકોએ સરકારી મદદ લીધાના દાખલા બન્યા છે.

મધ્યવર્તી બેંકની સફળતા પુષ્કળ થાપણો મેળવવામાં નથી, પણ તેની નીચેની બધી મંડળીઓ વ્યવસ્થિત પાયા ઉપર ચાલે છે કે કેમ, સહકારી ભાવનાનો શુભ હેતુ બર આવે છે કે કેમ અને ખેડૂતોની આર્થિક સુધારણામાં તેઓ મદદગાર થાય

છે કે કેમ તે જોવામાં છે. મધ્યવર્તી બેંકોએ પોતાના કાર્યક્ષેત્રમાં સહકારી મંડળીઓના કામકાજના અવલોકન ઉપરાંત ખેડૂતની આર્થિક, સામાજિક અને કેળવણીના ક્ષેત્રમાં પણ પ્રગતિ થાય તેવા પગલાંનો સમાવેશ કરવો જોઇએ. ખેડૂતો એક જથ્થે માલ ખરીદે અને વેચે તો તેઓ જરૂર સરખામણીમાં ઓછા ભાવે ખરીદી શકે અને પોતાના માલનો સારો ભાવ મેળવી શકે. મધ્યવર્તી બેંક આ દિશામાં જરૂર માર્ગદર્શક થઇ શકે.

## પ્રાંતિક સહકારી બેંક

પ્રાંત આખાની સહકારી પ્રવૃત્તિ ઉપર નજર રાખી શકે તથા મધ્યવર્તી બેંકોને ધીરાણ કરી શકે અને તેની બચતને થાપણ તરીકે સ્વીકારે તેવી પ્રાંતિક સહકારી બેંક હિંદના દરેક પ્રાંતમાં છે. મધ્યવર્તી બેંકો તથા બહારના માણસો આ પ્રાંતિક બેંકના શેર ખરીદી શકે છે. પ્રાંતિક બેંકના વ્યવસ્થાપક મંડળમાં ખાનગી સભ્યોને પ્રમાણમાં સારું પ્રતિનિધિત્વ અપાય છે કારણ પ્રાંતિક બેંકનું કાર્યક્ષેત્ર બહુ વિશાળ હોવાથી નાણાવટાનું નિષ્ણાત જ્ઞાન ધરાવનારી વ્યક્તિઓની સેવાની ખાસ જરૂર પડે છે. શહેરમાંથી તે ઘણી સારી થાપણો મેળવે છે. પોતાના બહોળા ભંડોળમાંથી મધ્યવર્તી બેંકને તે નાણું ધીરે છે અને આખી સહકારી ચળવળને દેશના નાણાબજાર સાથે સંપર્કમાં રાખે છે. ઇમ્પિરિયલ બેંક તથા બીજી વ્યાપારી બેંકો પ્રાંતિક બેંકને નાણું ધીરે છે. પ્રાંતિક બેંક ઉપર કહ્યું તે પ્રમાણે નાણું મેળવી મધ્યવર્તી બેંકને ધીરે, મધ્યવર્તી બેંક મંડળીને ધીરે અને મંડળી પાસેથી એ નાણું ખેડૂતો પાસે પસાર થાય છે. આની સરખામણી મિ. વુલ્ફે પાણીના નળની સાથે કરી છે. શરૂઆતમાં તો મોટા

પાણીનો એક નળ હોય છે. તેમાંથી શહેરના જુદા જુદા ભાગ તરફ નાના નળો ફંટાય છે. ગલીમાં તેથી પણ નાની નળીઓ વળે છે અને છેવટે ઘરમાં પેસતી નળી કેટલી નાની હોય છે !

સામાન્ય રીતે, મધ્યવર્તી બેંકો ઉપર પ્રાંતિક બેંકનો વહિવટી કાબૂ હોતો નથી. છતાંય પ્રાંતિક બેંકના અનુભવી કાર્યકર્તાઓની કીંમતી સલાહનો લાભ મધ્યવર્તી બેંક જરૂર જણાયે મેળવી શકે છે. આમ આપણે ગામડાની મંડળી, તેના ઉપર તાલુકાની મધ્યવર્તી બેંક અને તેના ઉપર પ્રાંતિક સરકારી બેંકની રચના તપાસી. હજુ પણ પ્રાંતિક બેંકો ઉપર આખા દેશ માટે એક મધ્યસ્થ સહકારી બેંકની બેંક સૌની ટોચે હોય અગર રીઝર્વ બેંક જો આવી એક મધ્યસ્થ બેંકની ગરજ સારે એવી યોજના થાય તો તે જરૂરી અને લાભદાયી છે.

## સહકારી બેંકો અને નાણાબજારના અન્ય ભાગો વચ્ચેનો સમન્વય

આ જગ્યાએ આપણે સહકારી બેંકોનો શાહુકારો, વેપારી બેંકો તથા ઇમ્પિરિયલ બેંક સાથેનો સંબંધ તપાસીશું. એ તો કબૂલ કરવું જ પડશે કે સહકારી મંડળીઓની સ્થાપના તથા પ્રગતિથી શાહુકારો અને શરાફો માટે એક સબળ હરીફ ઊભો થયો છે. સહકારી બેંકો કાંઇ શરાફો કરતાં વધારે વ્યાજ આપી થાપણો આકર્ષતી નથી; પરંતુ સહકારી બેંકો પાછળ પીઠબળ છે, એ વસ્તુ જ જનતાનો તેમનામાં વિશ્વાસ ઉત્પન્ન કરવા માટે બસ છે. જો કે આથી તે બન્ને વચ્ચેનો સંબંધ બધે જ સ્થળે કડવાશભર્યો છે એમ કહેવું ભૂલભરેલું છે; કારણ ઘણી સહકારી બેંકોના વ્યવસ્થાપક મંડળીમાં શરાફો છે, અને પોતાનાં નાણાં થાપણ તરીકે પણ તેમણે આ બેંકમાં મૂકયાં છે. સહકારી બેંકો ઘણે સ્થળે શરાફોને પોતાના ખજાનચી નીમી પોતાના હાથ

ઉપરની રોકડ રકમ શરાફો પાસે રાખે છે. આ સંબંધમાં સાર્વત્રિક સુધારો થઈ બન્ને એક બીજાને ઉપયોગી થઈ વધારે નજીક આવે તેવું બને તેમાં જ બન્નેનું હિત સમાયેલું છે.

વેપારી બેંકો અને સહકારી બેંકોનાં કાર્યક્ષેત્ર જુદાં હોવાથી તેમની વચ્ચે કોઈ ખાસ હરીફાઈ ઊભી થઇ શકી નથી. જો કે વેપારી બેંકોની એક ફરિયાદ છે કે સરકારની મદદ ધરાવતી સહકારી બેંકો થાપણો લેવામાં વેપારી બેંકો સાથે હરિફાઈમાં ઊતરે છે. પણ આમાં વધારે વજૂદ લાગતું નથી. કારણ ચાલુ ખાતા ઉપર કે બાંધી મુદતની થાપણો ઉપર પ્રાંતિક સહકારી બેંકો અને મધ્યવર્તી બેંકો વેપારી બેંકો કરતાં વધારે વ્યાજ આપતી નથી અને જ્યાં સુધી મધ્યવર્તી બેંકો પ્રાંતિક બેંકો પાસેથી વ્યાજબી વ્યાજના દરે નાણું મેળવી શકે છે, ત્યાં સુધી મોટું વ્યાજ આપી જનતા પાસેથી થાપણો લેવા તેને કારણ જ હોતું નથી. બીજું મધ્યવર્તી બેંકની થાપણો કાંઈ બહુ મોટા પ્રમાણમાં એટલી બધી હોતી નથી, કે વેપારી બેંકની થાપણો ઉપર કાંઈ કાપ મૂકાય.

સહકારી બેંકોને સરકાર નીચેની સવલતો આપી મદદગાર થઈ પડે છે. સહકારી સંસ્થાઓના ચોપડા તપાસવા અમલદારો રોકવા ઉપરાંત ખાસ સંજોગોમાં મંડળી અને બેંકોને નાણાં પણ ધીરે છે. લાંબી મુદતની વ્યાજુ ચિઠ્ઠીઓના વ્યાજની જવાબદારી પણ ઘણી વખત પ્રાંતિક સરકાર સ્વીકારે છે. તે ઉપરાંત સહકારી સંસ્થાઓને આવકવેરા, સ્ટાંપ ડયુટી, નોંધણીની ફી વગેરે માંથી મુક્ત રાખવામાં આવી છે. સહકારી સંસ્થાઓની નાણાકીય સદ્ધરતા માટે જો કે સરકાર કાયદેસર બીલકુલ જવાબદાર નથી; છતાંય મુશીબતના સમયમાં પ્રાંતિક સહકારી બેંકને સરકારે મદદ કર્યાના ઘણા દાખલા બન્યા છે. મધ્યસ્થ સમિતિએ પણ એવો જ અભિપ્રાય આપ્યો છે કે સહકારી સંસ્થાઓ પોતાના પગ પર ઊભી

રહેતાં શીખે એવા હેતુથી સરકારે તો ક્વચિત્ જ અને તે પણ થોડા વખત માટે જરૂર જણાયે મદદ કરવી કે જેથી કરીને નાણાની મુસ્કેલીમાંથી બેંક પસાર થઇ શકે.

## સહકારી પ્રવૃત્તિની નાણાકીય પ્રગતિ દર્શાવતો કોઠો

મુખ્ય સહકારી બેંકોએ આજ સુધીમાં કરેલી પ્રગતિ(જો કે તેને પ્રગતિ ગણી શકાય કે કેમ તે પ્રશ્ન છે તે)નો ખ્યાલ નીચેના કોષ્ટક ઉપરથી આવશે.

### રૂા. પાંચ લાખ અને તેથી વધારે મૂડી અને અનામત ફંડ ધરાવતી પ્રથમ વર્ગની સહકારી બેંકો (રૂ. લાખમાં)

| વર્ષ | કેટલી બેંકોના આંકડા લેવામાં આવ્યા છે ? | ભરપાઇ થયેલી મૂડી | અનામત તથા બીજાં ફંડ | કુલ | થાપણ તથા દેવું (લોન) | ધીરાણ | રોકડ સિલક—આ માંહેલી સરકારી જામીનગીરીમાં રોકેલી રકમ કોંસમાં બતાવી છે) |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩૧ | ૨૭ | ૧૫૯ | ૯૭ | ૨૫૬ | ૧૨૫૭ | ૧૦૭૦ | ૮૮ (૩૪) |
| ૧૯૩૩ | ૩૬ | ૧૮૬ | ૧૭૨ | ૩૫૮ | ૧૮૧૦ | ૧૧૪૨ | ૨૪૭ (૯૬) |
| ૧૯૩૫ | ૪૧ | ૨૧૯ | ૨૦૪ | ૪૨૩ | ૧૭૯૪ | ૧૩૧૧ | ૨૦૭ (૬૪) |
| ૧૯૩૭ | ૪૫ | ૨૫૦ | ૨૬૦ | ૫૧૦ | ૨૦૫૭ | ૧૫૨૫ | ૨૪૧ (૬૪) |
| ૧૯૩૯ | ૪૩ | ૨૪૧ | ૨૯૫ | ૫૩૬ | ૨૨૯૨ | ૧૮૩૪ | ૨૦૩ (૭૬) |
| ૧૯૪૦ | ૪૧ | ૨૪૩ | ૩૦૫ | ૫૪૮ | ૨૨૯૪ | ૧૮૯૧ | ૧૯૦ (૮૯) |
| ૧૯૪૪ | ૪૨ | ૨૪૪ | ૩૨૫ | ૫૬૯ | ૨૭૭૫ | ૧૭૧૭ | ૩૫૧ |

## રૂા. એક લાખથી પાંચ લાખની મૂડી તથા અનામત ફંડ ધરાવતી બીજા વર્ગની સહકારી બેંકો

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩૧ | ૧૭૨ | ૨૦૯ | ૧૨૬ | ૩૩૫ | ૧૭૬૬ | ૧૩૮૫ | ૬૭ |
| ૧૯૩૩ | ૨૧૫ | ૨૪૫ | ૧૮૩ | ૪૨૮ | ૨૦૬૫ | ૧૪૦૧ | ૧૫૨ |
| ૧૯૩૫ | ૨૨૯ | ૨૪૪ | ૨૨૦ | ૪૬૪ | ૧૫૪૧ | ૧૩૪૭ | ૧૨૨ |
| ૧૯૩૭ | ૨૫૫ | ૨૫૭ | ૨૫૭ | ૫૧૪ | ૧૪૭૬ | ૧૩૨૮ | ૧૩૭ |
| ૧૯૩૯ | ૨૬૧ | ૨૫૦ | ૨૮૭ | ૫૩૫ | ૧૫૮૬ | ૧૪૮૫ | ૧૦૬ |
| ૧૯૪૦ | ૨૭૭ | ૨૬૧ | ૩૦૭ | ૫૬૮ | ૧૬૧૪ | ૧૪૬૩ | ૧૨૭ |
| ૧૯૪૪ | ૨૯૫ | ૨૬૪ | ૩૫૮ | ૬૧૨ | ૧૮૧૯ | ૧૩૫૪ | ૨૮૨ |

## સહકારી પ્રવૃત્તિની નબળાઇ અને ખામીઓ તથા તે સુધારવા સૂચનાઓ

સહકારી પ્રવૃત્તિની છેલ્લાં પાંત્રીસ વર્ષ દરમિયાન જે પ્રગતિ થવી જોઇતી હતી તે થઇ શકી નથી, કારણ તેમાં ઘણી મૂળભૂત ખામીઓ છે તે હવે આપણે તપાસીએ.

(૧) મૂળ તો સહકારની જે વિશાળ ભાવના ઉપર આખી પ્રવૃત્તિનું બંધારણ બીજે બધે ટકે છે તે ભાવનાની ખીલવણી હિંદમાં પૂરતી થઈ શકી નથી. સહકારી મંડળીનો ઉપયોગ વધારેમાં વધારે લોન લેવા માટે જ કરવો, લીધેલી લોન પાછી ભરવા તરફ દુર્લક્ષ આપવું, સહકારી મંળીઓના કાર્યકર્તાઓની સ્વાર્થ-વૃત્તિ, આવાં આવાં બીજાં ઘણાં કારણથી ચળવળ ખોટે ચીલે ચડી ગઈ છે. ઘણી મંડળીઓ એવી સ્થિતિમાં આવી પડી છે કે

સભ્યોને ધીરેલું નાણું લાંબી મુદત વીતવા છતાંય પાછું ફરતું નથી કારણ લોન લેવાનું પ્રયોજન કે સભ્યની લોન ભરપાઈ કરવાની શક્તિ પૂરતી બારીકાઇથી તપાસાતાં નથી.

(૨) વખતસર લોન ન ભરાતાં મુદત ઉપર મુદત અપાયે જાય છે અને આમ ટૂંક મુદતની થાપણો લાંબી મુદતની લોનમાં રોકાઈ જાય છે કે જે નાણાવટાના સિદ્ધાંતથી તદ્દન વિરુદ્ધ છે.

(૩) અત્યાર સુધીમાં નાણું ધીરનારી સહકારી મંડળીઓ થરૂ કરવાની પ્રવૃત્તિ તરફ જેટલું લક્ષ અપાયું છે, તેનો સોમો ભાગ પણ ઇતર પ્રકારની સહકારી મંડળીઓ, જેવી કે ઉચ્ચ પ્રકારનું ખાતર અને બીયાં પૂરા પાડનારી, માલ વેચનારી વગેરે દિશામાં કામ કરતી મંડળીઓ તરફ અપાયું નથી. ખેતીવાડીના રોયલ કમિશને આ દિશામાં પ્રગતિ કરવા ખાસ ભાર મૂક્યો હતો. સમૂહ ખેતી પણ દરેક ખેડૂતના હિતની વાત છે કારણ કે તેથી ઘણા ખર્ચનો વ્યક્તિગત બચાવ થાય છે.

(૪) બીજી ખાસ ખામી એ છે કે સહકારી બેંકોની લોન આપવાની રીત ઘણી થાંથી છે. ઉપરાંત આ બેંકો ખેડૂતોની જરૂરિયાતોને પહોંચી વળવા પૂરતું ભંડોળ ધરાવતી નથી. જે ઝડપથી નાણાંની હેરફેર થવી જોઇએ તે પણ થઇ શકતી નથી; એટલે કે સ્થિતિસ્થાપકતાના ગુણનો સંપૂર્ણ અભાવ છે. ખેડૂતને પૂરતું નાણું મંડળી નથી ધીરી શકતી, એટલે તેને શાહુકારની ગરજ તો પડેજ છે અને જે ખેડૂત એકનો દેણદાર હતો તે હવે શાહુકાર અને મંડળી બેનો દેણદાર બન્યો છે.

ખેડૂતને જ્યારે જ્યારે નાણાંની જરૂર પડે તે વખતે આપવાને બદલે ઘણી મંડળીઓ વર્ષની શરૂઆતમાં મધ્યવર્તી બેંક પાસેથી એકી સાથે મોટા પ્રમાણમાં લોન લઇ સભ્યોને

એકી સાથે રકમ ધીરી દે છે, પણ ખેડૂતો દિર્ઘદષ્ટિના અભાવે એ રકમ શરૂઆતમાં જ વેડફી નાખે છે અને ખરી જરૂરને પ્રસંગે ફરી નવો બોજો ગમે તે વ્યાજે બીજે સ્થાનેથી તેને ન છૂટકે કરવો પડે છે, કારણ શાહુકારને ત્યાં જેમ દિવસે કે રાતે કોઇ પણ વખતે ખેડૂત જઈ નાણું મેળવી શકે છે તેમ મંડળીઓ આપતી નથી. ત્યાં તો ઠરેલ ધોરણ પ્રમાણે અરજી કરવી પડે છે; વ્યવસ્થાપક મંડળ મળે ત્યારે લોનની અરજી ઉપર વિચારણા થાય છે અને ત્યારે પછી સગવડ પ્રમાણે નાણું ધીરાય છે. આ સ્થિતિમાં સુધારો થવાની ખાસ જરૂર છે, અને ખેડૂતની માગણી થતાં બનતી ઉતાવળે તે પૂરી પાડવા મંડળીએ પગલાં લેવાં જોઇએ.

મંડળીએ હરેક સભ્યને વધારેમાં વધારે કેટલું ધીરી શકાય તેની યત્તા વર્ષની શરૂઆતમાં જ નક્કી કરી દેવી જોઇએ, અને જરૂર પૂરતું નાણું અગાઉથી જ મંડળીએ હાથ ઉપર રાખવા કોશીષ કરવી જોઈએ. મંડળીને આથી થોડી વ્યાજ ખાધ જવા સંભવ છે, પણ ખેડૂતના હિતને કાજે એ ખાધ સાર્થક છે.

(૫) ઘણી સહકારી મંડળીઓ ટૂંક મુદત અને લાંબી મુદતી જરૂરિઆતોનો તફાવત જ સમજી શકી નથી. બીઆં, ખાતર કે ખેતીનાં ઓજારો લેવા માટે જે નાણાંની જરૂર પડે તે નાની રકમની અને જલદીથી ભરપાઇ થઇ શકે તેવી હોય છે; જ્યારે બળદની જોડ લેવી, નવો કૂવો ખોદાવવો, ખેતર ફરતી વાડ કરાવવી, નવી જમીન લેવી કે જુનું દેવું ભરપાઇ કરવું, આ માટે મોટી રકમની જરૂર પડે છે, અને તે હપ્તે હપ્તે લાંબા કાળે ભરપાઈ થઈ શકે છે. આપણે ઉપર જોઈ ગયાં કે સહકારી મંડળીઓ વ્યાજબી રીતે ટૂંક મુદતની જરૂરિઆતો લેન્ડમોર્ટગેજ બેંક જ પૂરી પાડી શકે. આ તફાવત નહિ સમજવાને અંગે ઘણી મંડળીઓ પોતાનું ભંડોળ મોટી રકમની લોનોમાં (લાંબી મુદતે

ફરી વળે તેવી) રોકી દે છે, અને પરિણામે મંડળીનું આખું ભંડોળ પાંચ દશ સભ્યોને અપાયેલી લોનમાં જ ઘલાઇ જાય છે.

(૬) વ્યવસ્થાપક મંડળના ઘણા સભ્યો બીનઆવડતવાળા, સ્વાર્થી અને નાણાવટાના સામાન્ય સિદ્ધાંતોથી પણ અજ્ઞાન હોય છે, જેના પરિણામે બેંકનું કામ વ્યવસ્થિત થતું નથી અને બેંકના હિતને સહન કરવું પડે છે.

(૭) સહકારી ચળવળનો મુખ્ય હેતુ તો એ હોવો જોઇએ કે ખેડૂતોને બહાર કરતાં સહકારી બેંકો પાસેથી ઓછામાં ઓછા વ્યાજે નાણું મળી શકે પરંતુ આપણે ઉપર જોયું તે પ્રમાણે પ્રાંતિક બેંક અને ખેડૂતની વચ્ચે અનેક અંકોડા આવતા હોવાથી નાણું ખેડૂત પાસે આવે ત્યાં સુધીમાં ખૂબ જ મોંઘું થઇ જાય છે. સામાન્ય રીતે ઇમ્પિરિયલ બેંક પ્રાંતિક બેંકને ૭ ટકાએ નાણું ધીરે છે, જ્યારે પ્રાંતિક બેંક મધ્યવર્તી બેંક પાસેથી ૮½ ટકા લે છે. મંડળીઓ મધ્યવર્તી બેંક પાસેથી લગભગ ૧૧ ટકાએ લોન મેળવે છે અને ખેડૂત પાસેથી ૧૨ થી ૧૮ ટકા સુધીનું વ્યાજ ઉપજાવે છે.

આમ ગળાઇ ગળાઇને જે નાણું આવે તેનો ઉપયોગ મંડળી કરે તેના બદલે પોતે પોતાના ક્ષેત્રમાંથી સ્થાનિક થાપણો સારા પ્રમાણમાં મેળવવા પ્રયત્ન કરે તો લગભગ પાંચેક ટકા થાપણદારોને આપવું પડે અને ૭ સાડા ૭ ટકાએ તે ધીરી શકે.

હૈદ્રાબાદ સ્ટેટમાં આશરે ૩૦૦ મંડળીઓ એવી છે કે જેની પોતાની મૂડી સારા પ્રમાણમાં છે અને સ્થાનિક થાપણો પણ ઠીક પ્રમાણમાં ભેળી કરી ખેડૂતોને ફક્ત ૬¼ ટકાએ નાણું ધીરી શકે છે. ઉપરાંત જો મંડળીઓ બેંકને વખતસર પોતે લીધેલી લોન ભરપાઈ કરે તો મધ્યવર્તી બેંક જરૂર થોડા ઓછા વ્યાજે મંડળીને ધીરી શકે. આ માટે મંડળીએ પોતાના સભ્ય પાસેથી

નિયમિત લોન પાછી લેવા કોશીશ કરવી જોઇએ. ગમે તેમ પણ મંડળી ખેડૂત પાસેથી ૧૨ ટકા કરતાંય વધારે વ્યાજ લે એ ન ચલાવી લેવાય તેવી વસ્તુ છે અને સરકારે તે વસ્તુમાં સુધારો થાય તેવાં પગલાં લેવાં જ જોઇએ.

(૮) જે મંડળીઓ નુકશાનીમાં જ કામ કરતી હોય, જે મંડળીને ફરી સદ્ધર આર્થિક પાયા ઉપર આવી શકે તેવી આશા જ ન હોય તેને તુરત ફડચામાં લઈ જવામાં આવતી નથી. જેથી આવી નબળી મંડળીઓ સહકારની પ્રવૃત્તિની આખી ઇમારતની શક્તિનો ધીમો ક્ષય કરે છે.

(૯) વેપારી બેંકો અને સહકારી બેંકો વચ્ચે જે સતત સંપર્ક હોવો જોઇએ તે દેખાતો નથી. વેપારી બેંકો એમ સમજે છે કે પોતાના કાર્યક્ષેત્રમાં ખેતી વિષયક નાણાં પ્રકરણ, બીલકુલ આવતું જ નથી અને જાણે કે મધ્યવર્તી બેંકો તો તેની હરીફ છે. એટલે એના હિતની વાત કરવી તે પોતાના પગ ઉપર કુહાડો મારવા સમાન છે. વ્યાપારી બેંકોની આ માન્યતા ભૂલભરેલી છે.

(૧૦) ઘણી પ્રાંતિક સમિતિઓ એવા અભિપ્રાય ઉપર આવી હતી કે ઘણા સભ્યો પોતાની જરૂરિયાત કરતાં ઘણી મોટી રકમ મંડળી પાસેથી વ્યાજે લે છે, અને સહેલાઇથી મળી ગયેલી એ રકમનો ઉડાઉપણે ગેરઉપયોગ કરી નાખેલ છે. વ્યવસ્થાપક મંડળમાં અમુક જ લાગવગવાળી વ્યક્તિઓનો અવાજ હોય છે અને તેઓ પોતાને મનફાવતી રીતે મંડળના ભંડોળનો ઉપયોગ કરે છે. એટલે ખરી જરૂરવાળા ખેડૂતો નાણાં વિના ટળવળે છે અને બડેખાંઓને ત્યાં પારકું નાણું ઉછળે છે, આમ થતું અટકાવવા લોનના પ્રયોજન વિષે ચોક્કસ ખાત્રી થયા વિના મંડળોએ એ નાણું ધીરવું જોઇએ નહિ; અને ધીર્યા પછી પણ

તેનો બરાબર ઉપયોગ થાય છે કે કેમ તે જોતા રહેવું જોઇએ; અને એમ જણાય કે તેમ નથી થતું તો તે જ ઘડીએ તે લોન પાછી ભરપાઈ કરવા મંડળીએ તે સભ્ય ઉપર દબાણ લાવવું જોઇએ.

(૧૧) મધ્યવર્તી બેંકો એકબીજાને મદદગાર નહિ થતાં અને એક સમાન નીતિને નહિ વળગી રહેતાં સૌ અલગ હંકોર્યે રાખે છે. તેથી સંગઠ્ઠનની જે ભાવના પેદા થવી જોઇએ તે થઇ શકે નહિ.

(૧૨) ઘણે સ્થળેથી એવી પણ બૂમ આવે છે કે અમલદારી કાબૂ સહકારી બેંકો ઉપર વધારે પડતો ત્રાસજનક હોય છે અને ઝીણી ઝીણી આંતરિક બાબતોમાં પણ સરકારી અમલદારો દખલગીરી કરે છે. આ ફરીઆદમાં જે સત્ય હોય તો તે બંધ કરવા તરફ સરકારે તુરત લક્ષ આપવું જોઇએ. સરકારી અમલદારોની વ્યાજબી સલાહ પણ મંડળી સ્વીકારવા ના પાડતી હોય તેવું માનવા કારણ નથી.

(૧૩) સહકારી બેંકોમાં જે પ્રમાણે ધંધાદારી વૃત્તિ કેળવવી જોઇએ, તેને બદલે ધંધા સાથે વધારે પડતી ધાર્મિક અને દયાની ભાવના અને રાજકીય બાબતો સંડોવાઈ ગઈ છે. આ વસ્તુથી મંડળીઓએ દૂર રહેવાની જરૂર છે. મંડળીઓ ગ્રામોદ્ધારના કામમાં રસ લઈ નાણાપ્રકરણ ઉપરાંત ખેતીની સુધારણા, ઢોર ઉછેર, ખેડૂતોનાં બાળકોની શારીરિક અને માનસિક પ્રગતિ, આરોગ્ય વગેરે બાબતોમાં પોતાની સેવા બજાવી પોતાનું કાર્યક્ષેત્ર વિસ્તૃત કરી શકે.

(૧૪) વ્યવસ્થાપક મંડળમાં શાહુકાર, શરાફ કે જમીનદારોને એ માટે સ્થાન આપવું વ્યાજબી જણાયું હતું કે તેમનો ઊંડા અનુભવ, સ્થાનિક પ્રશ્નોનું પ્રત્યક્ષ જ્ઞાન વગેરે બાબતો સહકારી બેંકોને ઉપયોગી નીવડે. પણ પોતે જાણે કે ખેડૂતો ઉપર

અધિકાર ભોગવવા ત્યાં આવ્યા છે એવી વૃત્તિ દેખાતી હોય તો તે તરફ આંખમીચામણાં કરી શકાય નહિ. સહકારની ભાવના તળે તો ચઢીઆતા ઉતરતાનો ભેદભાવ ટળવો જોઇએ.

## રિઝર્વ બેંકની ભલામણો

સહકારી ચળવળમાં નવો પ્રાણ પૂરવા માટે રિઝર્વ બેંકે નીચેનાં પાંચ સૂત્રોનું પાલન કરવું આવશ્યક છે તેમ સૂચવ્યું છે. ("કોઓપરેટિવ વિલેજ બેંક" રિઝર્વ બેંક પાનું ૨૯)

(૧) સહકારી બેંકોએ ફક્ત ધીરાણનો જ નહિ પણ સમસ્ત ગ્રામોદ્ધારનો પ્રશ્ન પોતાનો કરી લેવો જોઇએ. ખેડૂતનું આર્થિક જીવન ઓતપ્રોત થયેલું હોય છે; એટલે કોઇપણ યોજના કે જે ખેડૂતના જીવનને સર્વાંગી સ્પર્શ ન કરતી હોય તે યોજના સફળ થઈ શકે નહિ. (એજન રિઝર્વ બેંક પાનું ૩)

(૨) ફક્ત ખેડૂત જ નહિ પણ ગામડાંના દરેક રહેવાસીને મંડળીમાં રસ લેતો કરવો જોઇએ.

(૩) સહકારના સિદ્ધાંતનું ડગલે અને પગલે ચુસ્ત પાલન થવું જોઇએ.

(૪) મંડળીનો પોતાના સભ્ય સાથેનો સંબંધ કાયમી અને સતત રહેવો જોઇએ—ખપ પૂરતો જ નહિ. "ગરજ સરી કે વૈદ્ય વેરી" જેવી પરિસ્થિતિ ઉપસ્થિત થવી જોઇએ નહિ.

(૫) ચોક્કસ ( પછી ભલે નાના ) વિસ્તારો પસંદ કર્યા બાદ તેમાં સહકારની ભાવનાનો પૂરો લાભ ઉઠાવાય તે તરફ લક્ષ કેન્દ્રિત કરવું જોઇએ. બીજા પ્રાંતની હરીફાઇમાં મંડળીઓનો આંકડો બતાવવામાં તો શક્તિનો ઉલટાનો ક્ષય થાય છે. આવી રીતે પૂર્વ તૈયારી વિના શરૂ થયેલી અનેક કાચી મંડળીઓ કમોતે જ,

મરે છે. મિ. ડાર્લિંગે તૈયાર કરેલા નીચેના કોષ્ટક ઉપરથી જણાશે કે ઘણા પ્રાંતમાં સરેરાશ ૫૦ ટકા મહેનત તો તદ્દન ફોકટ જ ગઇ છે. (કોઓપરેટીવ વીલેજ બેંક્સ પા. ૩૯)

| પ્રાંત | સને ૧૯૩૪ માં મંડળીની સંખ્યા | શરૂઆતથીજ ફડચામાં ગયેલી મંડળીની સંખ્યા | કુલ મંડળીમાંથી ફડચામાં ગયેલી મંડળીના ટકા | કુલ મંડળીમાંથી નિષ્ફળ ઠરેલી મંડળીના ટકા |
|---|---|---|---|---|
| બંગાલા | ૧૯૮૯૦ | ૧૯૯૧ | ૯ | ૨૨.૩ |
| બિહાર ઓરિસા | ૮૭૮૯ | ૨૪૦૪ | ૨૧ | ૨૧.૧ |
| મદ્રાસ | ૧૩૨૧૧ | ૭૫૨ | ૨૨ | ૧૩.૩ |
| મુંબઇ | ૫૬૭૫ | ૧૭૩૭ | ૨૩ | ૧૧ |
| સંયુક્ત પ્રાંત | ૫૯૭૦ | ૩૬૯૦ | ૩૮ | ૭૨ |
| મધ્ય પ્રાંત | ૩૮૪૭ | ૩૬૩૩ | ૪૯ | ૩૧ |

આમ થવાનું મુખ્ય કારણ એ છે કે સરકારી બેંકોએ અમુક વર્ષે ખેડૂતને પોતાના પગ ઉપર ઊભો રહેતો કરવો જોઇતો હતો તેને બદલે ખેડૂત ઉપરનું દેવું તો ઉલટાનું વધ્યું અને બેંકોની અરકયામત વેડફાઇ ગઇ.

રિઝર્વ બેંકની ભલામણ અનુસાર સહકારી બેંકે પોતાની કાર્યપદ્ધતિમાં નીચેનાં પાંચ પગથિયાંને અનુસરીને ભવિષ્યમાં કામ લેવું જોઇએ.

(૧) ખેડૂતને પ્રથમ તો ખરો 'વેપારી' બનાવવો અને 'શાખ' શી વસ્તુ છે તે સમજતો કરો.

(૨) કરકસર અને બચતનો ગુણ જ્યારે ખેડૂત કેળવે ત્યારે બેંકે તેના લેણદાર (શાહુકાર) સાથે તેના દેવા સંબંધી વાટાઘાટો શરૂ કરવી.

(૩) જો શાહુકાર સાથે સંતોષકારક સમાધાન ઉપર આવી શકાય તો સહકારી બેંકે લેન્ડ મોર્ટગેજ બેંકને ખેડૂતની જમીન ઉપર તેને લોન આપવા ભલામણ કરવી.

(૪) જો શાહુકાર ન માને તો ખેડૂતનો પ્રશ્ન કરજ સમાધાન પંચ ( " ડેટ કોન્સીલીએશન બોર્ડ " ) અગર ન્યાયની સમક્ષ વ્યાજઘટાડા અને ઇતર પ્રશ્નની વિચારણા માટે મૂકવો.

(૫) આમ ખેડૂત ઉપરના દેવામાં ધરખમ ઘટાડો થયા પછી લેન્ડ મોર્ટગેજ બેંકે ખેડૂતને લોન આપી દેવામાંથી મુક્ત કરવો.

આમ થાય તો સહકારી બેંકોની આ સેવા અત્યારે આપણે ધારીએ છીએ તેના કરતાં જરૂર વધારે સારું પરિણામ નિપજાવી શકાશે.

સહકારી ચળવળની ખામીઓને અંગે એક મોટી આંટ ઉપસ્થિત થઈ હતી. ત્યાંના સહકારી અધિકારી યુ ટીન ગીએ દૂરંદેશી તથા અપૂર્વ હિંમતથી કામ લીધું છે અને પાંચ વર્ષમાં જે સફળતા પ્રાપ્ત કરી છે તેનો આપણે અહીં ટૂંકમાં અભ્યાસ કરીશું તો તેના ઉપરથી આપણા દેશને અનુકૂળ ઉપાયો જરૂર સુઝી આવશે.

સને ૧૯૨૮ માં બ્રહ્મદેશની પ્રાંતિક સહકારી બેંક જેના તળે ૨૩ તાલુકાની મળીને ૨૩૦૦ સહકારી મંડળીઓ હતી કે જેને કુલે રૂપીયા ૮૪ લાખની લોન તેણે આપી હતી. તેણે પોતાની બધી જ મૂડી, અનામત ભંડોળ અને થાપણમાંથી પણ રૂપિયા ૨૧ લાખ ખોઇને દેવાળું કાઢયું. આ પછી પરિસ્થિતિ વધારે વધારે બગડતી ચાલી; અને સને ૧૯૩૫માં પ્રવૃત્તિની શરૂઆતથી કુલે નોંધાએલી ૨૧૬૩ મંડળીઓમાંથી ફક્ત ૨૦૩૭

જ ટકી રહી. ફડચામાં લઇ જવાયેલી મંડળીઓની કૂલ જવાબ-દારી રૂ. ૬૮ લાખની હતી. જ્યારે સને ૧૯૩૫માં ફકત રૂ. ૩.૨૩ લાખની રકમ વસૂલ થઇ શકી હતી. જો કે આ રકમ પણ રોકડ નહોતી, પણ જમીનની કિંમતની બનેલી હતી. સને ૧૯૩૫ ના જૂન સુધીમાં બેંકના લીકવીડેટરો પાસે કુલ રૂ. ૧૨.૧૯ લાખના કિંમતની ૭૦૩૩૪ એકર જમીન વસૂલ પેટે કબજે આવી. પણ આ જમીનને વેચવી કેમ? અરે આખા પ્રાંતમાં છવાએલી આટલી અફાટ જમીનનો પૂરતો કબજો લેવો જ કેમ? વેચાએલી જમીનની પણ એટલી બધી ઓછી કિંમત આવી કે વકિલોની ફી, સ્ટેમ્પ ફી અને દલાલી જતાં પાઇ પણ બચી તો નહિ જ. મંડળીનો સ્ટાફ કામને પહોંચી વળવા માટે અશકત અને ઓછો પડયો. અમર્યાદિત જવાબદારીના સિદ્ધાંત તળે દરેક મંડળીના દરેક સભ્યની દરેક મિલ્કતનો કબજો મંડળીનો લેણદાર લઇ શકે પણ આ બધું કાગળ ઉપર તો તુરત જ લેવાય પણ પ્રત્યક્ષ રીતે આ બધાને પહોંચી કેમ વળવું?

જે ૨૦૩૭ મંડળીઓ ખડી હતી તે પણ મરવાના આળસે જીવતી હતી. આ મંડળીઓએ આપેલા કુલ ધીરાણ રૂ. ૫૮.૮૫ લાખમાંથી રૂ. ૫૪.૪૭ લાખનું કરજ તો કયારનું પાકી ગયું હતું છતાં ભરાયું ન હતું. આમાંથી સને ૧૯૩૫ ફકત રૂ. ૬.૮૧ લાખ જ (જમીનની કિંમત રૂપે) વસૂલ થઇ શકયા હતા. આ મંડળીઓએ જ્યારે નવી લોન આપવી બંધ કરી ત્યારે ખેડૂતો વધારે વ્યાજ આપીને પણ શાહુકારો પાસેથી નાણું વ્યાજે લાવવા માંડયાં એટલે આ મંડળીઓએ તો પોતાનું જૂનું લહેણું વસૂલ કરી શકવાની આશા જ ખોઇ.

આખી ચળવળનું પરિણામ એ આવ્યું કે પ્રાંતિક બેંકને સરકારે આપેલી રૂ. ૫૭.૭૪ લાખની લોન બેડફાગ ગઇ અને

બદલામાં લીકવીડેટરો પાસે ૪૧૫૮૮ એકર જમીન આવીને પડી. ખેડૂતો જમીન વગરના નિર્ધન બની ગયાં અને સહકારની ચળવળે તેમને મન તો ડાકણનું રૂપ લીધું.

આવા વિકટ સંજોગોમાં ત્યાંના સહકારી અધિકારી યુ. ટીન ગીએ સહકારની ભાવનામાં અચળ વિશ્વાસ રાખી એક સ્વતંત્ર અને વ્યવહારૂ યોજના અમલમાં મૂકી ધીરજથી કામ લીધું. સામાન્ય રીતે દેવાદાર સભ્યની મિલકતનો કબજો લઇ તેને વેચીને જે રકમ ઉપજી તે તેના ખાતે જમા કરી બાકીની રકમની માંડવાળ કરવામાં આવે છે. આમ કરવાથી એક તો ખેડૂતો અને સહકારી બેંકો વચ્ચે દુશ્મનાવટ જામે છે અને બેંકોનો હેતુ સરતો નથી. આને બદલે યુ ટીન ગીએ એવું ઠરાવ્યું કે કોઇ પણ દેવાદાર સભ્યે અમુક વર્ષની પોતાની આવકમાંથી વ્યાજબી રીતે કેટલું દેવું પતાવી શકે તે આકારીને તેના ઉપરનું ગમે તેટલું દેવું હોય તે ઘટાડીને તેટલા આંકડા ઉપર લખીને મૂકવું. આ રીતે પણ જે સભ્યોને બચાવવાનું શકય ન હોય તેને મંડળીમાંથી મુકત કરવામાં આવ્યા.

દેવાદાર સભ્યોને કુલ દેવાની રકમના દસથી પંદર હપ્તા કરી આપવામાં આવ્યા; અને જેની તેની જમીન સૌને સોંપી દઇતેની આવકમાંથી આ હપ્તો ભરાય તેવું ઠરાવવામાં આવ્યું. પણ જમીનની માલિકી જો ખેડૂતને સોંપી દેવામાં આવે અને પછી હપ્તો ન ભરે તો? તેટલા માટે દરેક ખેડૂત પાસેથી મંડળીએ જમીનનું શરતી વેચાણ ખત લખાવી લીધું કે જો કોઇપણ હપ્તો પડે તો ત્યારથી જમીનની માલિકી મંડળીની બની જાય; જો કે શાહુકારની માફક આ જમીન ખેડૂત પાસેથી પડાવી લેવી એવી ભાવના મંડળીઓ ન કેળવે તે માટે તકેદારી રાખવામાં આવી હતી.

હપ્તાની તથા નવા દેવાની ભરપાઇની સરળતા કરી આપવા ખાતર ખેડૂતો પોતાનો હપ્તો રોકડને બદલે અનાજમાં આપે તો

પણ મંડળીએ સ્વીકારવો એમ ઠરાવ્યું. શાહુકારો પણ ધીરતી વખતે ખેડૂતો પાસે મોસમ આવે ત્યારે અનાજમાં આ રકમ ભરી આપવાનું લખાવી લે છે. પણ બ્રહ્મદેશમાં (હિંદમાં પણ) રૂા.૫૦ આપતી વખતે સો ટોપલા ચોખા આપવાનું ખેડૂત પાસે લખાવી લેવામાં આવે છે; અને સો ટોપલાની સામાન્ય રીતે રૂ. ૧૦૦) ત્યાં કિંમત હોય છે એટલે કરજ ઉપર ૨૦૦ ટકા વ્યાજ થયું, (કારણ સામાન્ય રીતે લોન છ માસની મુદત માટે હોય છે.) જ્યારે મંડળીઓએ ૧૨ ટકાથી વધારે વ્યાજ લેવાનું હતું નહિ, દરેક ખેડૂત જુદો જુદો પોતાની પેદાશ વેચે તેના કરતાં એક જથ્થે મંડળી વેચે એટલે સારો ભાવ મેળવે તે પણ દેખીતું છે.

આ યોજનાએ ત્યાં સંપૂર્ણ સફળતા મેળવી છે અને છેલ્લાં બે વર્ષોમાં ઉપર જણાવેલી રીતે પાક ઉપર અપાયેલી લોન કુલ રૂા. ૮૮૬૦૦ની વખતસર ભરપાઇ થઇ ગઇ છે તેટલું જ નહિ પણ મૂળ દેવાના ઠરેલા હપ્તા પણ ભરાયા છે. (રિઝર્વ બેંકનું બુલેટીન નં. ૩, પાન ૯ થી ૨૦).

ઉપરની યોજનામાં એક એવું વાંધાભર્યું તત્ત્વ છે કે પંદરમાંથી ધારો કે એક ખેડૂતે દશ હપ્તા ભર્યા અને અગિયારમો હપ્તો પડયો. આથી તો દશ હપ્તાની રકમ ભર્યા છતાં જમીનની માલિકી તો મંડળીની બની. આ પરિસ્થિતિમાં ફેરફાર કરવા માટે એમ થઇ શકે કે કુલ હપ્તાનો ચોથો ભાગ ભરાતાં જમીનનો પણ ચોથો ભાગ ખેડૂતને સોંપાય, બીજા ચાર હપ્તાનો ભાગ ભરાતાં એટલી બીજી જમીન ખેડૂતને સોંપાય. આમ કરવાથી ખેડૂતની થોડી કસૂર બદલ વધારે પડતો માર તેને સહન કરવો પડશે નહિ.

## લેંડ મોર્ટગેજ બેંકો

આપણે અગાઉ જોઈ ગયા કે ખેડૂતોની મોટી રકમની લાંબી મુદત માટેની નાણાકીય જરૂરિયાતો સહકારી બેંકોથી પૂરી

પડી શકે નહિ. પોતાનું ભંડોળ મુખ્યત્વે ટૂંક મુદતની થાપણોનું બનેલું હોવાથી વ્યાપારી બેંકો પણ આ વિષયમાં રસ લઇ શકે નહિ. એટલે આને માટે ખાસ સંસ્થાઓની જરૂર ઊભી થાય છે. જે બેંકો ખેડૂતોની જમીન ગીરો તરીકે લઇ તેના ઉપર નાણું ધીરે છે તેને લેન્ડ મોર્ટગેજ બેંક—જમીન ગીરો પેઢી કહેવામાં આવે છે.

## અર્ધ સહકારી સંસ્થાઓ

આ બેંકો સહકારના સિદ્ધાંત ઉપર રચાયેલી હોય છે, એટલે કે બેંકના સભ્યોને અમુકથી વધારે સંખ્યાના શેર આપી શકાતા નથી. એકથી વધારે શેર હોય તો પણ તે સભ્ય ફક્ત એક જ મત ધરાવી શકે છે. બેંક પોતાના નફામાંથી અમુક ટકાથી વધારે નફો વહેંચી શક્તી નથી વગેરે. પરંતુ બેંકના સભ્યોની જવાબદારી પોતે ખરીદેલા શેરની કિંમત પૂરતી જ મર્યાદિત રાખવામાં આવી છે. આખી આખી બેંકોની વ્યવસ્થા કાબેલ અને જમીનની કિંમતની આંકણી અનુભવી અને હોંશિયાર માણસોના હાથમાં હોવી બહુ જરૂરી છે. જમીનની માલિકી અને કોઇપણ ખેડૂતને નાણું ધીરતાં પહેલાં તેની કરજ ભરપાઇ કરવાની શક્તિ બહુ કાળજીથી તપાસી લેવી પડે છે. પોતાના સભ્યોની ગીરો લેવાયેલી મિલકતની જામીનગીરી ઉપર આવી બેંકો પોતાનું ભંડોળ ઊભું કરે છે. એકલા ખેડૂતની શાખ કરતાં ખેડૂતના સમૂહની શાખ અનેકગણી વધે છે; અને એ સમૂહના એક સભ્યની શાખ પણ સમૂહ બળના ટેકાથી વધારે જ અંકાય છે. ખેડૂતો સાથે બીન ખેડૂતો પણ આવી બેંકોના સભ્ય થઇ શકે છે. કારણ બીન ખેડૂતો પાસેથી થાપણોના રૂપમાં બેંક નાણાકીય ટેકો મેળવી શકે છે, જ્યારે તેમને નાણું ધીરવાનું તો હોતું નથી. એટલે સભ્યો તરીકે બીન ખેડૂતો મોટી સંખ્યામાં જોડાય એ બેંકની દૃષ્ટિએ તો વધારે આવકારદાયી ગણાય.

## લેંડ મોર્ટગેજ બેંકોનું કાર્યક્ષેત્ર

આવી બેંકોએ ખાસ કરીને નીચે જણાવેલા હેતુ પાર પાડવાના હોય છે.

(ક) ખેડૂતનું જૂનું દેવું ભરપાઇ કરાવી દેવું.

(ખ) ખેડૂતના ઘર કે જમીન ગીરો મૂકાએલાં હોય તો તે છોડાવવા નાણાકીય મદદ કરવી.

(ગ) જમીનમાં કાયમી સુધારણા કરાવવા અને ખેતીની પદ્ધતિ શાસ્ત્રીય થાય તે માટે ખેડૂતોને નાણું ધીરવું.

(ઘ) ખાસ સંજોગોમાં ખેડૂતને નવી જમીન ખરીદવા માટે નાણું ધીરવું.

(ઙ) ખેતીને લગતાં કિંમતી ઓજારો અને સાધનો ખરીદવા માટે, નળા ખોદવા તથા જૂનાને મરામત કરાવવા માટે, ખેડૂતના કુટુંબને રહેવા ઘર બાંધવા વગેરે ઉપયોગી કામો માટે નાણું ધીરવું.

## બેંકોનું ભંડોળ

લેંડ મોર્ટગેજ બેંક પોતાનું મંડળ બે રીતે ઊભું કરી શકે. (૧) પોતાની શેર મૂડીથી (૨) વ્યાજુ ચીઠ્ઠી (ડીબેન્ચર) થી બેંક પોતાનું કામ શરૂ કરે તે પહેલાં જ પોતાની શેર મૂડી ઊભી કરી લે એ વધારે સારું છે, કારણ જો ત્યારબાદ બેંક વ્યાજુ ચીઠ્ઠી કાઢે તો તેના ઉપર જનતા વધારે વિશ્વાસ મૂકી શકે. ઘણી વખત એવું થાય છે કે બેંક જે સભ્યને નાણું ધીરે તેમાંથી પાંચ ટકા કાપી લઇ એ સભ્યની શેર મૂડી તરીકે પોતા પાસે રાખે છે. આમ ખેડૂતને કશું અગાઉથી ભરવું પડતું નથી, પણ જ્યારે તે

બેંક પાસેથી કરજે રકમ લે ત્યારે તેમાંથી જ બેંક અમુક રકમ કાપી લે છે. બેંકની મૂડી ધીમે ધીમે આ રીતે વધતી જાય છે.

## બેંકની ધીરાણપદ્ધતિ

હવે આપણે વ્યાજુચીઠ્ઠીનો (ડીબેન્ચર) વિચાર કરીએ; જે સભ્યને વ્યાજે રકમ જોઈતી હોય તેણે પોતાની જમીન બેંકને ત્યાં ગીરો તરીકે મૂકવી પડે છે. બેંક આ જમીનના ૯૦ ટકા કિંમતની વ્યાજુચિઠ્ઠીઓ કાઢી, તેને વેચી નાણું ઊભું કરી, જમીનની કિંમતના લગભગ ૫૦ ટકા જેટલી રકમ ખેડૂતને ધીરે છે. અગર તો તે સભ્યે બેંકના જેટલી રકમના શેર ખરીદ્યા હોય તેનાથી ૧૦ થી ૨૦ ગણી સુધીની રકમ બેંક ધીરી શકે છે. ઘણી બેંકો, સભ્ય જેટલું જમીન મહેસુલ ભરતો હોય તેના કરતાં ૩૦ ગણી રકમ પણ ધીરે છે. ઘણાઓનો એવો મત છે કે બેંક પોતાની શેર મૂડી કરતાં પાંચગણાથી વધારે રકમની વ્યાજુચિઠ્ઠીઓ કાઢવી એ સલાહભર્યું નથી. પણ આવી કોઇ મર્યાદા જરૂરી નથી; કારણ જેટલી જમીન પોતાને ત્યાં ગીરો હોય તેના પ્રમાણમાં વ્યાજુ ચિઠ્ઠીઓ કાઢીને વેચવામાં બેંક કશું સાહસ ખેડતી નથી. ખેડૂત જો બેંકને વખતસર રકમ ભરી ન શકે અગર બેંકને એમ લાગે કે અમુક ખેડૂતને ધીરેલી રકમ ખોટી થવા સંભવ છે તો તેની જમીન વેચી વ્યાજુચિઠ્ઠીવાળાઓને તે ચૂકવી આપે છે. જમીનની કિંમત કરતાં વધારે વ્યાજુ ચિઠ્ઠીઓ કોઇ પણ સંજોગોમાં બહાર પાડવી જોઇએ નહિ. કારણ તે વધારાની વ્યાજુ ચિઠ્ઠીઓ કોઇ મિલકત ઉપર તો નથી જ કઢાઈ એટલે અમુક મુદતે તે વ્યાજુ ચિઠ્ઠીઓનાં નાણાં ભરપાઇ કરવામાં બેંકને મુશ્કેલી નડવા સંભવ છે.

જો બેંક વ્યાજુ ચિઠ્ઠી વેચવામાં મુશ્કેલી અનુભવે તો સરકાર તેને બે રીતે મદદગાર થઇ શકે. એક તો સરકાર પોતે જ

વ્યાજુ ચિઠ્ઠીઓ ખરીદી લઇ પછી ધીમે ધીમે જાહેરમાં વેચી નાંખે, અગર તો વ્યાજુ ચિઠ્ઠીનું ઓછામાં ઓછું અમુક ટકા તો વ્યાજ બેંક આપશે જ. તેની જવાબદારી પોતાને શીરે લે કે જેથી વ્યાજુ ચિઠ્ઠી ખરીદનારને વ્યાજ માટે તો ચિંતા ન જ રહે. ટ્રસ્ટની રકમોનું રોકાણ આવી બેંકોએ બહાર પાડેલી વ્યાજુ ચિઠ્ઠીમાં કરવાની પરવાનગી સરકાર તરફથી આપવામાં આવે તો પણ વ્યાજુ ચિઠ્ઠીને વેચવા માટે બહોળું ક્ષેત્ર ઉઘડે.

## કરજ ભરપાઇ કરવાની મુદત

બેંકે એક વ્યકિતને સામાન્ય સંજોગોમાં રૂ. ૫૦૦૦ થી મોટી રકમ ધીરવી જોઇએ નહિ અને ધીરાણની મુદત ૧૦ કે ૧૫ બહુ બહુ તો ૨૦ વર્ષથી વધારે રાખવી જોઈએ નહિ. આ મુદત દરમિયાન સગવડતા મુજબ અમુક ઠરેલા હપ્તા પ્રમાણે ખેડૂતને રકમ ભરપાઇ કરવાની હોય છે. મદ્રાસ ઈલાકામાં વધારેમાં વધારે રૂ. ૨૦૦૦, એક ખેડૂતને ધીરવામાં આવે છે, જ્યારે પંજાબ ઇલાકામાં આ રકમ સરેરાશ રૂ. ૨૭૫૮ આવે છે, જો કે જે તે પ્રાંતની પરિસ્થિતિને લક્ષ્યમાં રાખી આ રકમ મુકરર કરવામાં આવે એ સલાહભર્યું છે. કરજની રકમ ભરપાઇ કરવાની મુદત ખેડૂતની આર્થિકશક્તિ ઉપર નક્કી થવી જોઇએ. જુદા જુદા દેશોમાં ત્યાંની પરિસ્થિતિને અનુકૂળ જુદી જુદી મુદતો નક્કી કરવામાં આવી છે. દા. ત. ફીન્લેંડમાં એક એક વર્ષના એવા ૨૦ હપ્તા, ઓસ્ટ્રેલીઆમાં ૪૨ હપ્તા, જાપાનમાં ૫૦, સ્વીટઝર્લેંડમાં ૫૭ અને ફ્રાન્સમાં ૭૫ હપ્તા સુધીની મુદત લંબાવવામાં આવે છે. (લૉ એન્ડ પ્રેકટીસ ઓફ બેંકીંગ; દાવર; પાન ૪૨૨).

## પ્રાંતિક લેંડ મોર્ટગેજ બેંકો શરૂ કરવાની આવશ્યકતા

દરેક પ્રાંતમાં પ્રાંતિક સહકારીના બેંકના જેવી પ્રાંતિક લેન્ડ મોર્ટગેજ બેંક પણ શરૂ કરવામાં આવે તો તાલુકાની લેન્ડ

મોર્ટગેજ બેંકો ઉપર દેખરેખનું કામ પણ તે કરી શકે અને સાથેસાથ પ્રાંતની મોટી બેંક વ્યાજુ ચિઠ્ઠીઓ વેચવાનું કામ વધારે સહેલાઇથી કરી શકે. સીધેસીધા ધીરાણનું કામ તાલુકા બેંકો કરે અને પોતા પાસેનાં ગીરોખત તાલુકા બેંક પ્રાંતિક બેંકને આપે તેના પાયા ઉપર પ્રાંતિક બેંક વ્યાજુ ચિઠ્ઠીઓ કાઢી તેને વેચીને તાલુકા બેંકોને નાણું મેળવી આપે તેવી વ્યવસ્થા થઈ શકે. જુદી જ પ્રાંતિક લેન્ડ મોર્ટગેજ બેંક શરૂ કરવાની ખાસ જરૂરિયાત તો એટલા માટે છે કે પ્રાંતિક સહકારી બેંકો અને તેમની મારફત સહકારી મંડળીઓને ખેડૂતોની ટૂંક મુદતી જરૂરિયાતો પૂરી પાડવામાં મદદગાર થવાનું છે. એટલે તે જ સંસ્થા લાંબી મુદતના ધીરાણમાં પણ પોતાનું નાણું રોકી રાખવાનું કરી શકે નહિ જ. જ્યાં સુધી જે પ્રાંતમાં સ્વતંત્ર પ્રાંતિક લેન્ડ મોર્ટગેજ બેંક સ્થાપવામાં ન આવે, ત્યાં સુધી ત્યાંની પ્રાંતિક સહકારી બેંક તાલુકા લેન્ડ મોર્ટગેજ બેંકોની કામચલાઉ મદદગાર થઇ શકે.

લેન્ડ મોર્ટગેજ બેંકોએ સહકારી બેંકોની માફક થાપણો ભેળી કરવા તરફ બહુ ધ્યાન આપવું જોઇએ નહિ, કારણ જો થાપણદાર પોતાની થાપણ ગમે ત્યારે પાછી ખેંચી લેવા માગે તો બેંકે તે નાણું ધીરાણમાં રોકી દીધેલું હોવાથી મુશ્કેલી ઊભી થવા સંભવ છે, છતાં જો પાંચ કે દશ વર્ષ જેવી લાંબી અને મુકરર મુદતની થાપણો સ્વીકારવામાં આવે તો હરકત જેવું નથી: કારણ અમુક થાપણ ચોક્કસ વખતે જ પાકે છે તેથી અગાઉથી જ ખબર હોવાથી તે રકમને એવી રીતે રોકવામાં આવે કે તે પાકતાં પહેલાં તો તે પાછી ફરી વળે.

લેન્ડ મોર્ટગેજ બેંક અને સહકારી બેંક એક બીજા સાથે સહકારથી કામ કરે એ બંનેના હિતની વાત છે. લેંડ મોર્ટગેજ

બેંક કોઇ પણ મંડળીના સભ્યને ધીરતાં પહેલાં સહકારી બેંકને તે સભ્યની સદ્ધરતા વિષે પૂછી ખાતરી કરી લેવી જોઇએ. સહકારી બેંકના અનુભવનો આ રીતે લેન્ડ મોર્ટગેજ બેંક ઉપયોગ કરી શકે.

જો વખતસર લોન ભરપાઈ ન થાય તો લેન્ડ મોર્ટગેજ બેંક ગીરો મૂકાએલી મિલ્કતને વેચી નાખી પોતાનું લેણું કોર્ટની દરમિયાનગીરી વિના વસૂલ કરી શકે. તેવા અધિકારો તેને આપવા જરૂરી છે. નહિ તો કાયદા મુજબ બેંકે દેણદાર ઉપર દાવો કરવો પડે અને કાયદાથી જે લાંબો વિધિ ઠરાવ્યો હોય તે પાળતાં ખૂબ ખર્ચ અને વખતની બરબાદીમાં ઉતરવું પડે. જો કે કયા સંજોગોમાં બેંક ઉપરનો અધિકાર વાપરી શકે તે ઠરાવવું જરૂરી છે; કારણ કે મિલકતની કિંમત કરતાં લોનની રકમ ઘણુ વધતી હોય અગર બીજી કોઇ રીતે મૂળ ધણીના હેતુઓ જોખમાતા હોય તેવા સંજોગોમાં બેંક બારોબાર જમીન ન જ વેચી શકે એ જોવું રહ્યું. નિદાન એવું તો ઠરાવવું જ જોઇએ કે બેંક કશું છેવટનું પગલું લે તેની પહેલાં દેણદારને તેનાથી બનતું બધું કરવા પુષ્કળ તક તો તેણે આપવી જ જોઇએ.

## લેન્ડ મોર્ટગેજ બેંકોની મુશ્કેલીઓ

ઘણા પ્રાંતોમાં લેન્ડ મોર્ટગેજ બેંકો ખાસ પ્રગતિ નથી કરી શકી તેનું કારણ એ છે કે જમીનનો માલિક જમીનની માલિકી બીજાને સ્વાધીન ન કરી દે તે ખાતર તેના ઉપર પુષ્કળ સરકારી અંકુશો મૂકાયેલા હોય છે. ખાસ કરીને પંજાબ અને મધ્ય પ્રાંતમાં કોઇ પણ સંજોગોમાં જમીનની માલિકી બીન ખેડૂત વર્ગ પાસે ન જાય અને જમીનના ગીરો ઉપર નાણું ધીરતાં હરકોઇ અચકાય એ દેખીતું છે.

લેન્ડ મોર્ટગેજ બેંકોને ખાસ કરીને ઓછા વ્યાજે મૂડી મળી શકતી નથી અને વધારે વ્યાજ લઇ ખેડૂતોને જો તે ધીરે તો ખેડૂત હપ્તો તો શું, પૂરું પણ ભરી શકવા અસમર્થ બની જાય છે. કારણ જમીનની સુધારણા જેવા ઉપયોગી કામ માટે લોન અપાતી હોય તો પણ તે રકમનું રોકાણ કાંઇ તુરતમાં જ ખેડૂતની આવકમાં વધારો કરી આપતું નથી. આમાં સુધારો કરવાનો એક વ્યવહારુ ઉપાય એ છે કે પોસ્ટ ઓફિસો ગ્રામ્ય વિસ્તારમાંથી લોકોની બચત "સેવિંગ્સ બેંક" મારફત ભેગી કરી ખેંચી જાય છે તેને બદલે પોસ્ટ ખાતું તે રકમ લેન્ડ મોર્ટ-ગેજ બેંકને જ ધીરે અને પોતે જે વ્યાજ થાપણદારને આપતું હોય તેના કરતાં લેન્ડ મોર્ટગેજ બેંક પાસેથી બે કે ત્રણ ટકા વધારે વ્યાજ લે તો લેન્ડ મોર્ટગેજ બેંકો ઓછા વ્યાજે નાણું મેળવી શકે અને પોસ્ટ ખાતા સામે અત્યારે જ ટીકા થાય છે કે જે પ્રદેશમાં નાણાંની ભૂખ છે ત્યાંથી તે નાણું ભેગું કરી શહેરો તરફ ઘસડી જાય છે તે ફરિયાદ પણ બંધ થાય.

લેન્ડ મોર્ટગેજ બેંકો હજુ જો કે હિંદમાં પ્રગતિ કરી શકી નથી ઉપર જણાવેલી તથા બીજી મુશ્કેલીના કારણે કાંઈ સારું પરિણામ લાવવા નજીકના ભવિષ્યમાં શક્તિશાળી થાય તેવી આશા પણ બંધાતી નથી. ઘણી વાર જો એવું બને છે કે શાહુકારના દેવામાંથી મુક્ત થઈ જવા ખેડૂત લેન્ડ મોર્ટગેજ બેંક પાસેથી મોટી એવી રકમ પોતાની જમીન ગીરો મૂકી વ્યાજે લે છે. હવે લેન્ડ મોર્ટગેજ બેંકનો પાકતો હપ્તો પોતે વખતસર ન ભરી શકે ત્યારે ફરી શાહુકાર પાસે જઇ ગમે તેટલા વ્યાજે (કારણ પછી તો તેની પાસે પોતાની જમીન પણ હોતી નથી એટલે) ગમે તે મિલકત ઉપર રકમ વ્યાજે લાવી હપ્તો ભરે છે. આમ ખેડૂતોને દેવામુક્ત કરવામાં પણ લેન્ડ મોર્ટગેજ બેંકો નિષ્ફળ ગઇ છે. લેન્ડ મોર્ટગેજ બેંકોને પોતાનું લહેણું વસૂલ

કરવામાં પણ અનેક મુશીબતો વેઠવી પડે છે. પંજાબનો દાખલો લઈએ તો ત્યાંની બેંકોને એક જ વર્ષમાં ૩૦૦ ખેડૂતો સામે અદાલતમાં દાવા નોંધાવવા પડયા હતા; છત્રીસને જેલમાં મોકલવા પડયા હતા; અને પોતાના દેણદારના ૩૯ ટકા ખેડૂતો પોતાનો હપ્તો ભરવામાં નિષ્ફળ ગયા હતા.

આ પરિસ્થિતિનો સુધારો થાય અને શાહુકારના સાથની મદદથી લેન્ડ મોર્ટગેજ બેન્ક કેવી રીતે પોતાનું ધ્યેય પાર પાડી શકે તે અંગેની શ્રી. મનુ સૂબેદારની એક વ્યવહારુ યોજના વિચારવા જેવી છે.

## શ્રી. મનુ સૂબેદારની યોજના

શ્રી. સૂબેદાર પોતાના મધ્યસ્થ સમિતિના લઘુમતિ અહેવાલમાં લેન્ડ મોર્ટગેજ બેંકો જેવી સ્વતંત્ર સંસ્થાઓ શરૂ કરવાને બદલે સહકારી મધ્યવર્તી બેંકો તથા વેપારી બેંકો લેન્ડ મોર્ટગેજ ખાતું ખોલે તેની તરફેણ કરે છે. કારણ લેન્ડ મોર્ટગેજ બેંકોને જમીનની કિંમતની આંકણી, જમીનની માલિકીના હક્કો વગેરે બાબતોની ચોકસાઇ માટે નિષ્ણાત જ્ઞાન ધરાવતા માણસો રાખવા જોઇએ. પણ આ બેંકોને શું દર વર્ષે નવું નવું એટલું બધું કામ મળવા સંભવ છે કે મોટા પગારવાળા નોકરોનું ખર્ચ તે ઉપાડી શકે? દેવાની પતાવટ; હપ્તા અગર વ્યાજવસૂલની માથાકૂટ તો સામાન્ય કારકુનો મારફત થઈ શકે; ફક્ત લોન આપતાં પહેલાંની નીતિ નક્કી કરવામાં જ ખાસ જ્ઞાન ધરાવનાર માણસની જરૂર પડે છે. એટલે વેપારી બેંકો લેન્ડ મોર્ટગેજ ખાતું ખોલે તો તેના અનુભવી અમલદારો તેનું સંચાલન કરી શકે અને ફક્ત નીચલી પાયરીવાળા માણસોનું જ વધારે ખર્ચ થાય. બીજી એક રીતે પણ આમ થવું જરૂરી છે તેનો વિચાર કરીએ.

જો લેન્ડ મોર્ટગેજ બેંકોને સ્વતંત્ર રીતે શરૂ કરવામાં આવે અને શાહુકાર અને શરાફને અળગા રાખી કામ લેવામાં આવે તો આ બેંક સફળતા મેળવી શકે તેમ લાગતું નથી. સહકારી બેંકોની વ્યવસ્થાપક મંડળીઓમાં શરાફોને સ્થાન આપવું અને તેમની પાસેથી થાપણો લેવી એટલું જ તેમનો સહકાર મેળવવા માટે બસ થતું નથી. માનવસ્વભાવ જ એવો છે કે જો યોજનામાં શાહુકાર કે શરાફ પોતાના હિત સુરક્ષિત ન જોય તો તેમાં હૃદયથી તે ટેકારૂપ ન જ બને. લેન્ડ મોર્ટગેજ બેંકો જ જો ખેડૂતને સીધે સીધી ધીરધાર કરશે તો તે શાહુકારો જરૂર આવી બેંકોને પોતાના દુશ્મન તરીકે જ લેખશે, કારણ તેથી પોતાની આવક ઉપર જબરજસ્ત કાપ મૂકાશે. એટલે લેન્ડ મોર્ટગેજ બેંકો શાહુકારોની મારફત કામ કરે કે જેથી બંને એક બીજાના સહકારથી આગળ વધે.

બેંકો લોન આપતાં પહેલાં આ શાહુકારોનો સહકાર સાધી ધીરવામાં આવનાર નાણાંનો તેને જામીન બનાવે. શાહુકાર પોતે જ જમીનની કિંમતની આંકણી કરે, ખેડૂત નાણાકીય પરિસ્થિતિ, તેની ભરપાઈ કરવાની શક્તિ વગેરે બાબતોથી બેંકને માહિતગાર કરે. બેંક ખાત્રી કરીને જમીનની કિંમતના ૪૦ થી ૬૦ ટકા સુધી જમીન ઉપર ધીરે. ગીરો દસ્તાવેજ તો બેંક અને ખેડૂત વચ્ચે જ થાય; અને તે દસ્તાવેજ બેંકના કબજામાં જ રહે છે; જો કે આથી બધી વ્યવસ્થા શાહુકારોની સંમતિથી થાય. શાહુકાર આ લોનની ભરપાઈ બદલ જામીન થાય. હવે કદાચ એમ પ્રશ્ન થાય કે લોનની ભરપાઈ બદલ શાહુકાર શા માટે જામીનગીરી સ્વીકારે ? અગર તો બેંક જ્યારે જમીનના ગીરો ઉપર નાણું ધીરે છે તો પછી શાહુકારને વચ્ચે રાખી શા માટે શાહુકારને પણ ખટાવે ?

પ્રથમ કારણ તો એ છે કે, ખેડૂતોને શાહુકારથી દેવા મુક્ત કરવાની કોઇ પણ યોજનામાં શાહુકારનો ઇચ્છાપૂર્વકનો

ટેકો જરૂરી છે. ઉપલી યોજનામાં શાહુકારે પ્રથમ તો બેંક પાસે અમુક મૂડી બાંધી મુદત માટે થાપણ તરીકે મૂકવી પડશે, કે જે થાપણ તે શાહુકાર મારફત અપાએલી લોન પાછી ન ફરે ત્યાં સુધી પાછી ખેંચી શકે નહિ. આ થાપણ ઉપર ૭ ટકા જેટલું બેંક વ્યાજ આપે, હવે આવી થાપણ મૂકેલા શાહુકારોને જ જામીન તરીકે સ્વીકારી બેંક તેમની મારફત થાપણની રકમથી લગભગ પાંચ ગણી રકમ ધીરે. શાહુકાર જવાબદારી સ્વીકારે તે બદલ બેંક તેને ધીરાણની રકમ ઉપર ૧½ ટકો કમિશન આપે. હવે ધારો કે બેંક ૬ ટકાએ નાણું મેળવે છે; તેમાં એક ટકો પોતાના ખર્ચ પૂરતો અને ૧½ ટકો શાહુકારનું કમિશન ઉમેરતાં ખેડૂત ૮½ ટકાએ આ નાણું મેળવી શકે. શાહુકારને પોતાની થાપણ ઉપર ૭ ટકા વ્યાજ ઉપરાંત ૭½ ટકા (૧½ ટકો કમિશન × પાંચ કારણ થાપણ કરતાં લોન પાંચ ગણી અપાય છે.) એટલે કુલે ૧૩½ ટકા વ્યાજ મળ્યું ગણાય. જ્યારે બીજી બાજુ તેને વેઠવું પડતું જોખમ, વખતની બરબાદી, વગેરેમાં ઘટાડો થાય છે. કારણ ખેડૂતની જમીન ઉપર ૪૦ થી ૬૦ ટકા જેટલી ધીરાએલી લોન જોખમકારક તો ન જ ગણાય. વળી બેંકને શાહુકારના સ્થાનિક અનુભવ અને માહિતીનો અમુલ્ય લાભ મળે છે. આમ શ્રી. સૂબેદારની આ યોજના બેંક, શાહુકાર અને ખેડૂત સૌને આકર્ષક થઈ પડે તેવી છે તેમાં બે મત હોઈ શકે નહિ.

બાકી તો છેલ્લાં ૩૮ વર્ષના અંતે પણ સહકારની ચળવળ કાંઈ ઉજ્જવળ આશાજનક પરિણામ બતાવી શકતી નથી. ખેડૂતનું આર્થિક જીવનનું ધોરણ ઊંચું થયું નથી. તેમના ઉપરનો કરજનો બોજો ઘટવાને બદલે વધતો જાય છે. વધતા જતા સહકારી બેંકોના આંકડાથી આપણે સહકારની પ્રવૃત્તિની સરળતાનું મુલ્યાંકન કરી શકીએ નહિ જ્યાં સુધી પ્રવૃત્તિની સાથે સંબંધ ધરાવતા પ્રવૃત્તિ મારફત જે લાભ આપી શકે તેમ છે, તે અને જેને લાભ મેળવવાનો છે તે બધા જ એકનિષ્ઠાથી પોતાનું ધ્યેય પ્રાપ્ત

કરવા માટે કમર ન કસે; ત્યાં સુધી બાહ્ય દેખાવ ઉપરાંત મક્કમ પ્રગતિ સાધવી શકય નથી.

## સરકારી તગાવી લોનઃ તે અંગે સૂચનાઓ

આપણે ઉપર જોયા પ્રમાણે શાહુકાર અને સહકારી બેંકો ઉપરાંત ખેડૂતોને માટે નાણાં વ્યાજે મેળવવાનું એક વધારે સાધન સરકારી તગાવી લોન છે અને સને ૧૮૮૩ ના લેન્ડ ઇમ્પ્રુવમેન્ટ " લોન એકટ " (જમીનસુધારણા માટે આપવાની લોનનો કાયદો) થી સરકાર ખેડૂતોને જમીનની કાયમી સુધારણા તથા એવાં ઉપયોગી કામો કરવા સારૂ સારી એવી રકમો વ્યાજે ધીરે એવી વ્યવસ્થા કરવામાં આવી છે. સને ૧૮૮૪ ના " એગ્રીકલ્ચરીસ્ટ લોન એકટ "થી ખેડૂતને નાની રકમની ટુંક મુદતની નાણાંકીય જરૂરીઆતો માટે સરકારે લોન આપવી તેવી યોજના કરવામાં આવી છે, આ સરકારી લોનને ' તગાવી ' (ટકાવી) કહેવામાં આવે છે. ખેડૂતોની કુલ નાણાકીય જરૂરિયાતનો ઘણો જ મોટો ભાગ આ તગાવી લોન પૂરો પાડે છે. કારણ એક વર્ષમાં સરેરાશ ૧ કરોડથી વધારે લોન ખેડૂતને બંને કાયદા તળે સરકાર આપતી નથી. બધા પ્રાંતોમાં તગાવી ઉપર વ્યાજ ૬ થી ૭ ટકા લેવામાં આવે છે, સને ૧૮૮૩ ના કાયદા તળે અપાએલી લોન ૨૦ વર્ષે અગર તેથી ઓછી મુદતમાં ભરપાઇ કરવાની ઓછી હોય છે, જ્યારે સને ૧૮૮૪ ના કાયદા તળે અપાએલી નાની રકમોની લોન બીજા વર્ષે સરકારમાં ભરી દેવાની હોય છે.

સરકારની તગાવી લોન કોઈ ખાસ ઉપયોગી કાર્ય બજાવી શકી નથી. એ ખેડૂતોને જે વખતે નાણું જોઇએ તે જ વખતે મુલકીખાતું તગાવી લોન મંજૂર કરતું નથી. સરકારી ખાતાની તુમારી પ્રકરણોની ઢીલ અને અમલદારશાહી અને કારકુનશાહી તગાવી લોન કોઇ ઉપયોગી ગરજ સારે તેવું રહેવા દેતા નથી, ઘર ઘાલી બેઠેલી લાંચ રૂશ્વતની બદીથી નાના સિપાહીથી માંડીને મોટા અમલદાર સુધી સહુ પોતાનો હિસ્સો લોનમાંથી કાપતો

હોવાથી ખેડૂતોના હાથમાં સોના સાઠ જ આવે છે, તગાવી લોન અંગે મધ્યસ્થ સમિતિએ પોતાના અહેવાલમાં ઘણી અગત્યની સૂચનાઓ કરી છે જે મુખ્યત્વે નીચે પ્રમાણે છે, (મધ્યસ્થ સમિતિ અહેવાલ પૃ. ૧૮૨–૮૪)

લાંચ રૂશ્વતની બદી અટકાવવા માટે જવાબદાર અને વિશ્વાસુ અમલદારોના હાથમાં તગાવી લોન મંજૂર કરવાનું તથા આપવાનું કામ સોંપવું જોઇએ. વધારે પડતા ખેડૂતોને નાની રકમો ધીરવી તેના કરતાં ખાસ જરૂરિયાત ધરાવતા અમુક જ ખેડૂતોને તગાવી લોન આપવાનું ધોરણ રાખવું જોઇએ. કારણ કૂવો ગાળવા માટે ધારો કે એક ખેડૂતે બારસો રૂપિયાની માગણી કરી અને જો ફક્ત પાંચસો જ મંજૂર કરવામાં આવે તો કૂવો તો ખોદાવે નહિ અને લોનના પાંચસો રૂપિયા વેડફાઈ જશે. સારી એવી રકમની જો ખેડૂતને તગાવી ધીરવામાં આવે તો શાહુકાર પાસે જવા તેને કારણ રહેશે નહિ. ખરાબ વર્ષોમાં જ્યારે પાક નિષ્ફળ ગયો હોય ત્યારે તગાવી લોનના હપ્તાની કડક ઉઘરાણી બંધ થવી જોઇએ. લોનની અરજીઓ ઉપર તુરત પૂરતું લક્ષ આપી યોગ્ય વખતે ખેડૂતના હાથમાં રકમ મૂકાય તે તરફ લક્ષ અપાવું જોઇએ.

સરકારે જાણવું જોઇએ કે ફક્ત કાયદા પસાર કરીને બેસી રહેવાથી કાંઈ અર્થ સરે તેમ નથી. ખેડૂતની નાણાકીય સ્થિતિ કેમ સદ્ધર બને તે જોવાની સરકારની પ્રથમ ફરજ છે. કારણ કે ખેતીની આબાદી ઉપર દેશની આબાદી ટકી રહે છે. જમીન મહેસૂલ ઉઘરાવવા પૂરતો જ સંબંધ ખેડૂત સાથે સરકારે રાખવો ન જોઇએ. સમાજના બીજા વર્ગોને કેળવણી વૈદકીય મદદ, જાહેર સુખાકારીનાં સાધનો વગેરે સવલતો સરકાર જો પૂરી પાડે છે, તેમ ખેડૂતવર્ગની મુશ્કેલીઓની પૂરી કદર કરી સરકારે તેમના તરફ સહાનુભૂતિભર્યું વર્તન દાખવવું જરૂરી છે.



# પ્રકરણ ૫

## પાશ્ચિમાત્ય ઢબે કામ કરતી વેપારી બેંકો

### વેપારી બેંકોનું કાર્યક્ષેત્ર

હવે આપણે હિંદના કંપનીના એક્ટ નીચે નોંધાએલી, ખાસ કરીને થાપણો લેવાનું તથા વેપારીઓને નાણું ધીરતી બેંકોનો અભ્યાસ કરીએ. જો કે સહકારી બેંકોને ઔદ્યોગિક બેંકોથી જુદી પાડવા આ બેંકોને આપણે "વેપારી બેંકો"ના નામથી ઓળખીશું; પણ તેમનો અર્થ એ થતો નથી કે તે ફક્ત વેપારમાં જ નાણું રોકે છે. ખેતીમાં તે સીધી રસ ધરાવતી નથી એ ખરું છે; કારણ ગામડામાં આવી બેંકોએ શાખાઓ ખોલી નથી અને ખેડૂતની નાની નાની જરૂરિયાતો પૂરી પાડવાનું કામ આ મોટી બેંકોના કાર્યક્ષેત્રની બહાર છે. છતાંય આપણે આગળ ઉપર વેપારી બેંકોને અને સહકારી બેંકો તથા શરાફો વચ્ચેનો સંબંધ જોઈ ગયા તે ઉપરથી આપણને લાગશે કે વેપારી બેંકો તેમની માફક ખેતી વિષયક નાણાં પ્રકરણમાં પોતાનો અમુક હિસ્સો નોંધાવે છે. અત્યારે કદાચ તે મોટા પ્રમાણમાં નહિ હોય તો પણ વખત જતાં તેમના વચ્ચેનો સંબંધ વધારે ગાઢ થશે. હૂંડિયામણનું કામ કરતી બેંકોનું એમ કહેવું છે કે વેપારી બેંકો દેશાવરની હૂંડી વટાવનું કામ પણ કરે છે; એટલે તેને ફક્ત વેપારમાં રસ ધરાવતી બેંકો કહી શકાય નહિ. બીજી બાજુ હૂંડિયામણનું કામ કરતી પરદેશી બેંકોએ હિન્દુસ્તાનમાં ઘણા સ્થળે શાખાઓ ખોલી થાપણો સ્વીકારવાનું કામ આદર્યું છે. એટલે હિન્દમાં ખાસ પ્રકારનાં કામો માટે ખાસ

પ્રકારની બેંકો છે તેમ કહેવું ભૂલભરેલું છે. છતાંય વેપારી બેંકોને સમજવા માટે, આપણે તેવી બેંકો મુખ્યત્વે કેવું કામ કરે છે અને કેવું કરતી નથી તે જોઇએ એટલે બીજી બેંકોથી આપણે તેને જુદી પાડી શકીશું.

## વેપારી બેંકોની કામગીરી

(૧) થાપણો સ્વીકારવી.

વેપારી બેંકના કામના મુખ્યત્વે બે ભાગ પાડી શકાય: તેમાંનું પહેલું તો વ્યાજે થાપણો સ્વીકારવાનું. આવી થાપણો ત્રણ પ્રકારની હોય છે.

(૧) ચાલુ ખાતાની;

(૨) બાંધી મુદતની;

(૩) બચતની.

ચાલુ ખાતાની થાપણો ગમે ત્યારે પાછી ખેંચી શકાય છે. ચાલુ ખાતાના થાપણદારોને બેંક ચેકબૂક આપે છે. આ થાપણો ઉપાડતાં પહેલાં બેંકને કશી અગાઉથી ખબર આપવી પડતી નહિ હોવાથી બેંકને સારી એવી રોકડ રકમ હાથ ઉપર રાખવી પડે છે. જેથી આવી થાપણો ઉપર અર્ધો અગર એક ટકો વ્યાજ આપવામાં આવે છે. નાણાંની જરૂરિયાતના વખતમાં બેંકો એથી વધારે વ્યાજ પણ આપે છે.

બાંધી મુદતની થાપણો છ માસ, એક વર્ષ અગર પાંચ વર્ષની મુદત માટે લેવાય છે; અને તેના ઉપર અઢીથી ત્રણ ટકા વ્યાજ અપાય છે. મુદત પહેલાં આ થાપણો પાછી ઉપાડી શકાતી નથી, પણ થાપણદારને જરૂર પડે તો બેંક થાપણના ૮૦ ટકા સુધીની રકમ વ્યાજે ધીરે છે.

બચતની થાપણો, મધ્યમ વર્ગનાં માણસો તરફથી બેંક મેળવે છે. તેમાં બહુ મોટી રકમ લેવામાં આવતી નથી કારણ થાપણો ઉપર ચાલુ ખાતાની થાપણો કરતાં વધારે વ્યાજ અપાય છે. આવી થાપણો અઠવાડિયામાં એકથી બે વખત જ ઉપાડી શકાય છે. સામાન્ય રીતે બેંકો બચતની થાપણો ચેકથી ઉપાડવા દેતી નથી.

## વેપારી બેંકોની ધીરાણપદ્ધતિ

(૨) બેંકોનું બીજું કામ વેપારીઓને મિલ્કત ઉપર નાણું ધીરવાનું છે. સામાન્ય રીતે આ ધીરાણ બેથી છ માસ જેટલી ટુંક મુદત માટે સહેલાઇથી વેચી શકાય તેવી મિલ્કત તારણમાં લઈ અપાય છે. વેપારીઓને પોતાની ગોદીઓ(ગોડાઉન)માં પડેલા માલના જથ્થા (સ્ટોક) ઉપર બેંક માલની કિંમતના ૬૦ થી ૭૫ ટકા જેટલી રકમ પાંચથી છ ટકાએ ધીરે છે, અને ગોડાઉનનો કબજો પોતે લે છે. લોનની રકમ જેમ જેમ ભરાતી જાય તેમ તેમ માલ છૂટો કરતી જાય છે. આમ વેપારીઓ ઓછી મૂડીથી બહોળો વ્યાપાર ખેડી શકે છે. રૂ. ૪૦ બેંકમાં ભરી વેપારી રૂ. ૧૦૦ નો માલ મંગાવી શકે છે અને ગ્રાહક મળતાં જ તે માલ વેચી માલનાં પૂરતાં નાણાં કરી શકે છે. તારણની કિંમતના કેટલા ટકા ધીરાણ કરવું તેનો આધાર તારણની મિલ્કતના પ્રકાર ઉપર રહે છે. સ્થાવર મિલ્કત અગર જે મિલ્કતના ભાવમાં ઝડપી વધારો ઘટાડો થતો હોય અગર જે મિલકત વખત જતાં બગડી જતી હોય એવી જોખમી મિલકત સામે જો બેંક ધીરે તો ૪૦ અગર ૪૫ ટકાથી વધારે ધીરતી નથી; અને વ્યાજ પણ વધારે લે છે. જ્યારે સોના ઉપર (જો સોનાનો ભાવ બહુ ઊંચો ન હોય તો) ૭૫ થી ૮૦ ટકા સાડા ચાર ટકાએ પણ ધીરે છે. જો તારણ તરીકે અપાયેલી મિલકતની કિંમતમાં

ઘટાડો થાય તો તેટલા પૂરતો ગાળો લોન લેનારે બેંકને આપવો પડે છે કે જેથી કરીને મિલકતની કિંમત અને ધીરાણની રકમ વચ્ચેનો તફાવત સરખો જ રહે. આમ શહેરોમાં વેપારીઓને પોતાના માલના જથ્થા (Stock) ઉપર અને ગામડાંઓમાં ખેતીની પેદાશ ઉપર બેંકો ધીરે છે. યુરોપના દેશોમાં તો જાહેર વખારો–ગોદીઓ (ગોડાઉનો) હોય છે, એટલે દરેક બેંકે પોતાની ગોદીઓ રાખવાની ત્યાં ખાસ જરૂર પડતી નથી. જાહેર ગોદીમાં પોતાનો માલ રાખ્યા બદલની પાવતી બેંક પૂરતી મળે છે. જ્યારે હિંદમાં હજુ મોટાં શહેરોમાં પણ આવી ગોદીઓ બાંધવાની પ્રથા ચાલુ નહિ થઈ હોવાથી કાં તો બેન્ક પોતાની ગોદીઓમાં માલ રાખી નાણું ધીરે છે અગર તો દેણદારની વખારનો કબજો પોતે લે છે, જો કે ગોદીનું ભાડું, માલનો વીમો વગેરે ખર્ચ લોન લેનારે જ ભોગવવાનો હોય છે.

કારખાનાના માલિકોને કાચા માલ ઉપર અગર તૈયાર થયેલા માલ ઉપર બેંક ધીરે છે. ઘણી વખત બેંક સ્થાવર મિલકતનાં ગીરો ઉપર પણ ધીરે છે. જો કે આ દિશામાં હિન્દની બેંકો બહુ ઉત્સાહ બતાવતી થઈ નથી. કારણ સ્થાવર મિલકતને વેચતી વખતે સહેલાઈથી તેના ઘરાકો મળી આવતા નથી.

સદ્ધર આસામીઓને કબુલત ચિઠ્ઠી ઉપર પણ બેંક લોન આપે છે; જો કે ઘણી વખત કબુલત ચિઠ્ઠી ઉપર એક અગર બે શરાફની સહી હોવી ઘણી બેંકો જરૂરી માને છે; આથી કરીને કબુલત ચિઠ્ઠીની વિશ્વાસપાત્રતા ઘણી વધી જાય છે. પણ બીજા દેશોની સરખામણીમાં હિન્દની બેંકો અંગ ઉધાર ઘણું જ ઓછું નાણું ધીરે છે. હિંદની વેપારી બેંકો મુખ્યત્વે ઉપાડ છૂટથી "કેશ ક્રેડીટથી" ધીરવું વધારે પસંદ કરે છે, આમાં તારણમાં માલ સાથે લોન લેનારે કબુલત ચિઠ્ઠી પણ બેંકને આપવી પડે છે. જેટલી રકમનો જેટલા સમય માટે તે ઉપયોગ કરે તેટલા ઉપર જ બેંક

વ્યાજ લે છે. ગમે ત્યારે ગમે તેટલી રકમ બેંકને પાછી આપી શકાય છે. આમ કરવાથી એકી સાથે બેન્કને આખી રકમ ધીરવી પડતી નથી, અને લોન લેનારે આખી રકમનું આખી મુદત માટે વ્યાજ ભોગવવું પડતું નથી. જો કે લોન લેનાર બીલકુલ ઉપાડ-છૂટનો ઉપયોગ ન કરે તો પણ મંજૂર કરેલ રકમના અર્ધા અગર ચોથા ભાગ ઉપર તો વ્યાજ આપવું પડે છે.

કેટલીક બેંકો પોતાના ગ્રાહકોના દાગીના કે કીંમતી દસ્તાવેજ અમુક ભાડું લઈ ખાસ સુરક્ષિત રીતે તૈયાર કરેલાં ખાનાંઓમાં સહીસલામત સાચવવાનું કામ પણ કરે છે. અશાંતિ અને ભયના આ જમાનામાં શહેરોમાં આ સગવડનો બહુ ઉપયોગ થાય છે, ઘેર ઘેર દરેક જણ ચોકીદાર રાખવાનું ખર્ચ ન વેઠી શકે; જ્યારે બેંક એકી સાથે હજાર બે હજાર જણની મિલકત થોડા ખર્ચે સાચવી શકે છે.

હિંદી બેંકો મોટા ઉદ્યોગોમાં નાણું રોકતી નથી તેનાં કારણો આપણે આ પછીના પ્રકરણમાં તપાસીશું. હિંદી બેંકો હિંદના પરદેશો સાથેના વેપારને અંગેના હૂંડિયામણનું કામ પણ કરતી નથી. ગામડાંમાંથી ખેતીનો માલ બંદર સુધી પહોંચતો કરવામાં બેંકો અને પરદેશથી હિંદના બંદરે ઊતરેલો માલ દેશના ખૂણે ખૂણે પહોંચતો કરવામાં બેંકો નાણું રોકે છે. પણ પરદેશી હૂંડીઓ વટાવવાનું પોતાના ગજા ઉપરાંત માને છે. આ સંબંધી પણ આપણે હૂંડિયામણના પ્રકરણમાં વિગતમાં ઊતરીશું.

વેપારી બેંકોને પોતાની ચલણી નોટો છાપવાની હિંદમાં હવે છૂટ નથી. કેનેડામાં વેપારી બેંકો અત્યારે પણ પોતાની નોટો છાપે છે. દુનિયાના બીજા દેશોમાં નોટ છાપવાનો ઇજારો દેશની મધ્યસ્થ બેંકને જ આપવામાં આવે છે. તે મુજબ હિન્દમાં પણ ફક્ત રીઝર્વ બેંક જ હવે નોટો છાપે છે.

## વેપારી બેંકોની કાર્યપદ્ધતિમાં ખામીઓ તથા તે દૂર કરવા સૂચનાઓ

બીજા દેશોમાં બેંકોએ અત્યાર સુધીમાં જે પ્રગતિ સાધી છે તેની સરખામણીમાં આપણા દેશમાં બેંકો હજુ સંતોષકારક પ્રગતિ કરી શકી નથી. આ માટેનાં કારણો તપાસી તેની ખામીઓ તથા નબળાઈઓ દૂર કરવા શું કરવું જરૂરી છે તેનો વિચાર કરીએ.

હિંદી બેંકોની કાર્યપદ્ધતિના અભ્યાસીને સૌથી પ્રથમ તો એક જ વસ્તુ જણાઈ આવે છે કે યુરોપિયન ઢબની પરદેશી બેંકોનું અક્ષરસઃ આંધળી રીતે અનુકરણ કરવા ઉપરાંત હિંદી બેંકો બીજું કશું કરી શકી નથી. મોટાં આલેશાન મકાનો, આંખને આંજી નાખે તેવા તો થડા, વીજળી પંખાઓ અને બત્તીઓ, ચપરાશીની હારમાળાઓ અને કારકુનોની કનારો, મનેજર, હિસાબનીશ, મદદનીશનો દોરદમામ ગ્રાહકો સાથેનું અતડાપણું અને વેપારી ક્ષેત્રમાં અમલદારશાહીઃ આ બધાને પરિણામે પાશ્ચાત્ય ભૂમિકા ઉપર કામ કરતી આ બેંકો કમભાગ્યે હિંદી જનતાને જોઈતો વિશ્વાસ સંપાદન કરી શકી નથી. યુરોપની માફક આવતી કાર્ય પ્રણાલિકા નિઃશંક હિંદમાં બંધ બેસતી થાય જ એમ આ બેંકો એ શા ઉપરથી માની લીધું હશે? મોટા મોટા પગારના માણસો રોકી અને બાહ્યાડંભર રાખ્યાથી સામાન્ય પ્રજા અને બેંકો વચ્ચે અંતર વધ્યું કે ઘટયું તેનો તેમણે કદી વિચાર કર્યો છે? જાણે દેશમાં બધાંને જ અંગ્રેજી લખતાં વાંચતાં આવડી ગયું છે તેમ માની બેંકો પોતાનું કામકાજ પરભાષામાં ચલાવે છે. બેંકના ગ્રાહકોને ચેક અંગ્રેજીમાં લખવા પડે છે. ચેક ન સીકરાતાં પાછો ફરે તો તે અંગેની માહિતી બેંક અંગ્રેજીમાં લખીને આપે છે. કોઈ વેપારી મેનેજરને મળવા

જાય તો અંગ્રેજ મેનેજર હોય તો તો કોઈ દેશી નાના અમલ-દારને પોતાની વાત સમજાવી સંતોષ માનવો પડે છે. અરે, દેશી મેનેજર હોય તો પણ બે માણસો મોકળા મનથી અને ખુલ્લા દીલથી વાત કરે છે તેવી રીતે ભાગ્યે જ વેપારી અને બેંક મેનેજર વચ્ચે બને છે. આમ પરદેશી ઢબનું આંધળું અનુકરણ હિંદના નાણાવટામાં પ્રવર્તે છે. એ ખાસ જરૂરી છે કે બેંકો પોતાના ગ્રાહકોને બેંક સાથેના વ્યવહારમાં પોતાની માતૃભાષા વાપરવાની સરળતા કરી આપે અને પોતે પણ હિંદના શરાફો પાસેથી સાદાઈ અને કરકસરનો પાઠ શીખે.

ઉપર જોયું તેમ, હિંદની બેંકો અંગ ઉધાર નાણું ધીરતી નથી. આનું મુખ્ય કારણ એ છે કે આપણે ત્યાં દરેક વેપારી એક જ બેંકને વળગી ન રહેતાં બે ત્રણ જુદી જુદી બેંકોમાં ખાતાં ખોલાવે છે. આ માટે કદાચ એવી ડરકણ માન્યતા પ્રવર્તતી હોય છે કે એક જ બેંકમાં પોતાની બધી મૂડી રોકી હોય અને રખે તે તૂટે તો ? પણ આ માન્યતા બેંકો ઉપરનો સામાન્ય અવિશ્વાસ દર્શાવે છે. બેંકો તરફથી પૂરતો ફાયદો ઉઠા-વવા માટે બેંકો તરફ વિશ્વાસની દૃષ્ટિએ જોતાં શીખવું જ જોઇએ. ઇંગ્લંડમાં એક માણસ એક જ બેંકમાં ખાતું રાખતો હોવાથી બેંક તે માણસની નાણાકીય પરિસ્થિતિથી સંપૂર્ણ વાકેફગાર રહે છે; તેને જ્યારે જરૂર પડે ત્યારે બેંક જાણે છે કે મદદ માટે બીજે ક્યાંય જવાનું તેને સાધન નહિ હોવાથી પોતે પોતાથી બનતું કરે જ. હિંદમાં આમ બનતું નથી; એટલે ઘણી બેંકો સાથેના સંબંધનો મોહ છોડી એક બેંકને વળગી રહેવાની ટેવ કેળવવાની જરૂર છે.'

બેંક ધીરાણ કરતાં પહેલાં લોનની માગણી કરનારની સદ્ધ-રતાની ખાનગી રીતે બારીકાઈથી તપાસ કરી લે છે. ઈંગ્લંડ

અને યુરોપના બીજા દેશોમાં આવી વિશ્વાસદાયક માહિતી પૂરી પાડનારી ખાસ સંસ્થાઓ છે કે જેનો બેંકો તુરત લાભ ઉઠાવી શકે છે. હિંદમાં આવી સંસ્થાને અભાવે બેંકોને જરૂર પૂરતી માહિતી મેળવવાનું કામ મુશ્કેલ બને છે. એટલે અંગઉધાર નાણું ધીરવામાં તે જોખમ સમજે છે. આપણા દેશમાં પણ યુરોપના જેવી સંસ્થા અગર શરાફ મહાજન–બેંકર્સ એસોસીએશન–તરફથી કંઇક વ્યવસ્થા થાય એ ઇચ્છવા યોગ્ય છે.

તારણ વગર લોન નહિ જ આપવાની વૃત્તિનું બીજું પણ કારણ એ છે કે હિંદના કંપની એકટ મુજબ દરેક બેંકે પોતાના સરવૈયામાં તારણ લઇને અપાયેલી લોન અને તારણ વગર અપાયેલી લોનના આંકડા જુદા જુદા બતાવવા પડે છે. તારણ વગર મોટા પ્રમાણમાં ધીરાણ કરવું એ આપણા દેશમાં બેંકની સદ્ધરતા સૂચવતું નહિ હોવાથી ખાસ સંજોગો સિવાય બેંકો મિલકત સિવાય નાણાં ધીરતી નથી.

## ધીરાણ માટે લેવાતી જામીનગીરીના પ્રકાર

બેંકો મુખ્યત્વે કરીને નીચેની જામીનગીરી ઉપર લોન ધીરે છે.

(૧) સરકારી જામીનગીરી

(૨) લિમિટેડ કંપનીના શૅર

(૩) જિંદગીના વીમાની પોલીસીઓ

(૪) શીપીંગ (વહાણવટાના) દસ્તાવેજો

(૫) સ્થાવર અગર જંગમ મિલકત ( મકાન, જમીન કે માલ સામાન )

(૬) સદ્ધર આસામીની જામીનગીરી અગર કબુલત ચીઠ્ઠી અને હૂંડી.

સરકારી જામીનગીરીને સારામાં સારી સલામત તારણમાં લેવા લાયક મિલકત લેખવામાં આવે છે; કારણ કે લોન જો વખતસર ભરપાઈ ન થાય તો બેંક આવી મિલકતને તરત જ વેચી શકે છે. સરકારી જામીનગીરીના ભાવમાં સામાન્ય સંજોગોમાં કાંઈ ખાસ ધરખમ ફેરફારો ટુંક મુદતમાં થતા નથી અને તેના ખરીદનાર મેળવવામાં કશી મુશ્કેલી અનુભવવી પડતી નથી. સારી કંપનીના શેર ઉપર ધીરવામાં પણ બેંક જોખમ ખેડતી નથી. બેંક મોટે ભાગે શૅર પોતાના નામ ઉપર ચઢાવી લેવાની વ્યવસ્થા કરે છે અને લોન પાછી ભરાઈ જતાં મૂળ ધણીને તે શૅર પરત કરવામાં આવે છે. શૅર ઉપર ધીરતાં પહેલાં બેંકે એટલું જાણી લેવું ખાસ જરૂરી છે કે સારા પાયા ઉપર ચાલતી કોઇ સદ્ધર કંપનીના તે શૅર હોવા જોઈએ—ઉપરથી વધારે નફો બતાવતી કોઈ પરપોટા કંપનીના નહિ.

જિંદગીના વીમાની પોલીસીઓ ઉપર જો કે વીમા કંપનીઓ પોતે જ લોન આપે છે, છતાં બેંકો પાસે પણ તારણ તરીકે વીમાની પોલીસીઓ આવે છે. પોલીસી ઉપર જેટલા અને જેટલી રકમના પ્રિમીયમના હપ્તા ભરાયા હોય તેના ઉપર પોલીસીની "તુર્ત કિંમત" આંકવામાં આવે છે. આ કિંમતના ૯૦ થી ૯૫ ટકા સુધી જ લોન સામાન્ય રીતે ધીરી શકાય. બેંકે પોલીસી ઉપર લોન આપતાં પહેલાં વીમા કંપની પાસેથી આ 'તુર્ત કિંમત' નો આંકડો જાણી લેવો જરૂરી છે. બેંકે બીજી એ તકેદારી રાખવી જોઈએ કે લોન ભરપાઈ થાય ત્યાંસુધી પોલીસીનું પ્રિમીયમ લોન લેનાર નિયમીત ભરતો રહે છે કે કેમ? કારણ પ્રિમીયમ નહિ ભરવાના અંગે જો પોલીસી રદ બાતલ જાય તો બેંક પાસેનું તારણ નકામું બની જાય છે. પોલીસીને ફક્ત પોતાના કબજામાં રાખીને ઘણી બેંકો લોન આપે છે; પણ વધારે સલાહભર્યું એ છે કે પોલીસીને ખરેખર બેંકે

પોતાના નામ ઉપર ફેરવાવી તેની લેખીત ખબર વીમા કંપનીને તરત પહોંચાડવી જોઈએ. લોન લેનાર માણસ વખતસર પ્રિમીયમ ન ભરે તો બેંકે તેના વતી ભરી દઈ પોલીસીને ચાલુ રાખવા પ્રબંધ કરવો તે બેંકના હીતની વાત છે જો કે લોનના કરારમાં એક એવી શરત દાખલ કરેલી હોવી જોઈએ કે લોન લેનારના વતી બેંકે ભરેલા પ્રિમીયમની રકમ બેંકને ન ભરાય ત્યાં સુધી બેંક પોતાના કબજામાં પોલીસી રાખી શકશે.

રેલ્વે રસીદ, બીલ ઓફ લેડીંગ (પરદેશ માલ મોકલતી વખતે સ્ટીમરના સત્તાવાળાઓ પાસેથી માલ સલામત રીતે સ્ટીમર ઉપર અમુક સ્થળે પહોંચાડવા માટે મળ્યો છે તેનો દાખલો કે જેની ત્રણ નકલ આપવામાં આવે છે) ગોદામમાં માલ પડયો હોવાનો દાખલો, માલના વીમાની પોલીસી, ભરતીયું અથવા તો આવા જે કોઈ દસ્તાવેજો માલની માલિકી દર્શાવનારા હોય તેની ઉપર પણ બેંક લોન આપે છે. આ દસ્તાવેજો એકના નામ ઉપરથી બીજાના નામ ઉપર તેના ઉપર સહી કરીને ફેરવી શકાય છે. આ દસ્તાવેજો વગર ડૉક (ધકકા) પરથી માલનો કબજો મેળવી શકાતો નથી. આવા દસ્તાવેજો ઉપર ધીરાયેલી રકમ ટુંક મુદતમાં પાછી ફરે છે કારણ વધારે વખત માલ ધકકા ઉપર રાખી ઈતર ખર્ચામાં પડવાનું કોઈ પસંદ કરે નહિ. વેપારી બેંકો કરતાં હૂંડિયામણની બેંકો આવા દસ્તાવેજો ઉપર મોટા પ્રમાણમાં ધીરાણ કરે છે.

સ્થાવર મિલકતના ગીરો ઉપર ધીરવાનું બેંકો બહુ પસંદ કરતી નથી; કારણ પોતાની રકમ લાંબા વખતને માટે ગોંધી રાખવાનું તેઓને પાલવે નહિ. સ્થાવર મિલકતના દસ્તાવેજોને બેંકોએ કાયદાની દૃષ્ટિએ બહુ બારીકાઇથી તપાસી લેવા પડે છે; કારણ મિલકતની માલિકીના ઝઘડા આવી બાબતોમાં સામાન્ય

વસ્તુ થઈ પડી છે. મિલકતની કિંમતની આંકણી પણ અનુભવી એન્જીનીયરો અને દલાલો પાસે કરાવવી જોઇએ. તારણમાં લેવાયેલ મકાન કે ઇતર મિલકતનો વીમો લેવરાવી લેવો એ સલાહભર્યું છે.

મિલકતને અગાઉ જો કોઈ સ્થળે ગીરો મૂકેલી હોય તો બેંક તેના ઉપર બીલકુલ રકમ ધીરતી નથી. જંગમ મિલકત ઉપરના ધીરાણમાં ફક્ત માલનો કબજો લેવાનું અને લેખીત કરાર કરવા સિવાય વધારે વિધિ કરવાની હોતી નથી. સ્થાવર મિલકતની કિંમતમાં ૪૦ થી ૫૦ ટકા કરતાં વધારે રકમની લોન બેંક આપતી નથી. જ્યારે જે માલ અગર જામીનગીરીના જલદીથી પુરતાં નાણાં કરી શકાય તેના ઉપર ૭૦ થી ૮૦ ટકા સુધીનું ધીરાણ કરે છે.

સારી શાખ ધરાવતા આસામીઓ જો લોન લેનારના જામીન થતા હોય તો બેંકો જામીનની નાણાકીય સ્થિતિની બારીક તપાસ કરી જામીનખતમાં જરૂરી બધી કલમો દાખલ કરી નાણું ધીરે છે; જો કે આપણા દેશમાં બેંકો આ રીતે બહુ લોનો આપતી નથી. કારણ જામીનની આર્થિક સ્થિતિ કયારે પલટો લે એ કહી શકાય નહિ, અને તેવે પ્રસંગે લોનની રકમ વસૂલ કરવા માટે બેંક પાસે કશું સાધન રહેતું નથી.

## વેપારી બેંકોની પ્રગતિ માટે વિશાળ ક્ષેત્ર

એ તો દેખીતું છે કે દેશના વેપાર અને ઉદ્યોગની પ્રગતિ ઉપર બેંકોની પ્રગતિનો આધાર છે. હિંદી બેંકોનું ભાવિ આમ હિંદની ઔદ્યોગિક અને વેપારી પ્રગતિ ઉપર અવલંબે છે, પણ હિંદના ઘણા ઉદ્યોગો યુરોપિયન વહિવટ ( મેનેજિંગ એજન્સી )

નીચે ચાલતા હોવાથી અગર તો બહારથી શુદ્ધ સ્વદેશી જણાતી ઘણી કંપનીઓની શૅર મૂડી મોટે ભાગે પરદેશીઓએ પૂરી પાડેલી હોવાથી તેઓ પરદેશી બેંકો સાથેનો સંબંધ વધારે પસંદ કરે છે. હિંદી કંપનીઓને પણ પરદેશી બેંકોનો આશ્રય લેવો પડે છે; કારણ પરદેશી હૂંડિયામણની બેંકો, પરદેશી વીમા કંપનીઓ અને પરદેશી વહાણવટાની કંપનીઓ વચ્ચે ત્રિપક્ષી કરારની મૈત્રી જેવું છે. જે માલનો વીમો પરદેશી વીમા કંપનીઓમાં લેવાયેલો હોય તો જ પરદેશી માલ નિકાસ કરતા હિંદી વેપારીઓની હૂંડીઓ પરદેશી બેંકો વટાવી આપે છે. હિંદની પોતાની વહાણવટાની કંપનીઓ તો કમભાગ્યે દૂર દેશાવર જતી આગબોટો ધરાવતી જ નથી એટલે હિંદનો આયાત નિકાસનો બધો જ માલ પરદેશી આગબોટો મારફત જ આવજા થાય છે. આમ પરદેશી બેંકો જેમ પોતાના દેશની વીમા કંપનીઓ તથા વહાણવટાની કંપનીઓને ઉપકારક થઇ પડે છે, તેના બદલામાં પરદેશી બેંકો તેમના પ્રત્યેથી સહાનુભૂતિભરી વલણની આશા રાખે એ સ્વાભાવિક છે. એટલે હિંદી દલાલો કે આડતિયાઓ જે અંગ્રેજી પેઢીઓ મારફત કામ મેળવતા હોય તેમણે પણ પોતાની ઇચ્છા ન હોય છતાં પરદેશી કંપનીઓને જ કામ આપવું રહ્યું. હિંદની પોતાની હૂંડિયામણની બેંકો ન થાય ત્યાં સુધી તો આ દિશામાં સુધારો થવાની આશા વ્યર્થ છે.

હિંદી વેપારી બેંકોને પરદેશી હૂંડિયામણની બેંકોની હરિફાઇથી બહુ સહન કરવું પડે છે. તટસ્થ રીતે વિચાર કરતાં, પરદેશી બેંકો પોતાના કાર્યક્ષેત્ર–હૂંડિયામણના કાર્યની બહાર પગ મૂકી શકે નહિ. તેમ છતાં અમૃતસર અને અલ્હાબાદ જેવા દૂર દૂર આવેલાં શહેરોમાં પણ તેમણે શાખાઓ ખોલી પોતાના ગ્રાહકોનાં ચાલુ ખાતાં અને બાંધી મુદતનાં ખાતાં ખોલી નાણાં ધીરવાનું

વર્ષોથી આદર્યું છે. આ કામ વ્યાજબી રીતે વેપારી બેંકોનું છે એટલે મોટી મૂડી અને ભંડોળ ધરાવતી આ પરદેશી બેંકો સરકારી આશ્રયના ટેકા નિચે હિંદી બેંકોની પ્રગતિનો અવરોધ કરે છે એ સ્પષ્ટ થાય છે. આ પ્રશ્ન આપણે હૂંડિયામણની બેંકોના પ્રકરણમાં વિગતથી ચર્ચીશું.

ઇમ્પીરીયલ બેંક કે જે સરકારી રકમનો વગર વ્યાજે ઉપયોગ કરી શકે છે, જેને સમાન્ય જનતા સરકારી બેંક તરીકે જ પીછાને છે, જે સને ૧૯૩૫ સુધી તો મધ્યસ્થ બેંકનું કામ સંભાળતી હતી તે પણ વેપારી બેંકો માટે એક સબળ હરીફ રૂપ છે. આમ જ્યારે હિંદના શરાફો વેપારી બેંકો ઉપર એવો આરોપ મૂકે છે કે તેમણે શરાફોની પડતી કરવાના કામમાં મુખ્ય ભાગ ભજવ્યો છે ત્યારે વેપારી બેંકોને હૂંડિયામણની બેંકો તથા ઇમ્પીરીયલ બેંકે ફરીયાદનાં અનેક કારણો આપ્યાં છે. આમ વેપારી બેંકોના નશીબમાં તો બંને બાજુથી ભીંસાવાનું જ લખાયું હોય તેમ લાગે છે.

અસંખ્ય ગરીબ અને મધ્યમ વર્ગના માણસો, શ્રીમંતો, નોકરીયાતો, વેપારીઓ કે ખેડૂતો આજ દિન સુધી પોતે બચત કરી હોય તો તે બેંકમાં મૂકવાને બદલે ઘરમાં ખાડો ગાળી દાટી રાખવાનું અગર સોનાનાં ઘરેણા કરી પોતાની પત્નીને શણગારી ખુશ રાખવાનું વધારે પસંદ કરે છે.

રાષ્ટ્રના ધનનો મોટો ભાગ આમ છૂટો છવાયો અણુરોકાયેલો પડયો રહે છે. આ ધન કોઈ ઉત્પાદક કાર્ય કરી શકતું નથી. તે ઉપરાંત ઘરેણામાં રોકાયેલું ધન બીજી દ્રષ્ટિએ પણ રાષ્ટ્રના હિત વિરૂદ્ધ છે, કારણ ઘરેણાંનો ઘસારો અને બે કે પાંચ વર્ષે

ઘરેણાંના ઘાટમાં થતો ફેરફાર પચાસ વર્ષે એ ઘરેણાંના સોનાનો નાશ કરી નાંખે છે. આમ ઘરેણામાં રોકાયેલા રાષ્ટ્રના ધનના દર વર્ષે બે ટકાનો તો નકામો નાશ થાય છે. કરોડો રૂપીયા આમ જે જમીનના ગર્ભમાં કે બૈરાઓના અંગ ઉપર લદાએલા રહે છે તે બેંકોના હાથમાં આવે તો નાણાંની તંગીને અંગે જે વેપારની ખીલવણી થતી નથી અને નવા ઉદ્યોગો ખીલતા નથી તેમાં કેટલો બધો ફેર પડી શકે? એક ગણત્રી મુજબ હિંદમાં હરસાલ પાંચ કરોડ રૂપિયાનો કિંમતની ઘરેણાંનો ઘસારો થાય છે અને વ્યાજ ખાધ પણ બીજી પાંચ કરોડ રૂપીયા જેટલી તો ઓછામાં ઓછી આકારી શકાય. આમ વ્યવસ્થા અને વિશ્વાસના અભાવે નાહક હિંદના નાણાવટાને દશ કરોડ રૂપિયા જેટલું સોસવું પડે છે. દશ કરોડના વ્યાજ જેટલું ધન અવાવરૂ પડી રહી નાણાવટા અને તેને લીધે દેશના ઉદ્યોગધંધાના વિકાશને કેટલું ભયંકર રીતે સોસવું પડતું હશે, તેની કલ્પના સહેજે આવી શકે તેમ છે.

હિંદની સદ્ધર ગણાતી બેંકો પણ ટુંક મુદતની લોનથી જરાય આગળ વધતાં વધારે પડતી ડરે છે. યુરોપના દેશોમાં તો ઉદ્યોગમાં નાણું રોકતી જુદી ઔદ્યોગિક બેંકો છે એટલે વેપારી બેંકોને ફાળે આ કામ ત્યાં આવતું નથી. જ્યાં સુધી હિંદમાં તેવા પ્રકારની ખાસ બેંકો શરૂ ન થાય ત્યાં સુધી વેપારી બેંકોએ શું હાથ જોડીને બેસી જ રહેવું વ્યાજબી ગણાય? પરદેશમાં વેપારી બેંકો પણ શરૂઆતમાં છ મહિના માટે અપાયેલી લોન ચાર વખત તાજી કરી આપી બે વર્ષ સુધી પોતાના ગ્રાહકની જરૂરિયાત મુજબ રહેવા દે છે, કારણ થાપણોને ભલે આપણે ટુંક મુદતી કહીએ તો પણ શું બધી થાપણો મુદત પાકતાં જ ખેંચી લેવાય છે? તેને તેટલી મુદત માટે વારંવાર શું તાજી કરવામાં આવતી નથી? આમ જ્યાં સુધી પોતાનો ગ્રાહક પોતાનો ઉદ્યોગ

સફળતાથી ચલાવી શકે છે તેમ લાગે ત્યાં સુધી વેપારી બેંક ઇગ્લંડમાં સાધારણ લાંબી મુદત માટે પણ નાણું ધીરે છે.

અમેરિકાની અંદર વેપારી બેંકો લાંબી મુદતની લોનને સિદ્ધાંતની દૃષ્ટિએ પોતાના કાર્યક્ષેત્રની બહાર ગણે છે. પણ અમેરિકાના નાણાવટાની વાસ્તવિક પરિસ્થિતિના અભ્યાસીને ત્યાંની બેંકો કઇ નીતિ વ્યવહારમાં મૂકે છે તે તપાસતાં જણાઇ આવશે કે ત્યાંની વેપારી બેંકો પોતાની મૂડી સારા પ્રમાણમાં લાંબા વખતે પાકતી લોન આપવામાં રોકે છે. મોટા ઉદ્યોગને કાચા માલ ઉપર ધીરતાં ત્યાંની બેંકો જરાય અચકાતી નથી. આમ છતાંય અમેરિકન નાણાવટું વ્યવસ્થિત પાયા ઉપર ચાલતું નથી એમ કોણ કહી શકશે? હિંદની વેપારી બેંકો આના ઉપરથી પોતા પૂરતો ધડો કેમ ન લે?

દેશની અંદર હજુ વેપારી બેંકોના વિસ્તાર માટે ઘણું જ ઉજ્જ્વલ ભાવી છે. દેશના વિસ્તાર અને જરૂરિયાત પ્રમાણમાં તો હજુ સુધીની બેંકોની પ્રગતિ કાંઇ નથી. કારણ હિંદના કુલે ૨૫૦૦ શહેરોમાં ફકત ૪૮૦ શહેરોમાં જ બેંકની ઓફિસો છે અને તે પણ કુલે મળીને ૨૦૦૦ થી વધતી નથી. જ્યારે અમેરિકામાં કુલે ૨૫૦૦૦ બેંકની શાખાઓ છે, બ્રિટનમાં ૧૩૨૦૦ અને જર્મનીમાં ૩૪૦૦ બેંક ઓફિસો છે. આમ હિંદની વસતિ જોતાં ૧૮૦૦૦૦ માણસે એક બેંકની શાખાની સરેરાશ આવે છે, જ્યારે બ્રિટનમાં દર ૪૮૮૦ માણસે એક બેંકની શાખા આવે છે.

હિંદની બેંકોની ભરપાઈ થયેલી મૂડી તથા અનામત ફંડની દૃષ્ટિએ ચાર ભાગ પાડી શકાય: (૧) જે બેંકની મૂડી તથા

અનામત ભંડોળ રૂા. ૫ લાખ અગર તેથી વધારે હોય તે; (૨) રૂા. ૧ લાખ અને ૫ લાખ વચ્ચે હોય તે; (૩) રૂા. ૫૦૦૦૦ અને રૂા. ૧ લાખની વચ્ચે હોય; અને (૪) જેની મૂડી તથા અનામત ભંડોળ રૂા. ૫૦૦૦૦ થી પણ ઓછા હોય તે.

## હિંદની વેપારી બેંકોની પ્રગતિ દર્શાવતું કોષ્ટક

### પ્રથમ વર્ગની બેંકો (રૂા. લાખમાં)

| વર્ષ | કેટલી બેંકોના આંકડા ગણવામાં આવ્યા છે? | ભરપાઈ થયેલી મૂડી | આનામત ફંડ | થાપણ | રોકડ સિલક | કુલ ધીરાણ વટાવેલી હૂંડીઓ તથા | જામીનગીરીમાં રોકાણ સરકારી તથા ઇતર |
|---|---|---|---|---|---|---|---|
| ૧૮૮૦ | ૩ | ૧૮ | ૩ | ૬૩ | ૧૭ | — | — |
| ૧૯૦૦ | ૯ | ૮૨ | ૪૬ | ૮૦૮ | ૧૧૯ | — | — |
| ૧૯૧૦ | ૧૬ | ૨૭૬ | ૧૦૧ | ૨૫૬૬ | ૨૮૦ | — | — |
| ૧૯૨૦ | ૨૫ | ૮૩૭ | ૨૫૫ | ૭૧૧૫ | ૧૬૩૧ | — | — |
| ૧૯૩૦ | ૩૧ | ૭૩૭ | ૪૪૩ | ૬૩૨૬ | ૭૬૮ | — | — |
| ૧૯૩૫ | ૩૮ | ૮૧૭ | ૫૦૨ | ૮૪૪૫ | ૧૯૧૨ | ૪૨૨૦ | — |
| ૧૯૩૭ | ૩૯ | ૭૨૫ | ૫૪૩ | ૧૦૦૨૭ | ૧૬૮૨ | ૫૫૦૭ | ૩૭૬ |
| ૧૯૩૯ | ૫૧ | ૮૨૬ | ૫૩૧ | ૧૦૦૭૩ | ૧૬૭૨ | ૫૭૮૬ | ૩૮૯ |
| ૧૯૪૦ | ૫૮ | ૯૦૯ | ૫૫૭ | ૧૧૩૯૮ | ૨૬૨૬ | ૫૪૪૪ | ૪૫૨ |
| ૧૯૪૧ | ૬૩ | ૧૦૧૩ | ૬૦૬ | ૧૩૭૬૪ | ૨૫૬૯ | ૬૮૯૫ | ૬૧૫૫ |
| ૧૯૪૨ | ૬૯ | ૧૨૬૧ | ૬૪૧ | ૨૦૨૭૫ | ૪૭૨૯ | ૬૮૧૫ | ૧૦૬૫ |
| ૧૯૪૩ | ૯૨ | ૧૮૬૭ | ૭૮૧ | ૩૩૮૯૯ | ૮૨૯૩ | ૧૧૭૨૪ | ૧૬૯૫૩ |

## બીજા વર્ગની બેંકો

| વર્ષ | કેટલી બેંકોના આંકડા ગણવામાં આવ્યા ? | ભરપાઇ થયેલી મૂડી | અનામત ફંડ | થાપણો | રોકડ સિલક | વટાવેલી હૂંડીઓ તથા કુલ ધીરાણ | જમીનગીરીમાં રોકાણ સરકારી તથા ઇતર |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૨૦ | ૩૩ | ૬૧ | ૨૦ | ૨૩૩ | ૪૨ | — | — |
| ૧૯૩૦ | ૫૭ | ૯૧ | ૫૦ | ૪૩૯ | ૫૨ | — | — |
| ૧૯૩૭ | ૧૦૮ | ૧૪૪ | ૭૩ | ૮૨૯ | ૧૩૩ | ૭૪૬ | ૧૦૩ |
| ૧૯૪૦ | ૧૨૨ | ૧૬૭ | ૭૬ | ૧૧૦૪ | ૨૨૪ | ૮૧૪ | ૨૦૮ |
| ૧૯૪૧ | ૧૨૫ | ૧૮૩ | ૭૨ | ૧૧૪૫ | ૨૬૭ | ૮૩૮ | ૨૭૪ |
| ૧૯૪૨ | ૧૩૬ | ૧૯૯ | ૭૧ | ૧૫૬૦ | ૪૫૯ | ૧૦૦૮ | ૩૫૭ |
| ૧૯૪૩ | ૧૫૨ | ૨૪૪ | ૭૨ | ૨૦૮૯ | ૬૬૯ | ૧૨૫૩ | ૪૭૫ |

## ત્રીજા વર્ગની બેંકો

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩૯ | ૧૧૨ | ૬૧ | ૧૬ | ૨૯૮ | ૫૧ | ૨૬૫ | ૪૫ |
| ૧૯૪૩ | ૧૪૧ | ૭૮ | ૨૦ | ૬૨૫ | ૧૯૭ | ૪૧૧ | ૧૦૫ |

## ચોથા વર્ગની બેંકો

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩૯ | ૪૦૦ | ૬૨ | ૧૪ | ૨૬૩ | ૩૮ | ૨૮૬ | ૨૩ |
| ૧૯૪૩ | ૧૩૩ | ૧૮ | ૪ | ૭૪ | ૧૩ | ૬૯ | ૬ |

## વેપારી બેંકોની નાણાકીય સદ્ધરતા

હિંદની ખાસ કરીને મોટી બેંકો પોતાની ઉપરની જવાબદારી( થાપણો તથા દેવું )ના ૧૫ થી ૨૦ ટકા જેટલી રકમ હાથ ઉપર રોકડ તરીકે રાખે છે. જો કે છેલ્લા વીસ વર્ષમાં બેંકો ઉપર જનતાનો વિશ્વાસ વધતાં અને બેંકોએ વધારે અનુભવ મેળવ્યો હોવાને અંગે આ ટાકવારીમાં ઘટાડો થયેલો જણાય છે.

કેટલા ટકા હાથ ઉપર રાખવા તેના માટે ખાસ કોઇ કાયદો કે નિયમન નથી. ઉપર પ્રમાણેની રકમ હાથ ઉપર રાખવા ઉપરાંત બેંકો અમુક નાણું એવી રીતે રોકે છે કે જે તુરત જ બેંકને જરૂર જણાંતાં મેળવી શકાય. દા. ત. ચોવીસ કલાકની મુદત અગર તેથી પણ ઓછી મુદત માટે બેંકો અર્ધાથી પોણા ટકાના વ્યાજે નાણું ધીરે છે, કે જે ગમે તે મીનીટે બેંકો પાછું માગી શકે છે. તે ઉપરાંત સારી એવી રકમ બેંકો સરકારી જામીનગીરીમાં રોકે છે કે જેનાં રોકડા નાણાં ગમે તે વખતે કરી શકાય.

પરદેશની બેંકો તો હિંદની બેંકો કરતાં ઘણી ઓછી રકમ હાથ ઉપર રાખે છે. છતાં તેઓ પોતાનું હરહમેશનું કામકાજ અત્યંત સરળતાથી ચલાવી શકે છે. હિંદની તથા પરદેશોની બેંકો પોતા ઉપર જવાબદારીના કેટલા ટકા હાથ ઉપર તથા મધ્યમ બેંક પાસે રાખે છે તે નીચેની ટકાવારીથી જણાશે.

| | |
|---|---|
| અમેરિકાની બેંકો | ૧૦ ટકા. |
| ઇંગ્લંડની બેંકો | ૧૧ ટકા. |
| કેનેડાની બેંકો | ૧૧ ટકા. |
| હિંદની પ્રથમ વર્ગની બેંકો | ૧૯ ટકા. |

## હિંદની વેપારી બેંકો તથા ઇતર બેંકોની

## પ્રગતિ દર્શાવતું કોષ્ટક ( થાપણની દૃષ્ટિએ ).

( રૂા. કરોડમાં )

| સને | વેપારી બેંકો | | ઇમ્પીરીયલ બેંકની ખાનગી થાપણો | હૂંડિયામણની બેંકો | | કુલ થાપણો |
|---|---|---|---|---|---|---|
| | બેંકની સંખ્યા | થાપણો | | બેંકની સંખ્યા | થાપણો | |
| ૧૯૦૫ | ૯ | ૧૨ | ૨૨ | ૧૦ | ૧૭ | ૫૧ |
| ૧૯૧૫ | ૪૫ | ૧૯ | ૩૯ | ૧૧ | ૩૩ | ૯૧ |
| ૧૯૨૫ | ૭૪ | ૫૮ | ૭૮ | ૧૮ | ૭૧ | ૨૦૭ |
| ૧૯૨૮ | ૭૪ | ૬૬ | ૭૧ | ૧૮ | ૭૧ | ૨૦૮ |
| ૧૯૩૦ | ૮૧ | ૬૮ | ૭૭ | ૧૮ | ૬૮ | ૨૧૩ |
| ૧૯૩૨ | ૮૬ | ૭૬ | ૬૮ | ૧૮ | ૭૩ | ૨૧૭ |
| ૧૯૩૪ | ૧૦૫ | ૮૨ | ૭૪ | ૧૭ | ૭૧ | ૨૨૭ |
| ૧૯૩૬ | ૧૧૩ | ૧૦૪ | ૭૯ | ૧૯ | ૭૫ | ૨૫૮ |
| ૧૯૩૮ | ૧૬૩ | ૧૦૭ | ૮૨ | ૧૭ | ૬૭ | ૨૫૬ |
| ૧૯૩૯ | ૧૭૦ | ૧૧૦ | ૮૮ | ૧૯ | ૭૪ | ૨૭૨ |
| ૧૯૪૦ | ૧૮૦ | ૧૨૫ | ૯૬ | ૨૦ | ૮૬ | ૩૦૭ |
| ૧૯૪૧ | ૧૮૮ | ૧૪૯ | ૧૦૯ | ૧૭ | ૧૦૭ | ૩૬૫ |
| ૧૯૪૨ | ૨૦૫ | ૨૧૭ | ૧૬૩ | ૧૬ | ૧૧૬ | ૪૯૬ |
| ૧૯૪૩ | ૨૪૪ | ૩૫૯ | ૨૧૫ | ૧૬ | ૧૪૦ | ૭૧૪ |

બીજા દેશોની સરખામણીમાં આપણે આ દિશામાં અત્યંત પછાત છીએ. પ્રો. મુરંજનની ગણત્રી મુજબ હિંદમાં ૧૯૩૨ ચોરસ માઇલે ફક્ત એક બેંકની ઓફિસ છે; જ્યારે ઇંગ્લંડમાં ફક્ત ૭ ચોરસ માઇલે એક ઓફિસ આવે છે. હિંદમાં સરેરાશ એક માથા દીઠ ૧૦ શીલીંગની થાપણ આવે છે જ્યારે અમેરિકામાં ૧૩૧૭, ઇંગ્લાંડમાં ૧૧૬૪ અને જર્મનીમાં ૨૧૨ શીલીંગ આવે

છે. આનો અર્થ એ નથી કે હિંદની અંદર વધારે બહોળા પ્રમાણમાં થાપણો મેળવવાનું હવે ક્ષેત્ર જ નથી. બેંકોની સવલતો વધતાં આપોઆપ થાપણો વધવાનો સંભવ છે. કારણ દૂરની બેંકની શાખામાં થાપણ મૂકવા ઉપાડવાનું કામ અગવડતા ભર્યું હોવાથી લોકો અત્યારે બેંકોનો ઉપયોગ કરવાનું પસંદ કરતા નથી.

## બેંકોનો કાયદો

બેંકો ઉપર નિયમન કરવા હિંદમાં કોઇ ખાસ બેંકનો સ્વતંત્ર કાયદો હજુ સુધી છે નહિ. હિંદની કંપની એક્ટની કલમો બીજી કંપનીઓની માફક જ નાણાવટાના ધંધા કરતી કંપનીઓને લાગુ પડે છે. ફક્ત નીચેની કલમો બેંક કંપનીઓને જ લાગુ પડે છેઃ

(૧) કોઈ પણ બેંકની મેનેજિંગ એજન્સી ફક્ત કોઈ બેંકથી રાખી શકાય પણ કોઇ વ્યક્તિ કે ઇતર કંપનીથી નહિ. આ સુધારો કરવાનું ખાસ કારણ એ છે કે મેનેજિંગ એજન્સીની પ્રથા જ એક તો મૂળમાંથી સડી ગઇ છે. હિંદ સિવાય બીજા કોઈ દેશમાં આ પ્રથા પ્રચલિત નથી; છતાંય હિંદમાં જ્યારે ઉદ્યોગ પગભર થવા મથતો હોય ત્યારે કાબેલ માણસોએ અપૂર્વ સાહસ ખેડી મથન કર્યું તેના અંગે હિંદનું ઔદ્યોગીકરણ કાંઈક ઝડપી થયું છે તેમ સ્વીકાર્યાં વિના ચાલે તેમ નથી. પણ પછી તો શેરની મૂડીવાળી કંપનીઓનો વહિવટ ભાગીદારોના હાથમાં રહેવાને બદલે મેનેજિંગ એજન્ટો ધણીરણી થઈ પડયા; અને કંપનીનું ભંડોળ કેમ ઊભું કરવું, કેમ વાપરવું, માલની ખરીદી તથા વેચાણ કરવું, નફાની વહેંચણી વગેરે બાબતોમાં પોતે ખુલ્લં-ખુલ્લા ધણીરણી થઈ પડયા અને પોતાના સ્વાર્થ આગળ કંપનીના સ્વાર્થને ગૌણ ગણવા લાગ્યા. એટલે સરકારને મેનેજિંગ એજન્સીની

પ્રથા ઉપર કાપ મુકવા ફરજ પડી. નાણાવટાના ધંધામાં તો વિશ્વાસ મુખ્ય ચીજ છે અને બેંકના મેનેજિંગ એજન્ટો જો, જનતાના નાણાંનો પોતાના સ્વાર્થ ખાતર ગેરઉપયોગ કરે તો તે બેંકનું શું ભાવી થાય તે સહેલાઇથી સમજી શકાય તેમ છે.

(૨) દરેક બેંકે પોતાની મુદતી જવાબદારીના ૧½ ટકા અને ચાલુ જવાબદારીના ૫ ટકા જેટલી રકમ હાથ ઉપર રોકડ તરીકે હંમેશ રાખવાનું પણ હવે ઠરાવવામાં આવ્યું છે. જો કે આટલી રકમ બેંકના હરહંમેશના કામકાજ માટે બસ થઇ રહેશે તેમ નથીઃ પણ સને ૧૯૧૪ થી ૧૯૨૩ સુધીમાં તૂટેલી ઘણી બેંકોના ચોપડા તપાસતાં આટલી રકમ પણ તેઓ હાથ ઉપર રોકડ તરીકે રાખતા નહિ તેવું માલૂમ પડયું હતું. એટલે નિદાન આટલા ટકા તો હાથપર રાખવા જ એવું કાયદાએ ઠરાવ્યું છે. જો કે રીઝર્વ બેંકે માન્ય કરેલી બેંકોએ પોતાની મુદતી તથા ચાલુ જવાબદારીના અનુક્રમે ૨½ અને ૫ ટકા રીઝર્વ બેંકની પાસે વગર વ્યાજે મૂકવા પડે છે તે તો જુદા જ.

(૩) કોઇ પણ બેંકની વસૂલ થએલી મૂડી રૂ. ૫૦૦૦૦)ની થાય ત્યાં સુધી તે બેંકે પોતાનું કામકાજ શરૂ ન કરવું તેમ પણ કાયદાએ ઠરાવ્યું છે. આપણે જોઇ ગયા કે અગાઉ ફડચામાં ગયેલી ઘણી બેંકોની મૂડી પૂરી પાંચ હજારની પણ ન હતી. એવા નબળા પાયા ઉપર લાખોની થાપણો લેવી એ જોખમકારક જ ગણાયને ? આ કલમથી પરપોટા કંપનીઓ શરૂ થતી અટકશે.

(૪) દરેક બેંકે પોતાના વાર્ષિક નફાના ૨૦ ટકા અનામત ફંડ ખાતે લઈ જઈ પછી જ વ્યાજ જાહેર કરવું. આ અનામત ફંડ પોતાની મૂડી જેટલું થઈ જાય પછી વધારે રકમ અનામત ફંડ ખાતે લઇ જવી કે કેમ તે બેંકની મરજી ઉપર છોડવામાં આવ્યું છે. આ અનામત ફંડ સરકારની જામીનગીરી ખરીદવામાં

રોકવું તેમ પણ કાયદામાં ઠરાવવામાં આવ્યું છે. આમ થવું ઘણું જરૂરી હતું; કારણ ઘણી બેંકો પોતે કરેલ નફાની દૃષ્ટિએ જે વ્યાજ વહેંચવું વ્યાજબી હોય તેના કરતાં વધારે પડતું વ્યાજ પોતાનું બહાર સારું દેખાય તે હેતુથી બહાર પાડતી.

(૫) નાણાકિય મુશ્કેલીમાં આવી પડેલી બેંકોને પોતે બીજી યોગ્ય વ્યવસ્થા કરી શકે તેટલી મુદત સુધી કાયદાએ રક્ષણ આપવું જરૂરી છે; કારણ ઘણી વાર સદ્ધર બેંક માટે પણ બજારમાં ખોટી અફવાઓ ફેલાતાં બેંક ઉપર દરોડો પડે છે. આવે વખતે કોઈ લેણદારો બેંક ઉપર તકાદો કરે કે તેના સામે કશાં પગલાં લે તો બેંકના બાર જ વાગી જાય તે દેખીતું છે. આમ ન બનવા પામે તે માટે કાયદાએ વડી અદાલતોને સત્તા આપી છે કે બેંકની માગણી થતાં કોર્ટે અમુક દિવસ સુધી બેંક વિરુદ્ધ કોઈ પણ માણસે કાંઈ પણ પગલું ન ભરવાનો હુકમ કરવો. આ સમય દરમ્યાન બેંક નાણાકિય વ્યવસ્થા કરી શકે અને બધા થાપણદારોનાં તથા ભાગદારોનાં હિત જોખમાતાં બચી જાય.

સને ૧૯૩૬ ના કાયદાની બીજી પણ એક એ વિશિષ્ટતા છે કે: "બેંક"ની વ્યાખ્યા તેમાં આપવામાં આવી છે. અત્યાર સુધી કાયદો "બેંક એટલે શું?" તે પ્રત્યે કશો પ્રકાશ ફેંકતો નહિ. હવેથી કંપની એકટ પ્રમાણે જે કંપની પોતાના મુખ્ય ધંધા તરીકે ચાલુ ખાતા ઉપર અગર ઈતર રીતે થાપણો લેતી હોય અને આ થાપણોને ચેક અગર ડ્રાફટથી પાછી ખેંચવા દેતી હોય તેને બેંક કહેવી તેમ ઠરાવવામાં આવ્યું છે. પછી ભલે આ ઉપરાંત તે કંપની આ કલમની નીચે એક લાંબી યાદી આપવામાં આવી છે તેમાંનું કાંઈ કામ કરતી હોય કે નહિ.

## રિઝર્વ બેંકનો "બેંક એકટ" માટેનો ખરડો

આપણે અગાઉ જોયું કે આપણા દેશમાં બેંકનો સ્વતંત્ર કાયદો નથી. જુદા જુદા કાયદાની અમુક અમુક કલમો બેંકોને

લગાડવામાં આવે છે. બેંકોના કામને નિયમનમાં રાખવા, બેંકોના ગ્રાહકોનાં હિતનું રક્ષણ કરવા અગર બેંકને મુશ્કેલીના સમયમાં મદદગાર થવા માટેની ખાસ કલમો બેંકને લાગુ પડતા સ્વતંત્ર કાયદામાં દાખલ કરવી જરૂરી છે. અત્યાર સુધીમાં નાણાવટા ઉપર જે જે આપત્તિઓ આવી છે અને જે બેંકો તૂટી છે તેનો મોટો ભાગ બેંકોના નિયમનની ખામીને અંગે જ છે. રિઝર્વ બેંકના સ્થપાયા બાદ આ દિશામાં કાંઇ સક્રિય પગલાં લેવામાં આવશે જ, તેની કાગને ડોળે રાહ જોવાઇ રહી હતી. સને ૧૯૩૯ માં રિઝર્વ બેંકે "ઇન્ડીયન બેંક એકટ" માટેનો ખરડો તૈયાર કરી બહાર પાડયો. જો લડાઈ વચ્ચે ન આવી હોત તો કદાચ આજ સુધીમાં આ કાયદો કયારનો અમલમાં આવી ચૂકયો હોત, આ ખરડામા ધ્યાન ખેંચે તેવી નીચેની કલમોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

જ્યાં સુધી એક લાખ રૂપિયાની મૂડી અને અનામત ફંડ ન થાય ત્યાં સુધી કોઈ કંપનીથી બેંકનું કામકાજ હાથ ધરી શકાશે નહિ. અગર જો તે મુંબઈ અગર કલકત્તામાં ધંધો કરતી હોય તો દરેક સ્થળ માટે કમમાં કમ રૂપિયા પાંચ લાખની મૂડી અને અનામત ફંડ, રિઝર્વ બેંક જે એક યાદી તૈયાર કરે તેમાંના એક લાખથી વધારે વસતિવાળા શહેરમાં કામ કરવા માટે કમમાં કમ બે લાખની મૂડી તથા અનામત ફંડ અને જે પ્રાંતમાં બેંકની મુખ્ય ઓફિસ હોય તે પ્રાંતની બહાર કામ કરવું હોય તો વીસ લાખ રૂપિયાની મૂડી તથા અનામત ફંડ હોવું જરૂરી છે. (આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે કોઈ બેંકે પોતાનું કાર્યક્ષેત્ર વિશાળ કરતાં પહેલાં પોતાની શક્તિમાં કાયદેસર જોઇતો વધારો કરી લેવો પડશે.)

બેંકની સત્તાવાર મૂડી કરતાં ભરાયેલી મૂડી અર્ધાંથી ઓછી હોવી જોઇએ નહિ અને ભરાયેલી મૂડી કરતાં વસૂલ થયેલી મૂડી

અર્ધાંથી ઓછી હોવી જોઇએ નહિ. (સને ૧૯૧૩ થી ૧૯૨૩ સુધીમાં જે બેંકો તૂટી હતી તેમાંની ઘણી બેંકોની સત્તાવાર મૂડી લાખો રૂપિયા હતી જ્યારે વસૂલ થયેલી મૂડી કોઈ કોઈ કિસ્સામાં ફક્ત અમુક હજાર જ હતી). દરેક બેંકે પોતાની કુલ જવાબદારીના ૩૦ ટકા જેટલી રકમ પોતાના હાથ ઉપર રોકડ અગર માન્ય થયેલી જામીનગીરીમાં રાખવી પડશે. એવી એક કલમ પણ આ ખરડામાં ઉમેરવામાં આવી છે કે બેંક પાસે પોતા ઉપરની જવાબદારીના ૭૫ ટકા કરતાં ઓછી મિલ્કતની અસ્કયામતો કોઈ પણ સંજોગોમાં હોવી જોઇએ નહિ.

દર વર્ષના ફેબ્રુઆરીની પહેલી તારીખે દરેક બેંકે પાછલા ડિસેંબરના આખર દિવસે પોતાની જવાબદારી તથા બ્રિટીશ હિંદમાં અસ્કયામતો કેટલી હતી તે આંકડા રિઝર્વ બેંકને રજૂ કરવા પડશે.

આવો કાયદો અમલમાં આવતાં બેંકોનું કામકાજ વધારે સદ્ધર અને સુવ્યવસ્થિત પાયા ઉપર ચાલશે.

વિશ્વયુદ્ધને અંગે બેંકીંગ કંપનીના કાયદાના ખરડાનો પ્રશ્ન જે ખોરંભે પડેલો તે હવે તાજેતરમાં પ્રકાશમાં આવવા લાગ્યો છે અને સરકારે આ ખરડો જનતાના લક્ષમાં આવે તે માટે ફરતો મૂકયો છે. આ ખરડો કાયદાનું સ્વરૂપ લે તે પહેલાં તેને અંગે કશો ઉલ્લેખ કરવો એ સલાહભર્યું નથી છતાં એટલું તો કહેવું જ જોઇએ કે બેંકો નાણાંકીય મુશ્કેલીમાં આવે–તેમના ઉપર કટોકટી આવીને ખડી રહે ત્યારે દેશની મધ્યસ્થ બેંક સમી રિઝર્વ બેંકે કેવું વલણ લેવું, કટોકટીમાંથી બેંક સાંગોપાંગ પાર ઉતરે માટે કેવી મદદ કરવી તેની કશી સ્પષ્ટ જોગવાઈ હજુ તેમાં થઇ નથી. ઉપરાંત કોઇ બેંકો અમુક અવિચારી કામ હાથ લેતી હોય તો તેને રિઝર્વ બેંકે અટકાવવાની ફરજ છે કારણ એક

બેંક તૂટવાથી સારાયે નાણાંતંત્ર ઉપર આફત ફરી વળતી હોવાથી રિઝર્વ બેંકે દરેક નોંધાયેલી બેંક ઉપર ચોકી તો રાખવી જ જોઇએ.

તે ઉપરાંત હિંદમાં હૂંડીઓ વધુ લોકપ્રિય બને, હૂંડીના વટાવ માટે જોગવાઈ થાય તેને અંગે પણ આ ખરડામાં ઉલ્લેખ નથી.

રાષ્ટ્રીય સરકારના સત્તા ઉપર આવ્યા બાદ સર્વગ્રાહી કાયદો ઘડવાની પૂરી જરૂર છે અને બેંકો ફક્ત પોતાના નફા માટે જ નહિ પરંતુ દેશના ઉદ્યોગીકરણ તથા વેપારના પ્રોત્સાહન માટે ઉપયોગી નીવડે તે પ્રકારની વ્યવસ્થા થવી જરૂર છે, પરંતુ રિઝર્વ બેંક હાલ મધ્યસ્થ સરકાર અને તે પણ પરદેશી સરકારના હાથમાં જેમ રમકડા માફક છે ત્યાં સુધી હિંદી બેંકો રાષ્ટ્રીય હેતુઓ બર લાવી શકે તેમ માની શકાય નહિ. રિઝર્વ બેંકનું રાષ્ટ્રીયકરણ એ દૃષ્ટિએ પહેલી તકે આવશ્યક છે.

## વેપારી બેંકોનો સરકારી જામીનગીરી પ્રત્યે મોહ

હિંદની બેંકો માટે ટુંક મુદતમાં નાણાંના રોકાણ માટે હજુ સુધી કોઈ બજાર તૈયાર થઇ શક્યું નથી; અને તેને અંગે બેંકોને પોતાનું નાણું વધારે પડતું સરકારી જામીનગીરીમાં રોકી રાખવું પડે છે. જો કે સરકારી જામીનગીરીનું રોકાણ બેંકની સદ્ધરતા વધારે છે પણ કેવળ સદ્ધરતા સાચવીને કાંઇ બેસી રહેવાય નહિ. બેંકોને બે ધ્યેયને પહોંચી વળવાનું છેઃ જેમ બને તેમ પોતાનું કાર્યક્ષેત્ર વિસ્તારી પોતાના ગ્રાહકોને વધારે મદદકર્તા થઇ પડવું; અને બીજું વધારે નફો કરી વધારે નફો વહેંચવો. સરકારી જામીનગીરી અત્યારે બેંકોને પહેલાના જેટલું સારું વ્યાજ અપાવતી નથી. એટલે જામીનગીરીનું રોકાણ ઘટાડી બીજી દિશામાં રોકાણ કરવું વ્યાજબી છે. ઇંગ્લેંડની બેંકોએ પણ ગયા વિશ્વ-યુદ્ધમાં સરકારી જામીનગીરીમાં ૪૦ કરોડ પાઉંડનું રોકાણ કર્યું

હતું તે સને ૧૯૩૭ માં ઘટાડીને ૨૯ કરોડનું કરી નાખ્યું; અને આમ વધારાના ૧૧ કરોડ પાઉંડનો ઉપયોગ વેપારીઓને ધીરવામાં કર્યો.* તેવી રીતે હિંદની બેંકોએ પણ ધીમે ધીમે સરકારી જામીનગીરી પ્રત્યેનો વધારે પડતો મોહ છોડવો જોઇએ.

## વેપારી બેંકોને મળવી જોઇતી સરકારી સવલતો

હિંદી બેંકોની આ ધીમી પ્રગતિમાં સુધારો કરવા હિંદી સરકારે શું કર્યું છે? ખાનગી ધંધો પોતાનો માર્ગ આપમેળે ખોળી લેશે તેવી ઉદાસીન વૃત્તિ સરકારે નાણાવટાના ધંધા પ્રત્યે દાખવી છે. નાણાંની સસ્તે ભાવે હેરફેર કરી આપવા સિવાય સરકાર તરફથી હિંદની બેંકોને બીજી કશી સગવડ હજુ સુધી મળી નથી. પણ આ સવલત તો હિંદમાં કામ કરતી પરદેશી બેંકો પણ ભોગવે છે. હિંદી બેંકો અને પરદેશી હૂંડિયામણની બેંકોના અસમાન છાબડાઓમાં કસતા છાબડાને મદદ રૂપ થઇ તે સબળ બને ત્યાં સુધી પ્રોત્સાહનરૂપ થવું તે સરકારની ફરજ છે. છેલ્લા ત્રીસ વર્ષમાં હૂંડિયામણની બેંકો જેટલી ફાવી તેટલા પ્રમાણમાં આપણી બેંકો કેમ આગળ વધી શકતી નથી? દિનપરદિન બદલાતા જતા આર્થિક તંત્રની સાથે દેશનું નાણાવટું પણ કેમ આગેકૂચ ન કરી શક્યું? આના પરિણામે આપણે જોઇએ છીએ કે પરદેશી બેંકો મુંબઈ, કલકત્તા અને બીજાં બંદરો તથા દેશની અંદરનાં શહેરોમાં પોતાનો કેવો અડ્ડો જમાવી બેઠી છે? જો પ્રથમથી જ હિંદી બેંકોના હાથ મજબુત કરવામાં આવ્યા હોત તો પરદેશી બેંકોને હાથ ગયેલું કામ આપણી બેંકો ન મેળવી શકી હોત? સહકારી બેંકોને અમુક સવલતો આપતી વખતે સરકાર એવી દલીલ કરે છે કે આ બેંકો તો વ્યાજના દર ઘટાડી ખેડૂત વર્ગને ઉપકારક કાર્ય બજાવી રહી છે; અને ખેડૂત વર્ગ

* પ્રેઝન્ટ ડે બેંકિંગ ઇન ઇન્ડીઆ, રાવ; પા. ૨૧૫

સધન બનતાં પછી દુષ્કાળ જેવા સમયમાં તે વર્ગને મદદ કરવા સરકારી જવાબદારી આપોઆપ નાબૂદ થશે. પણ જો ખેડૂત વર્ગ સરકારને જમીન મહેસૂલ કમાવે છે તો વેપારી વગર સરકાર માટે આવકનું ઓછું સાધન છે? વેપારી બેંકોના હિતમાં તો જાહેરમાં વ્યાપક હિત સમાએલાં છે, એમ કહીને જો તેને નિયમનમાં લાવવા સરકાર અંકુશો ઘડે છે, તો બેંકોને જાહેર ઉપયોગની સંસ્થા ગણી અમુક સવલતો આપવી કેમ ઇષ્ટ ગણતી નથી? ઇમ્પિરીયલ બેંકને નવી શાખાઓ ખોલવામાં જેમ સરકાર મદદ આપતી તેવી જ મદદ વેપારી બેંકોને નવી શાખાઓ ખોલતાં કેમ ન આપી શકાય? વેપારી બેંકો માટે નવી શાખાઓ ખોલવાનું એટલા માટે મુશ્કેલ બને છે કે શરૂઆતનાં પાંચેક વર્ષ નવી શાખા નફો કરી શકતી નથી; અને નવી શાખાઓ ખોલી નુકશાની ભોગવવા પૂરતી આપણી બેંકોની હજુ તેવડ હોતી નથી. રિઝર્વ બેંક જો નવી શાખામાં શરૂઆતના અમુક વર્ષ અમુક શરતે સારી એવી રકમ થાપણ તરીકે રાખે તો પાંચેક વર્ષ પછી તે શાખા જરૂર પગભર થઈ શકે અને રિઝર્વ બેંક ત્યાર બાદ પોતાની થાપણ પાછી ખેંચી લઈ બીજી કોઈ જગ્યાએ કે જ્યાં નવી શાખા ખોલાઈ હોય ત્યાં એ થાપણ મૂકી શકે. વિશ્વાસપૂર્વક એમ કહી શકાય કે સરકાર અને રિઝર્વ બેંકના સહકારથી જો પંચવર્ષીય યોજના ઘડી અમલમાં મૂકવામાં આવે તો એક દસકામાં સદ્ધર બેંક ઓફિસોની સંખ્યામાં વિજળીવેગે વધારો થાય; અને નાણાવટાની પ્રગતિ સાથે દેશનો વેપારઉદ્યોગ પણ જરૂર ઝપાટાબંધ આગળ ધપે.

બેંકો પાસે બીજો પણ એક માર્ગ છેઃ કાયમી શાખાઓ ખોલવાને બદલે અઠવાડીઆમાં બે કે ત્રણ દિવસ સુધી કામ કરતી શાખાઓ અમુક સ્થળે ખોલવામાં આવે તો એક જ શાખા અઠવાડીઆમાં ત્રણથી ચાર સ્થળે કામગીરી કરી શકે અને વધારે પડતું મહેકમ રાખવાનું ખર્ચ પણ બેંકને ભોગવવું ન પડે.

બેંકોની સંખ્યામાં વધારા સાથે બેંકો પોતાની કાર્યપદ્ધતિમાં પણ અનુકૂળ ફેરફારો કરે અને ગ્રાહકો સાથેનું લગભગ બધું જ કામકાજ દેશી ભાષામાં કરવામાં આવે, દેશી ભાષામાં ચેક લખી દેવામાં આવે, પત્રવ્યવહાર દેશી ભાષામાં શરૂ થાય, ગ્રાહકો સાથેના સંબંધમાં અત્યારે જે અતડાપણું અને અંતર રખાય છે તે દૂર થાય, વહિવટ વધારે સાદો કરકસરી અને ઓછો ભપકદાર થાય, ધીરધાર કરવાના નિયમો વધારે મોકળા કરવામાં આવે અને જાહેર હિત સામે બેંકના પોતાના હિતને યોગ્ય વખતે ગૌણ સ્થાન આપવામાં આવે તો વેપારી બેંકો જરૂર હવે પછી દસ વર્ષમાં મક્કમ પ્રગતિ સાધી શકે.

કોઈ કદાચ એવી દલીલ કરે કે વેપારી બેંકોને જો સરકાર તથા રિઝર્વ બેંક તરફથી ખાસ સવલતો આપવામાં આવે અને બેંકોને વધારે પડતું ઉત્તેજન મળે તો તેનું પરિણામ વધારે નફા-ખોરીમાં તો નહિ આવેને? જો કે હાલ તુરત તો આ બીક અસ્થાને છે. પણ ધારો કે હિંદી બેંકો વધારે કમાણી કરતી થાય તો તેનાં બે સરસ પરિણામ આવે. એક સરકારની સવલત-માંથી નીપજેલી કમાણી ઉપર સીધા કે આડકતરા કરવેરા નાંખી શકાય, અગર બેંકો જ પોતે સમજીને પોતાના ગ્રાહકને ઓછા દરે નાણું ધીરી વેપારઉદ્યોગને મદદગાર થઈ શકે. કારણ હરીફાઈના સિદ્ધાંત મુજબ બેંકોના નફા વધતા નવી બેંકો ઊભી થયા વિના રહેશે જ નહિ અને પછી આપોઆપ જૂની બેંકો હરીફાઈમાં સફળતાપૂર્વક ટકી રહેવા માટે પોતાના ગ્રાહકોની સવલતો વધારી પોતા તરફનું તેમનું આકર્ષણ વધારવા પ્રયત્ન કરશે. આમ દેશમાં નાણાવટાની સાર્વત્રિક પ્રગતિ ઝડપ પકડશે, અને એક વખત સ્થિર પાયા પર આવી ગયા બાદ, બેંકોને ઉપર જણાવેલી બધી ખાસ સવલતોની જરૂર રહેશે નહિ.

# પ્રકરણ ૬

## હૂંડિયામણનું કામ કરતી બેંકો

### હૂંડિયામણની બેંકોનું વ્યાજબી કાર્યક્ષેત્ર: ઇતર ક્ષેત્રમાં થતી તેમની કદમપેશી

હિંદના પરદેશ સાથેના આયાત અને નિકાસ વેપારના વ્યવહાર અંગે જે નાણાકીય જરૂરિયાતો ઊભી થાય છે તે પૂરી પાડનારી બેંકોને આપણે હૂંડિયામણની બેંકો કહીશું. આપણા દેશમાં અત્યારે એવી ૧૯ બેંકો છે; અને તે બધી પરદેશી છે; તેમાંની ૮ બેંકો બ્રિટિશ છે બાકીની જાપાન, હોલાંડ, અમેરિકા વગેરે જુદા જુદા દેશોની છે. ચાર્ટર્ડ બેંક ઑફ ઇન્ડીઆ ઑસ્ટ્રેલીઆ એન્ડ ચાઇના, તેમ જ ધી પી. એન્ડ ઓ. બેંકિંગ કૉર્પોરેશન, મેસર્સ થોમસ કુક એન્ડ સન્સ, લોઇડઝ બેંક, યોકોહોમા સ્પીસી બેંક, નેશનલ સીટી બેંક ઑફ ન્યુયોર્ક એમાંની મુખ્ય અને વધારે જાણીતી છે.

હૂંડિયામણનું બધું જ કામ પરદેશી બેંકોના હાથમાં છે તેનું મુખ્ય કારણ તો એ છે કે ઇસ્ટ ઇંડીઆ કંપનીને પરદેશ સાથેના હૂંડિયામણનું કામ કરવાની કાયદાથી છૂટ નહોતી. પ્રેસીડેન્સી બેંકો ઉપર સરકારે જે અંકુશો મૂકયા હતા તેમાંનો એક અંકુશ પરદેશ સાથેના હૂંડિયામણનું કામ નહિ કરવાનો હતો; કારણ તે કામને જોખમી માનવામાં આવતું હતું. પ્રેસીન્ડેસી બેંકોના

વ્યવહારને આદર્શરૂપ માની હિંદી બેંકો ઉપર કાયદેસર કશો અંકુશ નહિ હોવા છતાંય હૂંડિયામણના કામમાં તેમણે કશો રસ આજ સુધી કેળવ્યો નથી. એટલે આજે પણ પરદેશી બેંકોના હાથમાં હિંદના પરદેશ સાથેના વેપાર અંગેના હૂંડિયામણના કામનો ઈજારો છે.

આ બેંકોને "હૂંડિયામણની બેંક" કહેવી એ જો કે એક રીતે ગેરસમજૂતિ ઊભી કરે છે. કારણ આ બેંકો કાંઇ ફકત હૂંડિયામણનું જ કામ કરે છે તેમ નથી. બીજી વેપારી બેંકોની માફક સામાન્ય નાણાવટાનું કામકાજ—થાપણો વ્યાજે લેવાનું, નાણું વ્યાજે ધીરવાનું, પોતાના ગ્રાહકોના આડતિયા તરીકે કામ કરવાનું અને દેશના આંતરિક વેપારને નાણું પૂરું પાડવાનું કામ પણ તે કરે જ છે. સને ૧૯૦૦ માં બધી હૂંડિયામણની બેંકો પાસે હિંદમાં કુલ ૧૧ કરોડની થાપણો હતી જે વધીને સને ૧૯૩૮ માં રૂ. ૬૭ કરોડની, સને ૧૯૩૯ માં રૂ. ૭૪ કરોડની અને સને ૧૯૪૩ માં રૂ. ૧૪૦ કરોડની થઇ છે (સ્ટેટીસ્ટીકલ ટેબલ્સ રીલેટીંગ ટુ બેન્કસ ઈન ઇંડીયા સન ૧૯૪૦). તે ઉપરથી આ બેંકોની હિંદની વેપારી બેંકો સાથેની હરીફાઇનો ખ્યાલ આવશે. ઇમ્પિરીયલ બેંક અને બીજી હિંદી બેંકો સાથે નાણાં ધીરાણના કામમાં આ બેંકો જબ્બર હરીફ રૂપ છે. દિલ્હી અને અમૃતસરનો કાપડનો વેપાર, કાનપુરના ચામડાનો વેપાર અને બંગાળના શણનો વેપાર પોતાના જરૂર પૂરતાં નાણાંનો મોટો ભાગ આ પરદેશી બેંકો પાસેથી મેળવે છે. એટલે પોતાના વ્યાજબી કાર્યક્ષેત્રની બહાર આ બેંકોએ કદમપેશી કરી દેશમાં ૮૦ સ્થળોએ પોતાની શાખાઓ ખોલી હિંદી વેપારી બેંકોની પ્રગતિને અમુક અંશે રુંધી છે એમ કહેવું અતિશયોકિતભર્યું ગણાશે નહિ.

## પરદેશ સાથેની હૂંડીઓ કેવી રીતે વટાવાય છે?

આ બેંકોના કાર્યના મુખ્ય તો બે ભાગ પાડી શકાય.

(૧) હિંદના નિકાસ વેપારને અંગે તથા (૨) હિંદના આયાત વેપારને અંગે નાણાંની જોગવાઈ કરી આપવી.

પ્રથમ આપણે નિકાસની વાત કરીએ. ધારો કે મુંબાઇની મેસર્સ પટેલ એન્ડ કંપનીને સો ગાંસડી રૂ લંડનની મેસર્સ પીટર એન્ડ કંપની ઉપર મોકલવું છે. એટલે પહેલાં તો પીટર કંપનીએ લંડનની કોઈ બેંક પાસે પોતાની શાખ ખોલી મુંબઈમાંની એ બેંકની શાખા મારફત આ શાખપત્રની ખબર મોકલાવવી પડે છે. આ શાખપત્રના આધારે પટેલ કંપની પીટર કંપની ઉપર સો ગાંસડી રૂની કિંમતની (ધારો કે રૂ. ૧૦૦૦૦ ઇંગ્લંડના ચલણી નાણા સ્ટર્લીંગમાં ગણી) હૂંડી (ત્રણ મહિનાની મુદતી) લખશે. માલ મોકલ્યો હોય તેના અંગેનાં જે જે કાગળિયાં પટેલ કંપની પાસે હોય જેવાં કે બીલ ઓફ લૅડિંગ, માલનો વીમો ઉતરાવ્યો હોય તેની પોલીસી, ભરતિયું એ બધાં હૂંડી સાથે જોડી એ હૂંડી મુંબઈની હૂંડિયામણની બેંક પાસે પટેલ કંપની વટાવવા લઈ જાય છે. બેંક પોતાના વટાવનો દર કાપી લઈ બાકીના રૂપિયા પટેલ કંપનીને આપી દે છે; અને પછી આ હૂંડી (બધાં કાગળિયાં સાથે) લંડન પોતાની વડી ઓફિસને મોકલી આપે છે. લંડનની બેંક પીટર કંપનીને ખબર આપે છે કે તેમના ઉપરની હૂંડી હિંદથી આવી છે એટલે તેમણે આવીને હૂંડી સ્વીકારવી. પીટર કંપની હૂંડી ઉપર 'સ્વીકારી' શબ્દ લખી, નીચે પોતાની સહી કરી, હૂંડી બેંકને સુપ્રત કરે ત્યારે બેંક હૂંડી સાથે જોડેલાં કાગળિયાં પીટર કંપનીને આપે છે. પીટર કંપની આ કાગળિયાંની મદદથી જ્યારે માલ બંદર ઉપર આવે ત્યારે તેનો હવાલો (ડીલીવરી) લે છે; કારણ જે માણસ બિલ ઓફ લૅડિંગ લઇને આવે તેને

સ્ટીમરનો કપ્તાન માલ સોંપે છે. હવે આ હૂંડી ત્રણ મહિનાની મુદતી હતી એટલે ત્રણ મહિના જતાં જ્યારે તે હૂંડી પાકશે એટલે બેંક તુરત જ પીટર કંપનીને એ હૂંડીનાં નાણાં ચૂકવવા દેખાડ કરશે. આ દરમિયાન તો પીટર કંપનીએ માલ વેચીને નાણું કરી લીધું હોય એટલે તેમાંથી તે બેંકને ભરી દેશે. આમ મુંબઈની હૂંડિયામણની બેંકે જે નાણું પટેલ કંપનીને ભર્યું તે ત્રણ મહિના પછી તે બેંકની વડી ઓફિસને લંડનમાં પીટર કંપની તરફથી મળી જાય છે. આ ત્રણ મહિનાનું વ્યાજ મુંબઈની બેંકે પટેલ કંપની પાસેથી વટાવના દરના રૂપમાં અગાઉથી જ લઇ લીધું હોય છે. પીટર કંપની પ્રથમ તો ફક્ત હૂંડીનો સ્વીકાર જ કરી આપે છે અને હૂંડી પાકતાં તેનું ભરણું કરે છે એટલે તેને અંગ્રેજીમાં ડી. એ. બીલ (ડોકયુમેન્ટ ઑન એક્સેપ્ટન્સ) અગર મુદતી હૂંડી કહે છે.

જો પટેલ કંપનીએ દર્શની હૂંડી દોરી હોય તો લંડનની બેંક પાસે મુંબઇથી જેવી હૂંડી આવે કે તુરત જ પીટર કંપનીને હૂંડીનાં નાણાં ભરી હૂંડી સાથેનાં કાગળિયાં લઇ જવાનું બેંક તરફથી કહેણ જાય. અને નાણાં ભરાય ત્યારે જ પીટર કંપનીના હાથમાં બીલ ઓફ લૅડીંગ આવે અને પછી જ માલ છૂટે. દર્શની હૂંડીનો વટાવ પણ પટેલ કંપનીને ઓછો આપવો પડે; કારણ તેના પૈસા લંડનની બેંકને તુરત મળવાના છે; અને ત્રણ મહિના સુધી રાહ જોવાનું જોખમ પણ ખેડવું પડતું નથી. પણ નિકાસ કરનારી હિંદી પેઢીઓએ સામાન્યતઃ અંગ્રેજી આયાત કરનારી પેઢીઓ ઉપર મુદતી હૂંડીઓ જ ન છૂટકે લખી આપવી પડે છે.

સામાન્ય રીતે એવું બને છે લંડનની બેંક પીટર કંપની પાસે હૂંડી સ્વીકરાવી, ત્રણ મહિના પૂરા થતાં સુધી હૂંડી પોતાની પાસે રાખી મૂકતી નથી. તે હૂંડીનું રોકડ નાણું કરી લેવા માટે

બેંક તે હૂંડીને લંડનના નાણા બજારમાં વટાવી નાંખે છે અને આમ તુરત જ પોતાની શાખાએ રૂપિયાના હિસાબે હૂંડીનું જે નાણું મુંબઈમાં ભર્યું તે નાણું પોતે લંડનમાં મેળવી લે છે.

લંડનની બેંકને પોતાને નાણાંની જરૂર ન હોય અગર વટાવનો દર બહુ ઊંચો હોય તો જ ત્રણ મહિના સુધી હૂંડી પોતાની પાસે રાખી મૂકે છે. આ ઉપરથી આટલું સ્પષ્ટ થાય છે કે પટેલ કંપનીએ દોરેલી હૂંડીનાં નાણાં લંડનની બેંક તે હૂંડીને લંડનના નાણા બજારમાં વેચી ઊભાં કરે છે. એટલે કે બ્રિટિશ મૂડીથી હિંદનો વ્યવહાર ચાલે છે.

હવે આપણે આયાત વેપારની વાત કરીએ. ધારો કે મુંબઈની મેસર્સ દેશાઈ એન્ડ કંપની લંડનના મેસર્સ દેવુર એન્ડ કંપની પાસેથી માલ મંગાવે છે. હવે દેવુર કંપની દેશાઇ કંપની ઉપર દર્શની હૂંડી એટલે ડી. પી. બીલ (ડોક્યુમેન ઓન પેમેન્ટ) લખી લંડનની બેંક પાસે વટાવી રોકડ રકમ મેળવશે. તે ઉપરાંત દેવુર કંપની હૂંડી સાથેનાં કાગળિયાં બેંકના નામ ઉપર ચડાવી દેશે; એટલે કે માલનાં નાણાં બેંકે ભરી દીધાં હોઈ પોતે જ માલના ધણી રૂપ બને છે. લંડનની બેંક એ હૂંડી મુંબઈની પોતાની શાખા ઉપર મોકલી આપશે. મુંબઈની બેંક દેશાઈ કંપનીને હૂંડીના રૂપીયા ભરી જવા કહેણ મોકલશે; કારણ દર્શની હૂંડીમાં પહેલાં હૂંડી સ્વીકારવાની અને અમુક મુદત બાદ નાણાં ભરાય તેમ હોતું નથી. પીટર કંપની માલ વેચ્યા પછી બેંકને નાણું ભરવાની જે સગવડ ભોગવે છે તે દેશાઇ કંપની ભોગવી શકતી નથી. દેશાઇ કંપનીને તો નાણાંની વ્યવસ્થા પહેલેથી જ કરવાની અને પછી જ બીલ ઓફ લૅડીંગ તેના હાથમાં આવે.

જો દેશાઈ કંપની પાસે નાણાંની જોગવાઈ ન હોય તો બેંકને તે અરજ કરે છે કે પોતે હૂંડી સ્વીકારવા તૈયાર છે, પણ માલનો કબજો લીધા અગાઉ હૂંડીનું ભરણું કરવા માટે તેની પાસે જોગવાઈ નહિ હોવાથી પોતાને બેંકના ટ્રસ્ટી તરીકે નીમી, નાણાં ભર્યાં અગાઉ માલનો કબજો લેવા બેંક પરવાનગી આપે. સદ્ધર પેઢીઓને બેંક આવી સવલત આપે છે. દેશાઇ કંપની આ મુજબ બીલ ઓફ લૅડીંગ બેંક પાસેથી મેળવી બેંકના ટ્રસ્ટી તરીકે માલનો હવાલો (ડીલીવરી) લે છે. અને પાછળથી માલના નાણાં બેંકને ભરપાઇ કરે છે. આ ઉપરથી સમજાશે કે ઇંગ્લેંડના આયાત કરનારા વેપારીઓને હિંદી નિકાશ વેપારીઓ જે મુદત આપે છે, તે સવલત ઈંગ્લેંડના વેપારીઓ હિંદી આયાત કરનારને આપતાં નથી. આ રીતે એમના માલ લેવાના અને માલ વેચવાનાં જુદાં જુદાં કાટલાં છે એથી હિંદી વેપાર ઉદ્યોગને ઘણું સહેવું પડે છે.

બીજી પણ એક રીત છે કે મુંબઈની આયાત કરનાર પેઢી બ્રિટિશ હોય (દા. ત. ફિલીપ કં.) અગર દેવૂર કંપની સાથે સંબંધ ધરાવતી હોય તો દેવૂર કંપની માલ રવાના કરી લંડનની બેંક ઉપર જ હૂંડી લખશે. લંડનની બેંક એ હૂંડી પોતે સ્વીકારી દેવૂર કંપનીને પરત આપશે અને હૂંડી સાથેનાં કાગળિયાં પોતાની મુંબઈની શાખા ઉપર મોકલી આપશે. દેવૂર કંપની બેંકે સ્વીકારી આપેલી હૂંડી તુરત જ લંડનના નાણાંબજારમાં વટાવી નાખશે. બેંકે સ્વીકારેલી હૂંડીનાં નાણાં કરવાનું તેને માટે સહેલ બની જાય છે. મુંબઈની બેંક ફિલીપ કંપનીને બીલ ઓફ લૅડીંગ આપી દે છે કે જેની મદદથી ફિલીપ કંપની માલનો હવાલો લે છે; અને પાછળથી બેંકને રકમ અદા કરે છે. પણ આ સવલત હિંદીઓને આપવામાં આવતી નથી.

આમ નિકાસ વેપારની માફક હિંદનો આયાત વેપાર પણ પરદેશી મૂડીથી જ ચલાવાય છે કે જેને પરિણામે એક તો બ્રિટિશ મૂડીનું હિંદી આર્થિક તંત્ર ઉપર કાયમી વર્ચસ્વ રહે છે તે ઉપરાંત હિંદી વેપારીઓને જોઇતી સવલતો પણ મળી શકતી નથી. કારણ બીજી રીત મુજબ દેવૂર કંપનીએ લખેલી હૂંડી લંડનનાં નાણાં બજારમાં વટાવાય છે અને હંમેશ લંડનની અંદરનો વટાવનો દર મુંબઈના વટાવના દર કરતાં ઓછો જ હોય છે, એટલે મુંબઈની નિકાસ કરનારી પેઢી, પટેલ કંપનીને આ રીતે પણ હરીફાઈમાં માર પડે છે. મુંબઈની બંને આયાત કરનારી પેઢીઓ, દેશાઈ કંપની અને ફિલીપ કંપનીએ આપવા પડતા વ્યાજના દર સરખાવતાં પણ ફિલીપ કંપનીને મળતી સવલત તુરતજ ધ્યાન ખેંચે છે. પરદેશી બેંકોના હાથમાંનું હૂંડિયામણ આ રીતે હિંદી વેપારીઓને બે રીતે મારે છે.

## હૂંડિયામણના દર

હવે બેંકો કયા દરે હૂંડીઓ વટાવી આપે છે તે તપાસીએ. હિંદમાં વટાવના દરનો આધાર મુખ્યત્વે કરીને રૂપિયાની ખરીદ શક્તિ ઉપર અને પરદેશ અને હિંદમાં નાણાંની છત અછત–માગ ઉપર રહે છે. દાખલા તરીકે હિંદની બેંકોને નાણાંની વધારે જરૂ-યાત હોય તો સ્વાભાવિક રીતે મુંબઈની હૂંડિયામણની બેંકો ઓછા દરે હૂંડિઓ વટાવી આપશે, અગર હિંદમાં જ નાણાંની તંગી હોય તો દેખીતું છે કે હૂંડિયામણની બેંકો પોતાના વટા-વના દર વધારી દેશે. પણ આ વટાવના દરને વધવા માટે તથા ઘટવા માટે બે સીમા હોય છે કે જે વટાવી જવાનું વટાવ દર માટે શકય નથી.

## સમ ટંકશાળ દર ( મીંટ પાર ઓફ એક્ષ્ચેન્જ )

બે દેશ જો સોનાના ધોરણ ઉપર હોય તો એક દેશના નાણાંના સિક્કામાં જેટલું સોનું હોય તેની કિંમત સાથે બીજા

દેશના નાણાંના સિક્કાના સોનાની કિંમત સરખાવતાં જે દર નીકળે તેને સમ–ટંકશાળ દર (મીંટ પાર) કહેવાય છે. ઈંગ્લંડ અને ન્યુયોર્ક (જ્યારે બંને દેશ સોનાના ધોરણ ઉપર હતા) વચ્ચેનો વટાવ જો દર ૧ પાઉન્ડ = ૪.૮૬ ડોલરનો હોય તો તેનો અર્થ એ છે કે ઈંગ્લંડના એક પાઉન્ડમાં અમેરિકાના ૪.૮૬ ડોલર જેટલું સોનું છે. પણ હિંદુસ્તાન કે જે સોનાના ધોરણ ઉપર નથી, તેની અને ઈંગ્લંડ વચ્ચેનો સમ ટંકશાળ દર જો કાઢવો હોય તો જે તે વખતના સોના અને ચાંદીના ભાવ ઉપ-રથી નક્કી થઈ શકે.

સોનાનાં ધોરણવાળા દેશમાં કોઈપણ માણસ તેની પાસેનું ચલણી નાણું મધ્યસ્થ બેંક પાસે લઈ જાય તો તેના બદલામાં તેટલી કિંમતનું સોનું મધ્યસ્થ બેંક આપવા બંધાએલી હોય છે એટલે કે ઈંગ્લંડ જ્યારે સોનાનાં ધોરણ ઉપર હતું ત્યારે કોઈપણ માણસ દશ હજાર પાઉન્ડની નોટ લઈને બેંક ઓફ ઇંગ્લંડ પાસે જાય તો તેના બદલામાં બેંકે તે માણસના હાથમાં એક પાઉન્ડનું ૧૧૩.૦૦૦૧૬ ગ્રેઇન એ ભાવે સોનું મૂકવું જોઇએ.

## બે દેશ વચ્ચેના વટાવના દર દર્શાવવાની રીતો

બે દેશ વચ્ચેનો વટાવનો દર બે રીતે દર્શાવી શકાય.

(૧) હિંદના કેટલા રૂપિયાની કિંમત અમેરિકાના સો ડોલર બરાબર છે તે બતાવીને દા. ત. ૧૦૦ ડોલર=૨૬૫ રૂપિયા; ૧૦૦ યેન=૭૯ રૂપિયા.

(૨) હિંદના રૂપિયાની કિંમત ઈંગ્લંડના કેટલા પાઉન્ડ બરાબર છે તે બતાવીને દા. ત. રૂ. ૧=૧ શીલિંગ ૬ પેન્સ; રૂ. ૧૦૦=જાવાના ૫૫ ગીલ્ડર; રૂ. ૧૦૦=જર્મનીના ૯૪ માર્ક.

હિંદુસ્તાનનો જુદા જુદા દેશો સાથેના વટાવનો દર આમ જુદી જુદી બે રીતે બતાવાય છે તેથી ઘણી વખત ગોટાળો થાય છે. તેને બદલે એક ધોરણ ઉપર આવવાનું થાય તે ઇચ્છવા યોગ્ય છે.

મુંબઈથી કોઈને તારથી લંડન નાણાં મોકલવાં હોય તો મુંબઈની હૂંડિયામણની બેંકમાં નાણું ભરતાં તે બેંક પોતાની વડી ઓફિસને લંડનની અમુક પેઢીને તુરત નાણાં ભરવા તારથી ખબર મોકલે છે આને "ટેલિગ્રાફીક ટ્રાન્સફર" કહે છે. આ માટેનો ખાસ દર નાણાં મોકલનારે મુંબઈની બેંકને આપવાનો હોય છે.

**વેપાર અને વલણનું છાબડું** (બેલેન્સ ઓફ ટ્રેઈડ, બેલેન્સ ઓફ પેમેન્ટ).

આપણો દેશ જેટલો માલ પરદેશથી દર વર્ષે આયાત કરે છે તેના કરતાં વધારે કિંમતનો માલ પરદેશ નિકાસ કરે છે. એટલે જેને અંગ્રેજીમાં બેલેન્સ ઓફ ટ્રેઈડ કહે છે તે વેપારના સરવૈયાનું છાબડું હંમેશા હિંદની તરફ ઝૂંકતું હોય છે. એટલે કે આયાત નિકાસના તફાવતમાંથી હિંદને પરદેશથી દર વર્ષે નાણું મેળવવાનું રહે છે. જો કે નિકાસમાંથી આયાતની કિંમત બાદ કરતાં જે રહે તેટલું બધું નાણું કાંઈ સોનાના રૂપમાં હિંદમાં આવતું નથી. તેમ થતું હોત તો હિંદ આટલું કંગાળ હોત જ નહિ. હિંદમાં પરદેશથી માલ આયાત થાય છે તેના માટે આપણે જેમ નાણું જે તે દેશને આપવું પડે છે, તેવી જ રીતે હિંદ ઘણા દેશોની અમુક સેવાનો ઉપયોગ કરે છે કે જે બદલ હિંદે મહેનતાણું અગર આર્થિક બદલો આપવો પડે છે. દા. ત. પરદેશી બેંકો, વીમા કંપનીઓ અને વહાણવટાની કંપનીઓ જે હિંદમાં કામ કરે છે તેનો કરોડો રૂપિયાનો નફો

પરદેશમાં જ જાય છે. એટલે હિંદના સરવૈયામાં તો આ રકમો ઉધાર પલ્લામાં જ મૂકાવાની. તેવી રીતે હિંદી સરકાર દર વર્ષે ૩૦ થી ૩૫ કરોડ રૂપિયા બ્રિટિશ સરકારને "હોમ ચાર્જીસ" રૂપે પેન્શન વગેરે માટે ભરે છે. હિંદી વિદ્યાર્થીઓ અને મુસાફરો પરદેશમાં જે નાણું ખર્ચે છે, તે દેશની બહાર મોકલવું પડે છે, એટલે આ બધી બાબતોને આપણે ન દેખી શકાય તેવી આયાતમાં જ ગણીશું. કારણ માલના આયાતની માફક જ આ આયાતનાં નાણાં દેશે ચૂકવવાં પડે છે. આ બન્ને પ્રકારની આયાત તથા તેવા જ હિંદના બે પ્રકારના નિકાસ (માલનો તથા સેવાનો) ની બાદબાકી કરતાં જે ચોકખો કે સાફી નફો કે તોટો હિંદમાં રહે તેને "બેલેન્સ ઓફ પેમેન્ટસ" વલણનું છાબડું કહેવામાં આવે છે. આ રકમ જો વધારે તો દેશની આબાદી વધારે.

હવે આપણે એ તપાસીએ કે મુંબઈની અગર હિંદમાંની પરદેશી હૂંડિયામણની બેંકો પરદેશ લખેલી હૂંડીઓ વટાવી આપે છે તે બધું નાણું તે બેંકો કાઢે છે કયાંથી ? એક તો આ બેંકો ઉપર પરદેશથી જે બીલો હિંદના આયાત વેપારને અંગે આવે છે તે બીલનાં નાણાં હિંદના આયાત વેપારીઓ પાસેથી બેંક ઉઘરાવે છે.

બીજું, હિંદી સરકારને ઇંગ્લંડ નાણું મોકલવાનું હોય છે ત્યારે તે જાહેર માગણીપત્રો–ટેન્ડરથી રિઝર્વ બેંક મારફત સ્ટર્લીંગ ખરીદે છે. હૂંડિયામણની બેંકો સ્ટર્લીંગ પેપર વેચીને નાણું મેળવે છે. આ સ્ટર્લીંગ પેપરના નાણાં લંડનમાં ભરપાઈ થાય છે.

કોઈ ખાનગી વેપારી પેઢીને લંડન અગર પરદેશ નાણું મોકલવું હોય તો મુંબઈની હૂંડિયામણની બેંકમાં તે ભરીને બેંક પાસેથી "ડીમાન્ડ ડ્રાફ્ટ" એટલે લંડનની અગર પરદેશની બેંક ઉપરનો ચેક મેળવી શકે છે.

આમ છતાંય જો હિંદ પરદેશો સાથેના વેપારી સંબંધમાં લેણદાર રહે તો દેણદાર દેશોએ ખરેખર સોનું કે ચાંદી જ હિંદમાં મોકલવા પડે છે. કારણ એક દેશનું ચલણી નાણું બીજા દેશમાં કાયદેસર રીતે ચાલતું નથી. એટલે છેવટ તો સોના ચાંદીથી જ એક બીજા દેશના લેણદેણ પતે છે.

## હૂંડિયામણની બેંકો ઉપર મુકાવા જોઇતા અંકુશો

આ બેંકોની કાર્યપદ્ધતિ સામે પુષ્કળ અસંતોષ છે અને તેને અંતે દર વર્ષે હિંદને અત્યંત આર્થિક બોજો પણ સહન કરવો પડે છે. આ પરિસ્થિતિમાં સુધારો કરવા માટે આ બેંકો ઉપર અમુક અંકુશો મૂકવા જરૂરી છે. ખાસ કરીને તો આ બેંકોને અંદરનાં શહેરો સિવાય બીજા કોઇ સ્થળે શાખા ખોલતાં અટકાવવી જોઈએ; અને જે ચાલુ હોય તે બંધ કરાવવી જોઈએ, કે જેથી દેશી વેપારી બેંકો માટેનો એક મોટો સબળ હરીફ ટળે. આ બેંકોને, તેઓ જેટલી મૂડી હિંદના પરદેશ સાથેના વેપાર અંગેની હૂંડીઓ વટાવવામાં રોકતી હોય તેના કરતાં વધારે થાપણો લેતી અટકાવવી જોઈએ. અને તે માટે પણ હિંદુસ્તાનના કંપની એક્ટ તળે નોંધાઇને હિંદીઓના બનેલા વ્યવસ્થાપક મંડળના કાબૂ તળે તે મૂકાવી જોઇએ. આવી બેંકો માટે હિંદમાં કામ કરવા માટે પરવાનો (લાયસન્સ) લેવો જરૂરી ઠરાવવા જોઇએ. રિઝર્વ બેંકને લાયસન્સ આપવાની સત્તા આપવી અને આ પરવાનામાં અમુક અમુક શરતોનો સ્પષ્ટ ઉલ્લેખ કરવો જોઇએ. દા. ત. કોઈ પણ પરદેશી બેંક હિંદની કોઈપણ બેંકને ખરીદી શકશે નહિ અગર કોઇ દેશની બેંકને કાબૂ તળે લઈ શકાય તેટલા પ્રમાણમાં તેના શેર પણ ખરીદી શકશે નહિ; નહિ તો એક રસ્તે પરદેશી બેંકો ઉપર અંકુશ મૂકાય અને બીજી બાજુ આપણી જ બેંકો પોતાની માલિકી તળે લઇ કાયદાની

બારીકીનો લાભ લેવાય. ચાર્ટર્ડ બેંક આમ જ અલ્હાબાદ બેંકનો કબજો લીધો છે, અને અનેક વર્ષોથી જે બેંકે જનતાનો વિશ્વાસ સંપાદન કરવા અથાગ પ્રયત્નો કરી અનેક મુશ્કેલીમાંથી પસાર થઇ પ્રગતિ સાધી હતી તેવી ૪૬ શાખાઓવાળી બેંક એક પરદેશી બેંકના હાથનું આજે રમકડું બની ગઈ છે! પરદેશી બેંકોને હિંદની અંદર ટ્રસ્ટી તરીકેનું કામ લેતાં અટકાવવી જોઇએ. કારણ હિંદીઓના નાણાંનો વહીવટ તેના હાથમાં જતાં જરૂર તે પોતાનો આંતરિક પગપેસારો શરૂ કરી વધારે ફાલશે. દરેક પરદેશી બેંક ઉપર પોતાના હિંદનાં કામના વાર્ષિક સરવૈયા (રિઝર્વ બેંક ઠરાવી આપે તે નમુનામાં) તથા બીજી માહિતી વખતો વખત પૂરી પાડવાની જવાબદારી નાંખવી જોઇએ. બે ઉપરી અમલદાર સિવાય બીજું બધું જ મહેકમ આ બેંકો હિંદીઓનું રાખે તેવી પણ એક શરત પરવાનામાં દાખલ થવી જોઇએ. કારણ છેલ્લા એક સો વર્ષોથી આ બેંકો કામ કરે છે, છતાં હજુ સુધી અગત્યની કોઈ પણ જગ્યાએ હિંદીને તેઓએ લીધો નથી. એક એવું પણ સ્પષ્ટ સૂચન થવું જોઇએ કે હિંદના રાષ્ટ્રિય હિતોની વિરુદ્ધ કોઇ બેંક જો કોઇ પણ પગલું લેશે તો તે બેંકનો પરવાનો રિઝર્વ બેંક રદ કરી શકશે.

નાણાવટાની મધ્યસ્થ સમિતિની બહુમતિનો એવો અભિપ્રાય છે કે આવા પરવાના હિંદમાં અત્યારે જેટલી બેંકો છે તે બધીને આપી દેવા અને પરવાનાની ઠરેલી મુદત ખલાસ થતાં જો ખાસ વિરુદ્ધ કારણ ન હોય તો તે તાજા કરી આપવા. જેવી શરતો જે તે દેશની સરકારે હિંદની કોઇ બેંક તે દેશમાં શાખા ખોલે ત્યારે પરવાના માટે મુકરર કરી હોય તેવી જ શરતો આપણે આપવાના પરવાનામાં દાખલ કરવી (મધ્યસ્થ સમિતિ અહેવાલ પૃ. ૩૨૯–૩૦). પરંતુ શ્રી. સૂબેદારના કહેવા મુજબ અત્યારની

બધી જ બેંકોને પરવાના આપી દેવાનું ઠરાવવાથી તો પરવાનો આપવાનો અર્થ જ ન રહેતાં આખી યોજના હાસ્યાસ્પદ બની જાય છે. સ્વદેશી બેંકોને માટે હૂંડિયામણનું ક્ષેત્ર ખોલવા માટેનો પ્રશ્ન તથા અત્યારના સંયોગોમાં કેટલી અને કઈ પરદેશી બેંકોને ચાલુ રાખવી જરૂરી છે તે પ્રશ્ન વગેરેની વિચારણા રિઝર્વ બેંકને સોંપી પરવાનો આપવાનો નિર્ણય તેના ઉપર છોડવો જોઇએ. અને જ્યાં સુધી હિંદનું જ હૂંડિયામણનું કામ આપણી બેંકોએ સર કર્યું નથી ત્યાં સુધી પરદેશમાં આપણી બેંકો શાખા ખોલશે એવો તો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. એટલે પરદેશી સરકાર આપણી બેંકો સામે ગમે તેવા કડક પગલાં લે તેથી ગભરાવાની શી જરૂર છે? જો અમેરિકા, ફ્રાન્સ, ડેન્માર્ક, જાપાન વગેરે દેશોમાં પરદેશી બેંકો માટે અંકુશો છે તો હિંદને એ પગલું ભરતાં શા માટે અચકાવું જોઇએ ? બહારની સબળ હરીફાઈથી સ્વદેશની ઊગતી સંસ્થાનું રક્ષણ કરવાનો અધિકાર આપણે વાપરવો જ જોઈએ.

એ ઉપરાંત હિંદનું હૂંડિયામણનું કામ હિંદીઓના જ હાથમાં વધારે ને વધારે આવે એવાં પગલાં લેવાં જરૂરી છે. પરદેશી બેંકો પોતપોતાના દેશના વેપારીઓને વધારે લાંબી મુદ્દતની શાખ વગેરે સવલતો આપે એ કુદરતી છે. તેમાંય બ્રિટિશ બેંકો પોતાના રૂઢિચુસ્ત માનસ માટે જાણીતી છે. એ માટે તો જર્મની અને જાપાની બેંકોએ હિંદમાં પોતાની શાખાઓ ખોલીને પોતપોતાના દેશના વેપારીઓને સરળતા કરી આપી છે. આપણે જોઈ શકયા છીએ કે આને પરિણામે હિંદનો આ દેશો સાથે જ છેલ્લાં ૨૦ વર્ષમાં કેટલો બધો વેપાર વધી ગયો છે. આ ઉપરથી સાબીત થાય છે કે હિંદની જ બેંકો હૂંડિયામણનું કામ સંભાળે તો હિંદના પરદેશ સાથેના વેપારને રક્ષિત કરવા તથા વધારવા

સમાન છે. આગેવાન વેપારી બેંકો હાલ તુરત પરદેશમાં પોતાની શાખાઓ વધારે પડતું ખર્ચ વ્હોરવા ન ઇચ્છતી હોય તો આ બેંકો પરદેશની બેંકો સાથે સંબંધ બાંધી પોતાના ગ્રાહકોનું હૂંડિયામણનું કામ હાથ પર લઇ ધીમી શરૂઆત કરી લે.

## ઈમ્પિરિયલબેંક અને હૂંડિયામણનું કામ

સને ૧૯૩૫ થી ઇમ્પિરિયલ બેંક મધ્યસ્થ બેંક તરીકે કામ કરતી નથી; તેના ઉપર સરકારે મુકેલા અંકુશો પણ ઉઠાવી લેવામાં આવ્યા છે; હિંદભરમાં તેની અનેક શાખાઓ છે; બીજી કોઈપણ વેપારી બેંક કરતાં તેનું ભંડોળ અને શક્તિ વધારે છે. સરકારના વતી હૂંડિયામણના ક્ષેત્રમાં પણ અમુક અનુભવ લીધો છે. લંડનમાં ઇમ્પિરિયલ બેંકની એક શાખા અત્યારે તો છે જ અને પહેલાં જે ગેરસમજ સામાન્ય રીતે પ્રવર્તતી હતી કે હૂંડિયામણનું કામ જોખમભરેલું છે તે પણ હવે દૂર થઈ છે. એ બધું જોતાં ઇમ્પિરિયલ બેંક હિંદના હૂંડિયામણનું કામ સંભાળે એ જરૂરી છે. એ પહેલાં જો ઇમ્પિરિયલ બેંકના વ્યવસ્થાપક મંડળમાં હિંદીઓની બહુમતિ કરી શકાય તો અને બેંકનો સ્ટાફ પણ જે બીન હિંદી છે તેમાં સુધારો થવો જોઈએ.

## સ્વદેશી હૂંડિયામણની બેંક

આમ થવું શકય ન હોય અગર ઇમ્પિરિયલ બેંકને વેપારી નાણાવટાના ક્ષેત્રની સેવાથી અલગ ન કરવી હોય તો હૂંડિયામણનાં કામ માટે "ઈન્ડિયન એક્ષ્ચેંજ બેંક" – "સ્વદેશી હૂંડિયામણની બેંક" શરૂ કરવી જોઇએ. રિઝર્વ બેંકની માફક આ બેંક પણ શેરહોલ્ડરોની માલિકીની થાય એ વધારે સારૂં છે. આ બેંકને પાંચ કરોડ રૂપીયાની મૂડીથી શરૂ કરવામાં આવે અને હિંદની બધી વેપારી બેંકો, સરકાર અને

જાહેર જનતા એના શેર ખરીદે. શરૂઆતમાં આ બેંક પુરતા પ્રમાણમાં થાપણો એકઠી ન કરી શકે તો રિઝર્વ બેંક તેની હૂંડીઓ છૂટથી વટાવી આપીને તેને મદદ કરી શકે. સરકાર વતી હૂંડિયામણનું જે કામ અત્યારે રિઝર્વ બેંકને સોંપવામાં આવ્યું છે તે કામ રિઝર્વ બેંક આ નવી હૂંડિયામણની બેંકને પોતાના મુખ્ય આડતીયા (સોલ એજન્ટ) નીમીને સોંપી શકે. આ બેંકના હિતમાં વેપારી બેંકોનું હિત પણ સંકળાયેલું હોઇ હૂંડિયામણની બેંક દેશના આંતરિક ભાગમાં માથું નહિ મારે; અગર આંતરિક ભાગમાં શાખા ખોલશે તો પણ તેના નફામાં વેપારી બેંકો ભાગીદાર તો છે જ. જાહેર જનતા જો શરૂઆતમાં આ બેંકના શેરો લેતાં ગભરાય તો કાં તો સરકાર જાતે શેર ખરીદી પછી વેચી નાંખવા અગર શરૂઆતમાં પાંચ દશ વર્ષ માટે મૂડી ઉપર અમુક વ્યાજની બાંહેધરી (ગેરન્ટી) સરકાર આપે તો બેંકના શેર ખરીદવા માટે જરૂર પ્રલોભન થશે. એવી શંકા કરવામાં આવે છે કે ખાનગી માલિકીની આવી બેંક, હિંદમાં જેનાં મૂળ પુષ્કળ ઊંડાં ગયાં છે તેવી પરદેશી બેંકોની હરીફાઈમાં કેમ ટકી શકશે? પણ આ દલીલ તો કોઈપણ વખતે સાહસની શરૂઆત કરવાનો વિચાર કરતાં જ સામી ખડી થશે. સરકારની સહાનુભૂતિ ધરાવતી, રિઝર્વ બેંકની મદદ મેળવતી અને દેશભરની શુભેચ્છાઓ પર ખડી થયેલી કોઈપણ રાષ્ટ્રિય સંસ્થાના ભાવિમાં શંકા જ કેમ હોઈ શકે?



# પ્રકરણ ૭.

## ઔદ્યોગિક નાણાં પ્રકરણ.

### હિંદના ઔદ્યોગીકરણનો ટૂંક ઇતિહાસ

છેલ્લાં પચાસ વર્ષમાં યુરોપના દેશો અને તેમાંય ખાસ કરીને જર્મની અને જાપાને જે ઝડપથી ઔદ્યોગિક પ્રગતિ સાધી છે, તેની સરખામણીમાં હિંદ હજુ અત્યંત પછાત છે. જો કે હિંદ મુખ્યત્વે ખેતીનો દેશ છે, છતાંય હિંદની વધતી જતી વસતી દેશનું ઝડપી અને વિસ્તૃત ઔદ્યોગીકરણ માગી લે છે. ઘોડાપુર વધતી જતી વસતિને માટે જો પૂરતી જોગવાઇ કરવામાં ન આવે તો તેનો બોજો જરૂર ખેડની જમીન ઉપર જ વધવા માંડે. સને ૧૮૬૧ માં હિંદની વસતિનો ૬૧ ટકા સીધી રીતે ખેતી ઉપર નભતો હતો; જ્યારે સને ૧૯૪૧ માં તે આંકડો વધીને ૭૩ ટકા થયો છે. વસતિના વધવા સાથે ઉદ્યોગની પ્રગતિ થઇ શકી હોત તો આમ બનવા ન પામત. અત્યારે પણ કુલ વસતિનો ૧૦–૧૨ ટકા જ માત્ર ઉદ્યોગમાં રોકાયેલો છે. તે ઉપરાંત આજકાલ દુનીઆના બધા દેશો પોતાની જરૂરીઆતો માટે પરાવલંબી ન રહેતાં પોતાના જ દેશમાં ઉદ્યોગો ખીલવી પગભર થવા મથે છે. હિંદના આયાત નિકાસ તરફ ધ્યાન આપતાં તુરત જણાય છે કે હિંદના આયાતમાં મુખ્યત્વે તૈયાર થએલો માલ અને નિકાસમાં કાચો માલ હોય છે. આમ બીજા દેશો જ્યારે ઉદ્યોગના ક્ષેત્રમાં પ્રગતિની પરાકાષ્ઠાએ પહોંચ્યા છે, ત્યારે હિંદમાં ઉદ્યોગો ઘુંટણીએ

ચાલી ટગુમગુ ટકી રહેવા ફાંફાં મારી રહ્યાં છે. આ પરિ-સ્થિતિ આકસ્મિક નથી જ. ભારતમાં અંગ્રેજી રાજ્યે જે નીતિ પ્રથમથી અખત્યાર કરી અને જે વ્યવસ્થિત રીતે હિંદના ઉદ્યો-ગોને કચરી અંગ્રેજી માલ ઉપર હિંદીઓને નભતા કરી દઈ, અંગ્રેજી ઉદ્યોગોને પ્રોત્સાહન આપ્યું તેનું જ આ ઉપજાવેલું પરિણામ છે. ઈસ્ટ ઇન્ડીઆ કંપનીને મુખ્ય એજ કામ કરવાનું હતું કે અંગ્રેજ ઉદ્યોગપતિઓને પોતાના ઉદ્યોગ માટે હિંદમાંથી સસ્તામાં સસ્તી રીતે કાચો માલ મેળવી પુરો પાડવો અને ત્યાંથી તૈયાર થઇને આવેલા માલ માટે બજાર ઊભું કરવું.

હિંદ જો પોતાના ઉદ્યોગ ખીલવે તો ઇંગ્લેન્ડના ઉદ્યોગો ઉપર અવળી અસર થાય; કારણ હિંદ જેવડા વિરાટ દેશનું ગંજા-વર બજાર તેના માટે બંધ થઈ જાય. એટલે હિંદ ઉદ્યોગ ધંધામાં પછાત રહે તેમાં જ અંગ્રેજ રાજકર્તાઓ પોતાના અમલની સફ-ળતા સમજતા હતા. આમ સને ૧૯૧૪ ના વિશ્વયુદ્ધ સુધી હિંદી ઉદ્યોગને વિકસાવવાને બદલે તેના માર્ગમાં સરકાર તરફથી બને તેટલા અંતરાયો જ ઊભા કરાયા છે. યુદ્ધ દરમીઆન ઇંગ્લાં-ડના બધા મોટા ઉદ્યોગો લડાઈને ઉપયોગી દારૂગોળો તથા ઈતર સાધનો બનાવવામાં રોકાયા હતા, ત્યારે ત્યાંથી તૈયાર થએલો માલ હિંદ મેળવી શકે તેમ ન હતું. આમ બહાર આવતો માલ એકાએક બંધ થયો એટલે હિંદને પોતાનું પરાવલંબીપણું ખૂંચ્યું. હિંદી સરકારને પણ કબૂલ કરવું પડયું કે લોઢાના ખીલા જેવી સામાન્ય વસ્તુ પણ હિંદ હજુ બનાવી શકતું નથી એ ખરેખર દેશની ઔદ્યોગિક દુર્દશા જ બતાવે છે. ઔદ્યોગિક પ્રશ્નની વિચારણા માટે સને ૧૯૧૬ માં સરકારે તપાસપંચ નીમ્યું. આ તપાસ પંચે જાહેર કર્યું કે આધુનિક જમાનાના બધા ઉદ્યોગો ખીલવવા માટે જરૂરના લગભગ બધા જ કાચા પદાર્થો હિંદ ઉત્પન્ન કરે છે. પરંતુ તે કાચા માલને તૈયાર

કરાવવાના ઉદ્યોગ હિંદ ધરાવતું નથી. દેશના ઔદ્યોગીકરણ માટે સરકારે સક્રિય ટેકો આપવા જોઈએ, જેથી ઔદ્યોગિક ક્ષેત્રમાં માણસો અને સાધનોમાં હિંદ વધારે પગભર થાય. ઉદ્યોગના વિકાસ માટે નાણાંકિય જરૂરિયાત એ મુખ્ય વસ્તુ છે; અને હિંદમાં આ પ્રશ્ન હમણાં હમણાં વધારે ને વધારે અગત્ય ધરાવતો જાય છે. કારણ ગયા વિશ્વયુદ્ધ પછી પ્રજાની પ્રબળ માગણીઓથી સરકારે અમુક અમુક ઉદ્યોગોને રક્ષણ આપવાની નીતિ ધારણ કરી છે; અને છેલ્લા વીસ વર્ષમાં હિંદ આ દિશામાં કાંઇક આગળ વધી રહ્યું છે. તેમ છતાં હજુ તો ઉદ્યોગના ક્ષેત્રમાં હિંદે બહુ લાંબી મજલ કાપવાની છે. ઔદ્યોગિક પ્રગતિ નાણાંની પૂરતી જોગવાઇ વિના ન જ થઇ શકે એ દેખીતું છે. ગયા વિશ્વયુદ્ધ પછી ઇંગ્લંડ અને જર્મનીને પણ નાણાંની તંગી અનુભવવી પડી હતી. કારણ લડાઇનાં ચાર વર્ષોએ બંને દેશની આર્થિક બરબાદી કરવામાં કશી મણા રાખી ન હોતી. તૂટેલા કારખાના અને નાશ પામેલા ઉદ્યોગોને સજીવન કરવા માટે કરોડો પાઉન્ડની મૂડીની જરૂરિયાત ઉપસ્થિત થઈ હતી.

હિંદ પણ વિશ્વયુદ્ધમાંથી પોતા પુરતો પાઠ મેળવી પોતાની ઉત્પાદન શક્તિ વધારવા કટીબદ્ધ થયું. નવા ઉદ્યોગો સ્થાપવા અને જૂનાને આધુનિક ઢબના બનાવવા માટે મોટા પાયા ઉપર મૂડીની જરૂરિયાત ઉપસ્થિત થઇ. છેલ્લામાં છેલ્લી દુનિયા ભરની આર્થિક આંધીએ પણ બતાવી આપ્યું કે હિંદની અંદર ઔદ્યોગિક વિકાસ માટે નાણાંની ખાસ ગોઠવણ નહિ થાય ત્યાં સુધી હિંદી ઉદ્યોગોની ખીલવણી થઈ શકશે નહિ.

## ઉદ્યોગની નાણાંકીય જરૂરિઆતના પ્રકાર

ઉદ્યોગની નાણાકિય જરૂરિયાતના બે ભાગ પાડી શકાય. (૧) કાયમી મૂડી (૨) ચાલુ મૂડી (કામચલાઉ મુદત માટેની).

જ્યારે ઉદ્યોગની શરૂઆત થાય ત્યારે જમીન ખરીદવી, કારખાનાં બાંધવાં, મશીનરી તથા ઓજારો ખરીદવાં, કારખાનામાં સુધારણા તથા વધારો કરવો, જૂનવાણી જગ્યાએ નવીન આધુનિક ઢબના સંચા ગોઠવવા વગેરે માટે કાયમી મૂડીની જરૂરત પડે છે.

(૨) કાચો માલ ખરીદવા તથા તેમાંથી પાકો માલ તૈયાર કરવા, તૈયાર થયેલા માલને વેચવા, મજૂરોને મજૂરી ચૂકવવા તથા હરહંમેશના ખર્ચાને પહોંચી વળવા ચાલુ હંગામી મૂડીની જરૂર પડે છે. જો કે આ પ્રકારની મૂડીની જરૂરીઆત કામચલાઉ મુદત માટે જ હોય છે. પરંતુ ઉત્તરોત્તર હરવખત અમુક આવી મૂડી તો આમ રોકાએલી રહેવાની જ; એટલે તેટલા પૂરતી મૂડીને આપણે કાયમી મૂડી તરીકે ગણી તે ઉપરાંત જે અવારનવાર ઓછાવત્તા પ્રમાણમાં મૂડીની જરૂર પડે તેને આપણે ચાલુ મૂડી કહીશું.

કાયમી મૂડી તથા ચાલુ મૂડી કેટકેટલા પ્રમાણમાં જોઇએ તેનો આધાર ઉદ્યોગના પ્રકાર ઉપર છે. ગૃહઉદ્યોગમાં મોટી મશિનરી કે ઓજારોની જરૂર પડતી નથી. એટલે કાયમી મૂડીની મોટા પ્રમાણમાં તેમાં જરૂર હોતી નથી. વળી માલના ઉત્પાદન પાછળ તેમાં ટુંક સમય લાગતો હોવાથી મૂડી લાંબો વખત રોકાઈ પણ રહેતી નથી. જ્યારે લોખંડના ઉદ્યોગમાં અગર કાપડની મીલોમાં કીમતી મશિનરીમાં મોટા પ્રમાણમાં કાયમી મૂડી રોકવી પડે છે.

## કાયમી મૂડી ઊભી કરવાની રીત

કાયમી મૂડી બે રીતે ઊભી કરી શકાય:

(૧) ઉદ્યોગની શરૂઆત કરતાં પહેલાં જ શેર મૂડીથી;

(૨) અમુક વર્ષ પછી મશિનરીની ફેરફારી ખાતર અગર ઉદ્યોગને વિસ્તૃત કરવા માટે વ્યાજુ ચિઠ્ઠીઓ(ડીબેન્ચર)થી.

બીજી રીતે કંપની જે નાણાં ઉછીનાં લે છે એની પહોંચ, (નાણાં પાછાં વાળવાની શરતો, વ્યાજનો દર, તેની સામે અપાએલી જામીનગીરીઓ વગેરે લખેલો એક કાગળ) તે નાણાં ધીરનારને આપે છે. આ કાગળને વ્યાજુ ચિઠ્ઠી (ડીબેન્ચર) કહે છે. વ્યાજુ ચિઠ્ઠી બે પ્રકારની હોય છે. મુદતી વ્યાજુ ચિઠ્ઠીમાં, નાણાં નક્કી કરેલા સમયને અંતે પાછાં વાળવાની કબુલાત હોય છે, જ્યારે કાયમી વ્યાજુ ચિઠ્ઠીમાં નાણાં કંપની ચાલુ રહે ત્યાં સુધી પાછાં વાળવાનાં હોતાં નથી. કંપની નફો કરે કે ન કરે પણ વ્યાજુ ચિઠ્ઠીઓ ઉપર ઠરાવેલું વ્યાજ તેણે આપવું જ પડે છે. આ દૃષ્ટિએ શૅર ખરીદવા કરતાં વ્યાજુ ચિઠ્ઠીમાં નાણું રોકવું વધારે સલામત છે. બીજું કંપનીને જ્યારે સંકેલી લેવામાં આવે ત્યારે વ્યાજુ ચિઠ્ઠી ધરાવનારનું લેણું ચૂકવ્યા બાદ કંપની પાસે જે રકમ વધે તેમાંથી શૅર ધરાવનારને ભાગે પડતી વહેંચણી કરવામાં આવે છે.

સામાન્ય રીતે કંપનીની અમુક મિલ્કતની બાંહેધરી ઉપર જ વ્યાજુ ચિઠ્ઠીઓ કાઢવામાં આવે છે, પણ ઘણીવાર કોઈ પણ જાતની બાંહેધરી વિના પણ વ્યાજુ ચિઠ્ઠીઓ કઢાય છે. દેખીતું છે કે એવી નિરાધાર વ્યાજુ ચિઠ્ઠીઓ ધરાવનારાને વધારે વ્યાજ આપવું પડે છે.

## નાણાં માટે હિંદી ઉદ્યોગોને નડતી મુશિબતો

હિંદમાં જે ઉદ્યોગોની માલિકી યુરોપિયનોની છે તે ઉદ્યોગો તો કાયમી કે કામચલાઉ મૂડી મેળવવામાં કશી મુશ્કેલી અનુભવતા નથી. તેઓના લાખો કરોડો રૂપીઆના શૅરો ઝડપથી ખપી જાય છે; પરંતુ હિંદી ઉદ્યોગોને ભૂતકાળમાં બંને પ્રકારની મૂડી મેળવવામાં અત્યંત મુશ્કેલી વેઠવી પડી છે. મધ્યસ્થ તપાસ સમિતિ આગળ હિંદી ઉદ્યોગોએ ભોગવવી પડતી નીચેની મુશ્કેલીઓ રજૂ કરવામાં આવી હતી.

(૧) હિંદની બેન્કો પોતાની મૂડી અને અનામત ફંડનો થોડો ભાગ પણ ઉદ્યોગમાં કાયમી મૂડીમાં રોકતી નથી. બીજા દેશોની માફક નવા ઉદ્યોગના શેર અથવા વ્યાજુચિઠ્ઠી ખરીદીને હિંદી બેંકો નવા ઉદ્યોગોને મદદગાર થઇ શકે. ઔદ્યોગિક કંપનીના આ શેરો બેંક કાયમ માટે ન રાખતાં અમુક મુદત પછી ધીમે ધીમે આ શેરોને વેચી નાખી શકે છે, કે જેથી ફરી તે નાણું બીજા નવા ઉદ્યોગના શેર ખરીદવામાં રોકી શકાય. જર્મનીની અંદર પણ બેંકો આ જ નીતિ અખત્યાર કરે છે. હિંદની બેંકો ઉદ્યોગના શેરો ઉપર નાણું ધીરવાની બહુ હિંમત કરતી નથી. ઇમ્પિરીઅલ બેંકને ૭ મહિનાથી વધારે મુદત માટે ધીરાણ કરવાની છૂટ આપવામાં આવી નહોતી. અને સ્થાવર મિલકત અગર ઉદ્યોગના શેર ઉપર ઇમ્પીરીઅલ બેન્કથી નાણું રોકી શકાતું નહિ હોવાથી, હિંદની આ સૌથી મોટી બેંક ઉદ્યોગના વિકાસમાં જરાય ફાળો આપી શકી નથી. કામચલાઉ મૂડી ધીરતી વખતે પણ બેંકો ૩૦ થી ૪૦ ટકાનો ગાળો રાખતી હોવાથી ઉદ્યોગને પોતાની કાયમી મૂડી પૂરેપૂરી અને કામચલાઉ મૂડી પણ ૩૦ થી ૪૦ ટકા જેટલી જાતે ઊભી કરવી પડે છે.

(૨) શેરથી કાયમી મૂડી ઊભી કરવી એ પણ નવી ઔદ્યોગિક કંપનીઓ માટે મુશ્કેલ બને છે. સને ૧૯૧૯ થી ૧૯૨૩ દરમિયાનમાં નવા ઉદ્યોગો શરૂ કરવાનો એક જુવાળ ઉપજ્યો હતો અને લડાઈ પછીનાં અમુક વર્ષોમાં સરકારે જોઇએ તેના કરતાં વધારે ચલણી નાણું લોકોના હાથમાં મૂકી દીધેલું હોવાથી કુલે આશરે રૂ. ૧૫૦ કરોડની શેર મૂડી આ અરસામાં ઊભી થઈ શકી હતી. પણ સને ૧૯૨૩ થી ૧૯૩૩ સુધીના દસકામાં ફક્ત રૂ. ૩૦ કરોડની જ મૂડી ઊભી થઈ શકી છે. એટલે ઉદ્યોગના શેરની ખરીદીમાં પોતાની બચત રોકવાનું હજુ

પણ આપણા લોકો જોખમકારક ગણે છે. આમ પ્રજા અને બેંકો એમાંથી કોઈ તરફથી ઉદ્યોગોને નાણાંનો સહકાર મળી શકયો નથી.

(૩) ઈંગ્લાંડમાં બેન્કો સદ્ધર ઉદ્યોગપતિને અંગઉધાર નાણું ધીરે છે. જ્યારે આપણા દેશમાં બેંકો જલ્દીથી વેચી શકાય તેવી મિલકત ઉપર પણ મિલકતના ૬૦ થી ૭૦ ટકા માંડ ધીરે છે. પોતાના ગ્રાહકની શાખ ગમે તેટલી સારી હોય તો પણ મિલકત વગર નાણું ધીરવાની પ્રથા હિંદી બેન્કોએ અખત્યાર કરી જ નથી. સારા અને નબળા ઉદ્યોગ વચ્ચેનો તફાવત પારખી સારા ઉદ્યોગને શાખ ઉપર આપણી બેંકોએ નાણું ધીરવું જોઇએ. કારણ અમુક નબળા ઉદ્યોગ નિષ્ફળ જવાથી ઉદ્યોગમાં સદંતર નાણું જ રોકવું બંધ કરવું એ રાષ્ટ્રની પ્રગતિને અવરોધવા સમાન છે.

(૪) ઉદ્યોગની આંટીઘૂંટી સમજવા અગર તેની નાણાંકીય સદ્ધરતા માપવા માટે હિંદી બેંકો ખાસ માહિતી કે સાધન ધરાવતી નથી. ખાનગી મીલકતના નાના ઉદ્યોગો દર વર્ષે પોતાના હિસાબનું સરવૈયું બહાર પાડતા નથી; એટલે તેમની આંતરિક સ્થિતિનું માપ તે બેંકો કાઢી શકે નહિ. પણ જે મોટા ઉદ્યોગો છે તેમની માહિતી મેળવવાનું બેંકો માટે મુશ્કેલ નથી. કંપનીની કુલ મિલ્કતનો અંદાજ કાઢવા માટે બેંક જે તે વિષયના નિષ્ણાતો રોકે તો વિશ્વાસલાયક ખાત્રી થઈ શકે. ઉદ્યોગની સદ્ધરતા જાણવા માટે બેંક પાસે ખાસ કાંઈ સાધન નહિ હોવાને અંગે પોતાના સ્થાનિક ખાતાના મેનેજરના ગમે તેવા અભિપ્રાય ઉપર બેંકે આધાર રાખવો પડે છે. પાંચ લાખની મિલ્કત ધરાવનારની શાખ રૂ. ૧૦૦૦ હોવાનો અભિપ્રાય ઘણા મેનેજરોએ પોતાની હેડ ઓફિસને મોકલ્યાના ઘણા દાખલા બન્યા છે. આ અટકાવવા અગત્યના સ્થળે સ્થાનિક ગૃહસ્થોનું સલાહકાર મંડળ રચવામાં આવે તો બેંક સાધાર માહિતી મેળવી શકે.

(૫) બેંકો અત્યારે તો ટૂંક મુદતી થાપણના પોતાના ભંડોળમાંથી ટૂંક મુદતી હંગામી ધીરાણ કરે છે અને સામાન્ય સંજોગોમાં તો આવી લોન છ છ અગર બાર બાર મહીને તાજી કરી આપે છે. પરંતુ લોન તાજી કરી આપવાનું છેલ્લા દિવસ સુધી અનિશ્ચિત હોવાથી દેણદારને સતત ચિંતામાં જ રહેવું પડે છે; અને મૂડીનો ઉપયોગ પૂરતો થઈ શકતો નથી; કારણ જો લોન તાજી ન કરવામાં આવે તો તેજ દિવસે બેંકને નાણું ભરપાઈ કરવું જ પડે, એટલે તેટલી જોગવાઈ હાથ ઉપર રાખવી તો પડે જ.

(૬) મુંબઈ અને અમદાવાદની કાપડની મીલો કામચલાઉ મૂડી થાપણમાંથી ઊભી કરી લે છે; આ પ્રથા સારી નથી કારણ મંદીના વખતમાં જો બધા જ થાપણદારો પોતાની થાપણની માગણી કરે તો જ્યારે મીલો મંદીમાં સપડાએલી હોય, નાણાંની સખ્ત તંગી ભોગવતી હોય ત્યારે થાપણદારોની માગણી પરિસ્થિતિને વધારે ખરાબ કરી નાખે છે.

(૭) જે મીલોને બેંક ધીરે છે તે મીલોએ તારણ તરીકે આપેલી મિલકતને બેંકની ગોદીમાં (ગોડાઉનમાં) ખસેડવી પડે છે. અગર તો મીલના ગોડાઉનને બેંક પોતાનું તાળું દઈ તેના ઉપર બેંક પોતાના નામનું પાટિયું લગાડે છે. આ બન્ને રીત મીલની શાખને ધોખો પહોંચાડે છે. કારણ મીલ ઉપરના વિશ્વાસને અંગે જે થાપણો આવી હોય તે થાપણદારો ઉપલી વસ્તુને મીલની નબળાઈના સૂચક તરીકે જ ગણે.

(૮) સને ૧૯૩૫ સુધી બેંકો જ્યારે ઉદ્યોગોને નાણું ધીરતી ત્યારે મધ્યસ્થ બેંકના ચાલુ વટાવ દર અગર તેનાથી પણ એક કે દોઢ ટકા વધારે વ્યાજ લેતી. તે વખતે ઇમ્પિરીઅલ બેંકનો વટાવ દર (બેંક રેઇટ) સામાન્ય રીતે સાત ટકા રહેતો.

આમ ૮ થી ૯½ ટકાના દરે બેંકો ઉદ્યોગોને નાણું ધીરે તે કેવી રીતે પોસાણ થઈ શકે એ સૌ કોઈ સમજી શકશે.

(૯) ઉપાડ છૂટ (કેશ ક્રેડિટ) ની બાબતમાં તો મંજૂર કરાએલી રકમનો ઉપયોગ થાય કે ન થાય, તો પણ બેંક અર્ધી અગર ચોથા ભાગની રકમનું વ્યાજ તો લે જ; આવી શરત ઉદ્યોગને બહુ ભારરૂપ નિવડે છે.

(૧૦) સરકારની જકાત નીતિ પણ લોકોના ઉદ્યોગમાં નાણું રોકવા તરફના અભાવ માટે જવાબદાર છે, કારણ કે પરદેશી હરીફાઈથી કોઈ ઉદ્યોગ તૂટું તૂટું થઈ રહ્યો હોય ત્યારે પણ સરકાર બહારથી આવતા માલ ઉપર આયાત જકાત નાખી તે ઉદ્યોગને રક્ષણ આપશે કે કેમ તે કહી શકાતું નથી. એક વખત રક્ષણ અપાયા પછી પણ ઉદ્યોગ તેનો પૂરતો લાભ ઉઠાવે તે પહેલાં તો સરકાર કાં તો આયાત જકાત ઘટાડી નાખે છે અગર તો દેશી ઉદ્યોગ ઉપર જ બીજા કર નાખી રક્ષણની અસર નાબૂદ કરી નાખે છે. આમ હોવાથી કોઈ ઉદ્યોગ મક્કમ પ્રગતિ કરી શકતો નહિ હોવાને અંગે તેના શેર ખરીદવાનું લોકો સલામત માનતા નથી.

## ઉદ્યોગને નાણું પૂરું પાડનારી સંસ્થાઓ

હિંદની અંદર અત્યારે ઉદ્યોગને નાણું ધીરી શકે તેવી સંસ્થાઓ નીચે જણાવ્યા પ્રમાણે છે.

(૧) ઈમ્પિરીઅલ બેન્ક ઓફ ઇન્ડીઆ;

(૨) ખાનગી માલિકીની શૅર મૂડીવાળી બેંકો (મુખ્યત્વે વેપારી બંકો);

(૩) હૂંડીઆમણની બેંકો;

(૪) શરાફો, શાહુકારો અને જાહેર જનતા;

(૫) મેનેજિંગ એજન્ટસ;

(૬) સરકાર.

સને ૧૯૩૫ સુધી તો ઈમ્પિરીઅલ બેંક ઉપર મધ્યસ્થ બેંક તરીકેની જવાબદારી હોવાથી તે લાંબી મુદત માટે ધીરાણ કરી શકતી નહોતી. પણ ઇમ્પિરીઅલ બેંક સને ૧૯૩૫ થી સરકારી અંકુશથી મુકત થઇ છે એટલે હવે આગેવાન વેપારી બેંક તરીકે ઉદ્યોગને કામચલાઉ મૂડી પૂરી પાડવા તરફ એ ઢળે એ ઇચ્છિવા યોગ્ય છે. બીજી બેન્કો વેપારી ક્ષેત્રથી બહાર પગ મૂકવા બહુ માગતી નથી અને હૂંડીઆમણની બેંકો પરદેશી મૂડી અને કારોબાર તળે હોવાથી સ્વદેશી ઉદ્યોગને તે મદદગાર થાય તેવી આશા સેવવી વ્યર્થ છે. એટલે અત્યારે કાયમી મૂડી માટે ઉદ્યોગને જાહેર જનતામાંથી શૅરથી મૂડી ઊભી કરવા સિવાય રસ્તો નથી. પરંતુ ઔદ્યોગિક કંપનીના શેર ખરીદવા માટે હિંદમાં હજુ રુચિ પેદા થઈ નથી અને કામચલાઉ મૂડી માટે પણ બેંકોના અધકચરા સાથ અને મેનેજિંગ એજન્ટની દયા ઉપર જ ઉદ્યોગોએ નભવું પડે છે.

યુરોપના ઔદ્યોગિક દેશોમાં નાણા બજારમાંથી કામચલાઉ મૂડી સસ્તા દરે બહોળા પ્રમાણમાં મેળવી શકાય છે; ત્યાં ફકત મુંઝવતો પ્રશ્ન કાયમી મૂડી ઊભી કરવા પૂરતો જ હોય છે. જ્યારે આપણા દેશમાં તો કાયમી મૂડી ઊભી કરવી એ બન્ને વિકટ પ્રશ્નો છે. હિંદની બચત, બાંધી મુદતની થાપણો, સરકારી જામીનગીરી, અગર પોસ્ટલ કેશ સર્ટીફીકેટ જેવા તદ્દન સહિસલામત રોકાણો તરફ વળે છે. જે ઉદ્યોગનું ભાવી સંપૂર્ણ સફળ જોઈ શકાતું હોય તેવા ઉદ્યોગો પણ પોતાની શૅર મૂડી સહેલાઈથી ઊભી કરી શકતા નથી. યુરોપમાં જેમ શૅર ખપાવનારા દલાલો છે તેમ હિંદમાં નવા ઉદ્યોગના શૅરને જનતા સમક્ષ મૂકી

તેને ખપાવનારા દલાલો પૂરતા પ્રમાણમાં ઊભા થયા નથી. યુરોપમાં તો વેપારી બેંકો પોતાના ભંડોળમાંથી સારી એવી રકમ નવા ઉદ્યોગના શૅર ખરીદવામાં રોકે છે અને બે ત્રણ વર્ષે જ્યારે તે ઉદ્યોગ ખ્યાતિ મેળવે ત્યારે તે શૅરો વેચી નાખે છે; જ્યારે હિંદની બેંકો આવી રીતે શૅરો ખરીદવાના કામને સાહસ તરીકે ઓળખે છે. બીજા દેશોમાં વીમા કંપનીઓ પણ સ્થાવર મિલકત અને કારખાનાના ગીરો ઉપર લાખો રૂપીઆ ધીરે છે; અને સારી કંપનીઓની વ્યાજુચિઠ્ઠીઓમાં પોતાનું નાણું રોકી સારું વ્યાજ કમાય છે. જ્યારે હિંદી વીમા કંપનીઓ વધારે પડતું નાણું સરકારી જામીનગીરીમાં જ રોકી રાખે છે.

આમ પ્રથમ શૅર મૂડી મેળવવામાં જે મુશ્કેલી નડે છે તેના કરતાંય આગળ ઉપર ઉદ્યોગને વિસ્તૃત કરતી વખતે વ્યાજુ ચિઠ્ઠીથી નાણું મેળવવું વધારે મુશ્કેલ બને છે. યુરોપના દેશોમાં ઉદ્યોગો જેટલું નાણું શૅર મૂડીથી ઊભું કરે છે તેટલું જ નાણું વ્યાજુ ચિઠ્ઠીમાંથી ઊભું કરે છે. જ્યારે હિંદમાં વ્યાજુ ચિઠ્ઠી ખપાવનારા દલાલોના અભાવે હજુ સુધી વ્યાજુ ચિઠ્ઠીમાં નાણું રોકવું સહિસલામત છે તથા સરકારી જામીનગીરી જેટલું જ અગર તેથી વધારે વ્યાજ તે અપાવે છે, આ વાત જનતાના ખ્યાલ ઉપર આવી શકી નથી. ઈમ્પિરીઅલ બેન્ક અને બીજી વેપારી બેંકો વ્યાજુચિઠ્ઠી ખરીદતી નથી કારણ જ્યારે આ વ્યાજુ ચિઠ્ઠી વેચી નાંખી નાણું કરી લેવું હોય ત્યારે બજારમાં તેના ગ્રાહક જલ્દીથી મળતા નથી.

સ્ટાંપ ડયુટી, રજીષ્ટ્રેશન ફી તથા વ્યાજુ ચિઠ્ઠી ખપાવવા આપવી પડતી ૨ થી ૫ ટકા હકસાઈ ( કમિશન ) આ બધા ખર્ચાને અંગે વ્યાજુ ચિઠ્ઠીથી જે નાણું ઉદ્યોગો મેળવી શકે છે તે સરવાળે બહુ મોઘું પડી જાય છે.

વ્યાજુ ચિઠ્ઠીથી મૂડી ઊભી નહિ કરવાનું બીજું કારણ પણ એક એ છે કે જે કંપની વ્યાજુ ચિઠ્ઠી બહાર પાડે છે તે આંતરિક નાણાંકીય નબળાઇને અંગે જ તેમ કરે છે તેવો ખ્યાલ હિંદની સામાન્ય જનતા અને ખાસ કરીને બેંકો બાંધે છે. એટલે બને ત્યાં સુધી ઉદ્યોગો બીજી કોઇ રીતે નાણું ઊભું કરી લેવું વધારે સલાહભર્યું માને છે. જે કંપનીઓને બેંકોએ નાણું ધીર્યું હોય તે કંપનીઓ જો વ્યાજુ ચિઠ્ઠીઓ બહાર પાડે તો આપેલી લોન તુરતમાં જ તે પાછી ખેંચી લે છે. આમ વધારાની મૂડી જો શૅરથી ઊભી કરવામાં આવે તો તે વ્યાજબી ગણાય અને વ્યાજુ ચિઠ્ઠીથી ઊભી કરાય તો તે કંપનીની નબળાઈ સૂચક ગણાય આવું બેહૂદું તત્ત્વજ્ઞાન હિંદના નાણાવટાના ક્ષેત્રમાં પ્રવર્તે છે.

## હિંદની બેંકો જર્મનીના આદર્શને અનુસરી ઔદ્યોગિક નાણાકીય વિષયમાં શું કરી શકે છે ?

આ પ્રશ્ન તપાસતાં પહેલાં આપણે જર્મનીની બેંકો અને જર્મન ઉદ્યોગનો સંબંધ તપાસીએ કારણ કે દુનીઆભરમાં જર્મની એક જ એવો દેશ છે કે જ્યાં બેંકો અને ઉદ્યોગો ઓતપ્રોત થઈ ગયાં છે. હિંદી બેંકો પોતાની સમક્ષ એ આદર્શ રાખી હિંદી વાતાવરણને અનુકૂળ ફેરફાર પોતાના વલણમાં કરે એ ઇચ્છવા યોગ્ય છે.

સામાન્ય રીતે ઘણાંને એવો ખ્યાલ છે કે જર્મન બેંકો તો ઉદ્યોગને લાંબી મુદત માટે કાયમી મૂડી પૂરી પાડે છે; ઘણી બેંકોને તો પોતાના જ ઉદ્યોગો છે, ત્યાંની બેંકો ઘણી ઔદ્યોગિક કંપનીના બધા શેરો કાયમ માટે ખરીદી લે છે વગેરે. પરંતુ ખરી વસ્તુ આનાથી જુદી જ છે.

ત્યાંની બેંકો ઉદ્યોગોને કામચલાઉ મૂડી પૂરી પાડવા પૂરતી જ પોતાની ફરજ સમજે છે. જો કે ઓગણીસમી સદીનાં છેલ્લાં ત્રીસથી ચાળીસ વર્ષો દરમિયાન બેંકો ઘણી ઔદ્યોગિક કંપનીના બધા શેરો ખરીદી લેતી, પણ તે કાયમ માટે તો નહિ જ. નવા સ્થપાયેલા ઉદ્યોગના શૅર ખરીદતાં લોકો ડરે તેટલા માટે પોતે ખરીદી લઈ બે ચાર વર્ષે ધીમે ધીમે બેંકો તે શેરો વેચી નાખતી.

તે ઉપરાંત ત્યાં બેંકો શૅરો ખપાવવાનું પણ કામ કરે છે. કોઇ પણ કંપનીના શૅર ખપાવવાનું કામ હાથ પર લેતાં પહેલાં બેંક ખાસ તટસ્થ નિષ્ણાત રોકી તે ઉદ્યોગની સફળતાની શક્યતાનો અંદાજ જાણી લે છે. બેંકને ખાત્રી થાય કે ઉદ્યોગ ટૂંક વખતમાં પગભર થઈ શકે તેવો સંભવ છે તો પછી તેવી કંપનીના શૅર પોતે ખરીદે છે અને લોકોમાં પણ વેચે છે. જર્મનીમાં જે બેંક શૅર ખપાવવાનું કામ માથે લે છે તે બેંક કંપનીની આર્થિક સદ્ધરતા માટે જવાબદાર ગણાય છે; અને બેંક પણ આ જવાબદારી સ્વીકારે છે. જ્યારે ઇંગ્લાંડ કે બીજા કોઈ દેશમાં બેંકો આવી જવાબદારી સ્વીકારતી નથી.

કંપનીના વ્યવસ્થાપક મંડળ ઉપર બેંક પોતાનો પ્રતિનિધિ નીમે છે, કે જેથી કંપનીના હરકોઇ પ્રશ્નથી પોતે સતત માહિતગાર રહી શકે. ઘણી બેંકોને તો દોઢસોથી બસો જેટલી ઔદ્યોગિક કંપનીના વ્યવસ્થાપક મંડળમાં પોતાને પ્રતિનિધિત્વ મળેલું હોય છે. આમ જુદી જુદી કંપનીઓના વહિવટથી પોતે વાકેફ રહે છે. પોતાનો આ અનુભવ નબળી કંપનીઓની ત્રુટીઓ સુધારવામાં તે વાપરી શકે છે. બેંકના વ્યવસ્થાપક મંડળમાં પણ ઉદ્યોગપતિઓને સ્થાન આપવામાં આવે છે. આમ જર્મનીમાં બેંકો અને ઉદ્યોગો એવા ઓતપ્રોત થએલાં છે કે ઉદ્યોગની પરિસ્થિતિથી બેંકો સંપૂર્ણ માહિતગાર રહે છે અને ઉદ્યોગની મુશ્કેલીની કદર

કરી શકે છે. એક બેંક આમ અનેક કંપની અને ઉદ્યોગમાં રસ ધરાવતી હોવાથી બેંકનું જોખમ વહેંચાઇ જાય છે. કારણ એક જ પ્રકારના ઉદ્યોગમાં બધું નાણું રોકાયું હોય અને તે ઉદ્યોગ જો કોઈ કારણસર પડી ભાંગે તો બેંક પણ સંડોવાઇ જ જાય. આ બેંકો બેથી ચાર વર્ષની મુદત માટે થાપણો સ્વીકારે છે અને તેનો ઉપયોગ તેટલી જ મુદત માટેના ધીરાણમાં કરે છે.

જર્મન બેંકોની આ નીતિ હિંદી બેંકો અનુસરે એ ઈચ્છવા યોગ્ય છે. ઈમ્પિરીઅલ બેન્કની મૂડી અને અનામત ફંડ રૂ. ૧૧ કરોડનું છે. હિંદની બીજી મોટી બેંકોની મૂડી તથા અનામત ફંડ પણ મોટા પ્રમાણમાં છે. આ બેંકો પોતાનું ભંડોળ નવી શરૂ થતી ઔદ્યોગિક કંપનીના શેર ખરીદવામાં રોકે તો ઔદ્યોગિક નાણાં પ્રકરણમાં નવાં પ્રસ્થાન પડશે; અને ઔદ્યોગિક કંપનીઓને લોકોની થાપણમાંથી પોતાની કાયમી મૂડી ઊભી કરવી પડે છે તે ત્રૂટી પણ બંધ થશે.

હિંદી બેંકો ઔદ્યોગિક કંપનીના વ્યવસ્થાપક મંડળ ઉપર પોતાનો એક પ્રતિનિધિ રાખે તો તે કંપની સાથેના ધીરાણના કામકાજમાં રહેલું જોખમનું તત્ત્વ ઓછું કરી શકશે અને બેંકના પ્રતિનિધિના જ્ઞાન અને બહોળા અનુભવનો લાભ કંપની પણ ઉઠાવી શકશે. દરેક ઔદ્યોગિક કંપનીએ પોતાનું સઘળું નાણા-વટાનું કામકાજ એક જ બેંક મારફત પછી કરવું જોઈએ.

કંપનીની મિલકત પોતાની વખારોમાં રાખી કબજામાં રાખવાની વૃત્તિ બેંકોએ રાખવી જોઈએ નહિ કારણ તેમ કરવાથી કંપનીની પ્રતિષ્ઠાને ધોખો પહોંચે છે. જો હિંદમાં જાહેર ગોડાઉનો થાય તો ગોડાઉનમાં માલ રાખ્યાની પાવતી ઉપર બેંક નાણું ધીરી શકે. મીલ આવાં ગોડાઉનમાં પડેલો માલ સહેલાઈથી વેચી

પણ શકે અને માલની કિંમત આંકવાનું પણ જાહેર ગોડાઉનો મારફત થઈ શકે.

બેંકોએ મોટા નફા (ડીવીડન્ડ) બહાર પાડવાનો મોહ બંધ કરી વાર્ષિક નફાનો વધારે ભાગ અનામત ફંડ ખાતે લઈ જવો જોઇએ કે જે ફંડના થોડા ભાગનો ઉપયોગ ઉદ્યોગને ધીરવામાં કરી શકાય.

આમ છતાં પણ હિંદની બેંકો કાંઇ એમ તુરત ઉદ્યોગમાં રસ ધરાવતી થઈ જાય તેવી આશા રાખવી વધારે પડતી છે, અને ભવિષ્યમાં પણ નવા નવા ઉદ્યોગોને તો બેંકો કામચલાઉ મૂડી પણ પૂરતા પ્રમાણમાં પૂરી પાડશે યા પાડી શકશે કે કેમ તે શંકાસ્પદ છે. કારણ નવા ઉદ્યોગોની સદ્ધરતા માપવાનું બેંકો પાસે સાધન શું? માટે નવા ઉદ્યોગોએ કાયમી મૂડી શેરમૂડીથી ઊભી કરતી વખતે ચાલુ મૂડીની પણ જરૂર પડનાર જ છે એ દૃષ્ટિએ થોડી વધારે શેરમૂડી ઊભી કરવાનું લક્ષમાં રાખવું વધારે સલાહભર્યું છે.

હવે આપણે હિંદના ઉદ્યોગો માટે નાણાનું સાધન પૂરું પાડનાર એક અને અનોખું સાધન "મેનેજિંગ એજન્ટસ" તેના ઉપર વિગતથી વિચાર કરીએ.

## મેનેજિંગ એજન્સીની પ્રથાની પૂર્વભૂમિકા

ઉપર આપણે જોયું તે પ્રમાણે, હિંદમાં અસ્તિત્વ ધરાવતા નાણાવટાના સાધનો તરફથી ઉદ્યોગોને નાણું સારા પ્રમાણમાં મળી શકતું નથી. તેમ જ સ્વતંત્ર ઔદ્યોગિક બેંકો પણ હિંદમાં સ્થપાઇ નથી. એટલે દુનિઆના કોઈ પણ ભાગમાં નહિ એવી નવી જ સંસ્થા હિંદમાં ફાલીફુલી છે કે જેણે આજ સુધી હિંદમાં નવા ઉદ્યોગોને નાણું પૂરું પાડવામાં રસ લીધો છે. આપણે પહેલા

પ્રકરણમાં જોઇ ગયા કે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના વખતમાં અંગ્રેજી કોઠીઓ (એજન્સી હાઉસ)ની સ્થાપના હિંદમાં થઈ હતી કે જે મુખ્યત્વે હિંદનો ઇંગ્લાંડ સાથેનો વેપાર સંભાળતી હતી. આ એજન્સી કોઠીઓએ વખતના વહેવા સાથે મેનેજિંગ એજન્ટનું રૂપ લીધું. હિંદમાં અંગ્રેજી મૂડીથી સ્થપાતા ઉદ્યોગ માટે ઇંગ્લાડથી મૂડી ખેંચી લાવવાનું કામ આ એજન્ટો કરતા. તેમનું અનુકરણ હિંદીઓએ પણ કર્યું. મોટા પાયા ઉપરના ઉદ્યોગોની હિંદમાં સ્થાપના થવા માંડી, ત્યારે અમુક સાહસિક વ્યક્તિઓ ભેળી થઇ પોતાની જવાબદારી ઉપર કંપનીની સ્થાપના કરવા લાગ્યા. શરૂઆતમાં જો કંપનીના શેર ન ખપે તો પોતે મૂડી પૂરી પાડવા લાગ્યા. કંપનીનો વહીવટ પણ મૂડી પૂરી પાડનારના હાથમાં હોય તે સ્વાભાવિક છે. એટલે ભવિષ્યમાં મેનેજિંગ એજન્ટો કંપનીના શેર જાહેરમાં વેચે તો પણ કંપની ઉપરનું પોતાનું વર્ચસ્વ તો કાયમ જ રહેવાનું; જો કે કોઈ પણ ઔદ્યોગિક કંપની શરૂ કરતાં પહેલાં જે પ્રાથમિક ખર્ચો થાય તે પણ મેનેજિંગ એજન્ટસ કાઢતા. શરૂઆતના ચાર પાંચ વર્ષો સુધી કંપની નફો મેળવવા શક્તિમાન ન થાય તો ત્યાં સુધી ભોગવવું પડતું બધું ખર્ચ મેનેજીંગ એજન્ટસ ઉપાડતા; જેના બદલામાં કંપનીના ભાગદારો એ સાહસિક વ્યક્તિઓને કંપનીનો વહીવટ સોંપતા અને તેઓ અમુક મહેનતાણું લઈ કંપનીના વહીવટનું કામકાજ સંભાળતા.

## મેનેજિંગ એજન્ટસ તથા કંપની પ્રમોટર્સ (પ્રયોજકો) વચ્ચેનો તફાવત

ઇંગ્લાંડની અંદર સૈકાઓથી કંપની શરૂ કરવાની જવાબદારી સ્વીકારનારી મંડળીઓ (કંપની પ્રમોટર્સ) ઉપર છે કે જે નવી કંપનીના શેર ખપાવવાનું કામ કરે છે. કંપની અને કંપનીના ભાવી માલિકો વચ્ચે આ પ્રયોજકો એક સાંકળની ગરજ સારે છે. તેવી

વ્યવસ્થા હિંદમાં હજુ સુધી થઈ શકી નથી. નહિ તો ઇંગ્લાંડમાં અને યુરોપના બધા દેશોમાં કંપનીને શરૂ કરવામાં જે જે વિધિ કરવી પડે (કંપનીને વ્યવસ્થિત પાયા ઉપર ચાલતી કરતાં સુધી) તે ત્યાં પ્રયોજકો (પ્રમોટર્સ) એટલે કંપની શરૂ કરનારી સંસ્થા સંભાળે છે. અને આના બદલામાં કંપની તેને અમુક મહેનતાણું આપે છે. પણ ત્યાર પછી કંપની અને પ્રમોટર્સ વચ્ચે કોઈ પણ જાતનો સંબંધ કાયમ રખાતો નથી. જ્યારે હિંદમાં તો મેનેજિંગ એજન્ટસ ઇંગ્લાંડના પ્રમોટર્સનું જે કામ કરે છે તેના બદલામાં કંપનીનો વહિવટ કાયમ માટે પોતાના હાથમાં રાખે છે. એટલે આપણા દેશમાં તો કંપનીનો સ્વાર્થ અને મેનેજિંગ એજન્ટના સ્વાર્થ એકમેક સાથે કાયમ માટે સંકળાયેલા જ રહે છે.

## મેનેજિંગ એજન્ટસની કામગીરી

મેનેજિંગ એજન્ટ ત્રણ પ્રકારનાં કર્તવ્યો બજાવે છે.

(૧) કંપની શરૂ કરવાનું;

(૨) કંપનીને જોઈતું નાણું પૂરું પાડવાનું;

(૩) કંપનીનો વહીવટ સંભાળવાનું.

આ ત્રણમાં આપણે તો બીજા કર્તવ્ય સાથે જ આ જગ્યાએ સંબંધ છે; એટલે કે મેનેજિંગ એજન્ટ ઔદ્યોગિક કંપનીને કેવી રીતે નાણાંકીય મદદ કરે છે તે આપણે જોઈએ.

ઉપર આપણે જોયું તેમ, દરેક ઉદ્યોગને કાયમી મૂડી અને ચાલુ મૂડીની જરૂર પડે છે. તે મેળવવામાં મેનેજિંગ એજન્ટ નીચે દર્શાવેલી રીતે ઉપયોગી થઈ પડે છે.

(૧) પ્રથમ તો કંપનીના માહિતીપત્રક (પ્રોસપેક્ટસ)ના મથાળે મેનેજિંગ એજન્ટનું નામ છપાએલું હોવાથી અને મેનેજિંગ એજન્ટ જે તે જીલ્લાના જાણીતા આબરૂદાર ગૃહસ્થો હોવાથી

શૅર ખરીદનારને કંપનીની સદ્ધરતા માટે તુરત વિશ્વાસ બેસે છે. અને કંપનીના ભાવીની સફળતા નહિ પણ મેનેજિંગ એજન્ટની પ્રતિષ્ઠા કંપનીના શૅર ખપાવવામાં મદદગાર થાય છે.

(૨) શરૂઆતમાં જો બધા શૅરો ન ખપે તો મેનેજિંગ એજન્ટ કંપનીના શૅરનો મોટો ભાગ પોતે ખરીદી શરૂઆતમાં આવશ્યક એવી કાયમી મૂડી પોતે પૂરી પાડે છે. મેનેજિંગ એજન્સી ધરાવતી હિંદની કંપનીઓની મોટા ભાગની શૅર મૂડી ઘણે ભાગે એજન્ટોએ પૂરી પાડેલી હોય છે. અમદાવાદમાં તો ઘણી કંપનીઓની મૂડીના ૬૦ થી ૯૦ ટકા મૂડી મેનેજિંગ એજન્ટોએ પૂરી પાડેલી છે.

(૩) પોતે નહિ તો પોતાના મિત્રો અને સંબંધીઓ પાસે પણ કંપનીના શૅરો લેવડાવે છે. આમ મેનેજિંગ એજન્ટની મદદ વિના હિંદની ઘણી કંપનીઓ શરૂ થઈ શકી હોત કે કેમ તે શંકાસ્પદ છે.

અમદાવાદમાં મેનેજિંગ એજન્ટો ઘણે ભાગે લિમિટેડ કંપનીના રૂપમાં હોય છે. એક કાપડની મિલ શરૂ કરવા માટે સામાન્ય રીતે રૂ. ૨૦ લાખની મૂડીની જરૂર પડે તો રૂ. ૫ લાખ તો શૅર મૂડીથી ઊભા કરવામાં આવે; બીજા ૫ લાખ સાત વર્ષની મુદતની થાપણો મારફત અને બાકીના રૂ. ૧૦ લાખ એક વર્ષની થાપણોથી અગર મેનેજિંગ એજન્ટો પોતાની મૂડીથી ઉભા કરે છે. એજન્સી કમિશનનો અમુક હિસ્સો આપીને સાત વર્ષે પાકતી થાપણ મેળવાય છે. દા. ત. મેનેજિંગ એજન્ટો રૂ. ૧૦૦૦ ની નામની મૂડીથી એક લિમિટેડ કંપની શરૂ કરે અને જો કોઈ માણસ રૂ. ૨૦૦૦ સાત વર્ષની મુદત માટે થાપણ લાવે તથા રૂ. ૩૦૦૦ સામાન્ય શૅર મૂડી પેટે એમ મળી કુલ્લે રૂ. ૫૦૦૦ લાવે, તેને એક શૅર આપી મેનેજિંગ એજન્સીના નફાનો $\frac{1}{1000}$

ભાગ આપે. આવા એક એક રૂપિયાવાળા એક શૅરની કિંમત અમદાવાદમાં ઘણી વખત આઠસોથી એક હજાર રૂપીયા હોય છે.

(૫) કાયમી મૂડી ઉપરાંત ચાલુ મૂડી પણ મેનેજિંગ એજન્ટો કંપનીની વ્યાજુ ચિઠ્ઠી (ડીબેન્ચર) ખરીદીને પૂરી પાડે છે. ઔદ્યોગિક વ્યાજુ ચિઠ્ઠીઓ ખરીદવા માટેનું આપણા દેશમાં હજુ પણ વાતાવરણ તૈયાર થએલું નહિ હોવાને અંગે જ્યારે જ્યારે ઔદ્યોગિક કંપનીઓ વ્યાજુ ચિઠ્ઠીઓ બહાર પાડે છે અને તેના ખરીદનારા તુરત મળી આવતા નથી ત્યારે મેનેજિંગ એજન્ટો વ્યાજુ ચિઠ્ઠીઓ ખરીદે છે. મુંબઈની અંદરની જેટલી કંપની મેનેજિંગ એજન્સીના વહીવટ તળે છે તેમાંની જેટલી કંપનીઓએ વ્યાજુ ચિઠ્ઠી બહાર પાડી છે તેની કુલ રકમનો પાંચમો ભાગ તો મેનેજિંગ એજન્ટોએ જ પૂરો પાડ્યો છે. તાતાનો લોખંડનો ઉદ્યોગ, હાઈડ્રોઇલેક્ટ્રીકનો (જળ વિદ્યુતનો) ઉદ્યોગ વગેરે કે જે શરૂઆતના પાંચ વર્ષ કશો નફો કરી શકતા નથી અને કાયમી મૂડીના પ્રમાણમાં આ પાંચ વર્ષમાં વખતો વખત કામચલાઉ મૂડીની મોટા પ્રમાણમાં જરૂરીઆત ધરાવે છે તેવા ઉદ્યોગોને જો મેનેજિંગ એજન્ટો આ અરસા દરમિયાન ટકાવી ન રાખે તો આવા ઉદ્યોગો કદી પણ નફો કમાવાની પરિસ્થિતિમાં આવી શકે કે કેમ તે શંકાસ્પદ છે. બીજા દેશોમાં તો કાયમી મૂડી ઊભી કરતી વખતે જાણી જોઇને શેરમૂડી વધારે ઊભી કરી લે છે કે જેમાંથી ભવિષ્યનાં ત્રણ ચાર વર્ષો માટેની ચાલુ નાણાંની જરૂરિયાતની જોગવાઈ થઈ શકે. પણ હિંદમાં તો ખપ પૂરતી શેર મૂડી ભેગી કરતાં જ મુશ્કેલી નડે છે. એટલે ભાવીની જોગવાઈ અગાઉથી કરી નાખવાનો પ્રશ્ન જ નથી. આ દ.ષ્ટએ મેનેજિંગ એજન્ટોની ઉપયોગિતા હિંદ જેવા દેશ માટે સમજી શકાય તેવી છે.

(૬) મેનેજિંગ એજન્ટો પોતાની પ્રતિષ્ઠાના પાયા ઉપર લાખો રૂપીઆની થાપણો પોતાના વગવસીલાથી તેમ ઘણી વખત તો જાહેર પ્રજામાંથી પણ મેળવી શકે છે. અમદાવાદમાં તો જાહેર પ્રજા પોતાની બચત બેંકોમાં રાખવાને બદલે મીલમાં જમા રાખવી વધારે સલામત માને છે અને છેલ્લાં અનેક વર્ષોનો ઇતિહાસ સાબિત કરે છે કે મિલોના મેનેજિંગ એજન્ટો પાસે રખાએલી લોકોની થાપણની એક પાઈ પણ ખોટી થઈ નથી. આથી અમદાવાદની મીલોને બેંકની મદદની ગરજ પડી નથી. ઊલટાની ત્યાંની મિલો બેંકને ત્યાં પોતાની મિલકત ગીરો મૂકી વ્યાજે રૂપીઆ લેવાનું પોતાની આબરૂને હાની પહોંચાડવા સમાન ગણે છે. અમદાવાદની મીલો પોતાની નાણાકીય જરૂરિયાતના ૪૦ ટકા તો લોકોની થાપણમાંથી મેળવી લે છે, જ્યારે બેંકો પાસેથી લેવાતી મદદ ફક્ત ૪ ટકા જેટલી જ છે. અમદાવાદનો મિલ ઉદ્યોગ વ્યાજુ ચિઠ્ઠીથી નાણું ઊભું કરવા તરફ વળ્યો નથી. કારણ એક તો આ વ્યાજ થાપણો ઉપરના વ્યાજ કરતાં વધારે એટલે ૬ થી ૮ ટકા જેટલું હોય છે. વ્યાજુ ચિઠ્ઠીથી મેળવાયેલું નાણું મોંઘુ પડે છે અને બીજું વ્યાજુ ચિઠ્ઠી કંપનીની નબળાઈ સૂચવે છે એવો સામાન્ય ભ્રમ હજુ પ્રવર્તે છે.

(૭) આ ઉપરાંત કંપનીને મુશ્કેલીના સમયમાં મેનેજિંગ એજન્ટો વ્યાજે નાણાં ધીરીને પણ બચાવી રાખે છે. મુંબઈ અને અમદાવાદની મિલોને મેનેજિંગ એજન્ટોએ આશરે રૂ. ૮ કરોડ ધીર્યાં છે કે જે રકમ મીલોની કુલ નાણાકીય જરૂરિયાતના આશરે ૨૫ ટકા જેટલી ગણાય. ઉદ્યોગ જ્યારે મંદીમાં સપડાયો હોય, નાણાંની સાર્વત્રિક તંગી હોય ત્યારે બેંકો કદી પણ ઔદ્યોગિક કંપનીને નાણું ધીરે એ અકલ્પનીય છે. આવા આવા વખતે ખોટમાં જતી કંપનીઓને મેનેજિંગ એજન્ટોએ ટેકો આપી બચાવ્યાના અસંખ્ય દાખલા બન્યા છે કે જે કંપનીઓ પોતાના

ભાગીદારોને અત્યારે ૮ થી ૧૨ ટકા વ્યાજ આપી રહી છે. જે દેશમાં ઉદ્યોગને નાણું ધીરનારી બેંકો હજુ સ્થપાઇ નથી. ત્યાં મેનેજિંગ એજન્ટોની આ મદદ ઔદ્યોગિક વિકાસ માટે અનિવાર્ય હતી અને હજી પણ છે તેમાં બે મત હોઈ શકે નહિ.

(૮) હિંદની બેંકો ઔદ્યોગિક કંપનીને નાણું ધીરે છે ત્યારે કબુલત ચિઠ્ઠી માગે છે. આવી સહિ જામીનગીરીના રૂપમાં લેવામાં આવે છે. કંપની વતીની આવી જામીનગીરી મેનેજિંગ એજન્ટો સ્વીકારી લે છે અને એમ કહીએ તો જરાય ખોટું નથી. બેંકો કંપનીને નાણું ધીરતી વખતે મેનેજિંગ એજન્ટોની શાખને વધારે અગત્યતા આપે છે.

આમ સામાન્ય જનતાને ઉદ્યોગ તરફ રસ લેતા કરવાનું અને નાણાંની જરૂરિયાત ધરાવતા વર્ગનો સંપર્ક કરાવવાનું અમુલ્ય કાર્ય મેનેજીંગ એજન્ટોએ બજાવ્યું છે. આટલો ઋણ-સ્વિકાર ન કરીએ તો મેનેજિંગ એજન્ટોને અન્યાય કરવા સમાન છે.

## મેનેજિંગ એજન્સી વહીવટની કાળી બાજુ

પણ જેમ દરેક પ્રશ્નને બે બાજુ હોય છે તેમ મેનેજીંગ એજન્સીની પ્રથાએ હિંદના ઔદ્યોગિક વિકાસમાં મહાન ફાળો આપ્યો છે, તે સાથે જ આ પ્રથાથી દેશને સોસવું પણ ઘણું જ પડયું છે; અમુક મેનેજિંગ એજન્ટોની ચૂસણ નીતિ તથા વેપારી અનીતિથી સારી પ્રથા અત્યારે તો વગોવાઈ ગઇ છે અને તેના દૂષણ તળે તેની અગત્ય અને ખૂબી ઝાંખા પડયાં છે.

એક તો આપણે જોયું તે પ્રમાણે, ઇંગ્લાંડની અંદર કંપની શરૂ કરનારા (પ્રમોટર્સ) કંપનીને અસ્તિત્વમાં લાવ્યા બાદ કંપની સાથેનો તેમનો સંબંધ છુટો કરે છે. તેમ નહિ કરતાં, આપણા મેનેજિંગ એજન્ટો તો કંપનીના વહીવટ ઉપરનું પોતાનું વર્ચસ્વ વંશવારસાની મિલકત તરીકે જમાવ્યે રાખે છે; અને મેનેજિંગ

એજન્સીને ઉત્તરોત્તર વંશમાં ઉતરતી મિલકત તરીકે માને છે. આમ સાહસિક અને બાહોશ મેનેજિંગ એજન્ટ ધરાવતી કંપની વખત જતાં કમઅક્કલ અને નિર્માલ્ય એજન્ટો તળે આવતાં કંપનીના ભાવી ઉપર સીલ મરાઈ જાય છે.

કંપનીના ભાગીદારો એ જ કંપનીના ખરા માલિકો છે તે વસ્તુ ભુલાઇ જઇ મેનેજિંગ એજન્ટો માલિક બની બેસે છે; અને શૅર માલિકોના હિત સાચવવાને બદલે ગમે તેવા જોખમી ધંધા ખેડી, વાયદા અને સટ્ટો ખેલી, મેનેજિંગ એજન્ટો કંપનીનું કામકાજ નિરંકુશ ચલાવે છે. પોતા તળેની એક કંપની તૂટે તો તુરત બીજી શરૂ કરી, જૂની કંપનીના ભાગીદારોના ભોગે મેનેજિંગ એજન્ટો પોતાનો સ્વાર્થ સાધી તાગડધીન્ના કરે છે. કંપનીને ધીરેલી લોનને આગળ ઉપર કંપનીની બ્યાજુ ચિઠ્ઠીમાં ફેરવી નાખે છે; અને કંપનીની મિલકત ઉપર ભાગીદારોના અધિકાર કરતાં પોતાના હક્કને અગ્રસ્થાને મૂકે છે.

કંપનીને જોઇતો કાચો માલ, મશિનરી તથા ઈતર સામાન ખરીદવાનું કાર્ય, એ પોતાનો અનામત રાખેલો અધિકાર હોય એમ, મેનેજિંગ એજન્ટો કોઈની પણ સલાહ, સંમતિ કે પરવાનગીની પરવા રાખ્યા વગર ગમે તે ભાવે ખરીદ કરે છે. અને બજાર ભાવ કરતાં વધારે ભાવથી ખરીદી થવાથી, કંપનીના માલની પડતર કિંમત બીજાની સરખામણીમાં સ્વાભાવિક વધારે પડવાથી, પરિણામે માલના વેચાણમાં મુશ્કેલી પડ્યાના અસંખ્ય દાખલા બન્યા છે.

માલના વેચાણ ઉપર મેનેજિંગ એજન્ટો અમુક હકસાઈ (કમિશન) લે તે તો સમજી શકાય તેવી વાત છે; પણ તેને બદલે કાચા માલની ખરીદી ઉપર પણ પોતાનું કમીશન લે છે. આ કમિશનની રકમ મોટી થાય તેવા હેતુથી માલ ખપતો હોય

કે ગોડાઉનમાં ખડકાઈ રહેતો હોય તેની પરવા કર્યા વિનો માલનું ઉત્પાદન વધારવા પાછળ જ એજન્ટો ધ્યાન આપે છે. આમ માલની ખપત કરતાં ઉત્પાદન વધતાં ભાવ બેસી જાય છે અને કંપનીને ખોટ સહન કરવી પડે છે.

એક મેનેજિંગ એજન્ટના વહીવટ તળે ઘણી વખત પચાસ પચાસ કંપનીઓ હોય છે. આમાંની ઘણી સદ્ધર પાયા ઉપર ચાલતી અને સારો નફો કમાતી હોય છે; જ્યારે બીજી ખોટમાં કામ કરતી હોય છે. મેનેજિંગ એજન્ટો સારી કંપનીનું નાણું (અનામત ભંડોળ પણ) નબળી કંપનીને ટકાવી રાખવામાં વાપરે છે. અને જ્યારે નબળી કંપની તૂટે ત્યારે સદ્ધર કંપનીને પણ ધક્કો પહોંચાડતી જાય છે. જે કંપની ભવિષ્યમાં કદી પણ પગભર થનાર જ નથી એવી મેનેજિંગ એજન્ટને ખાત્રી થઈ હોય છતાંય ક્ષયવાળા દર્દીને દવાઓ ખેંચી ઈન્જેકશન કે બહારથી પ્રાણવાયુ પૂરો પાડી, જીવનદોરી લંબાવવાના દાક્તરો ફાંફાં માર્યા કરે છે તેમ અંદર અંદરના રોકાણથી મેનેજીંગ એજન્ટો મરતી કંપનીના મોતને થોડું દૂર ધકેલવા સારી કંપનીનાં નાણાંનો દુરુપયોગ કરે છે.

આ પ્રથા એકંદરે હવે તો ઉદ્યોગ અને બેંકોની વચ્ચે આડખીલી રૂપ થઈ છે. કારણ દેશના ધનનો સંચય બેંકો જે સુંદર રીતે કરી શકી હોત અને દેશનાં ઔદ્યોગિક વિકાસની જે ચોક્કસ યોજના તરફ બેંકો નિષ્ણાતની દ્રષ્ટિએ જોઈ શકી હોત, તે તરફ મેનેજિંગ એજન્ટોએ દુર્લક્ષ જ આપ્યું છે. મેનેજિંગ એજન્ટોએ પોતાના સ્વાર્થને વધારે પડતું પ્રાધાન્ય આપ્યું. મેનેજિંગ એજન્ટોની ગેરહાજરીમાં દેશમાં જો ઔદ્યોગિક બેંકો સ્થાપી શકાઈ હોત તો ઉદ્યોગની પ્રગતિ મકકમ અને યોગ્ય દિશામાં થઈ શકી હોત એ નિર્વિવાદ છે.

આમ હિંદના ઔદ્યોગિક વિકાસના શરૂઆતના કાળમાં મેનેજિંગ એજન્ટોએ પોતાના સાહસ અને બાહોશીથી જરૂર દેશ ઉપર ઉપકાર કર્યો છે. પણ આ પ્રથા હવે અંદરથી ખવાઇ ગઇ છે; અને આધુનિક જમાના સાથે તેમનું જૂનવાણી માનસ અને આગેકૂચકદમ કરવાની અશક્તિ બંધબેસતી નહિ થતી હોવાને અંગે ભવિષ્યમાં આ પ્રથા લાભદાઈ થઇ પડે તેવી આશા રાખવી વ્યર્થ છે. દુનીઆના બીજા પ્રગતિમાન દેશોની હરોળમાં હિંદે ઔદ્યોગિક ક્ષેત્રમાં ઊભું રહી શકે તેવી ઝડપી પ્રગતિ સાધવી હોય તો ઔદ્યોગિક નાણું પૂરું પાડનારી સ્વતંત્ર બેંકો વહેલી તકે સ્થાપ્યા સિવાય છૂટકો જ નથી.

## ઔદ્યોગિક બેંકની યોજના

લગભગ બધી જ પ્રાંતિક સમિતિ અને મધ્યસ્થ સમિતિએ સર્વાનુમતે એવી ભલામણ કરી હતી કે ઔદ્યોગિક પ્રગતિ માટે નાણાં માટેનાં ચાલુ સાધનો પૂરતા નહિ હોવાથી સરકારી મદદથી ખાસ ઔદ્યોગિક બેંક શરૂ કરવી હિતાવહ છે. પરદેશથી આવેલા નાણાંવટાના નિષ્ણાત સલાહકારોએ એવી દલીલ કરી હતી કે, આવી ખાસ સંસ્થાઓની જરૂર પડે તેટલી કક્ષાએ દેશ પહોંચ્યો નથી અને તેમાંય સરકાર આવી સંસ્થાને નાણાંકીય મદદ આપે તે તો કર ભરનારાઓ ઉપરનો બોજો વધારવા સમાન છે. પણ આ "નિષ્ણાત" સલાહ ખોટી ભૂમિકા ઉપર રચાઈ હોય તેમ લાગે છે. ઊલટાનું આવી બેંક શરૂ નહિ થાય ત્યાં સુધી દેશ કદી પણ પ્રગતિની જે કક્ષા નિષ્ણાતો ખ્યાલમાં રાખી ઉપલી સલાહ આપે છે તે કક્ષાને પહોંચી શકશે જ નહિ અને સરકાર પોતે કાંઇ ઉદ્યોગમાં નાણું રોકનાર નથી કે જેથી કર ભરનારાઓ ઉપર બોજો પડે. સરકાર તો બેંકને જ મદદગાર થાય અને તેના બદલામાં બેંકના વહીવટ ઉપર સરકાર અંકુશો મૂકે. વળી

યુરોપના જે જે દેશોમાં ઔદ્યોગિક બેંકો છે ત્યાંની પરિસ્થિતિથી હિંદમાં વિપરિત પરિણામ આવશે તેમ માની લેવાનું શું કારણ છે?

હવે આ બેન્ક પ્રાંતિક ધોરણે દરેક પ્રાંતમાં એક શરૂ કરવી કે આખા દેશ માટે એક જ મધ્યસ્થ ઔદ્યોગિક બેંક સ્થાપવી એ પ્રશ્ન વિવાદાસ્પદ છે.

## પ્રાંતવાર ઔદ્યોગિક બેંક સ્થાપવાના લાભાલાભ

એક વર્ગ (અમુક પ્રાંતિક સમિતિ અને મધ્યસ્થ સમિતિ) એમ માને છે કે દરેક પ્રાંતમાં એક બેંક સ્થાપવી વધારે સલાહભર્યું છે. જે માટે તેમણે નીચેનાં કારણો આપ્યાં છે.

(૧) ઔદ્યોગિક પ્રગતિ એ હિંદી શાસનધારા તળે પ્રાંતિક વિષય રાખવામાં આવ્યો છે અને દરેક પ્રાંતની સરકાર પોતાના પ્રદેશના ઉદ્યોગની ખીલવણીમાં જે ઉત્સાહ અને ધગશથી રસ લઇ શકે તે પ્રમાણમાં મધ્યસ્થ સરકાર લઈ શકે નહિ.

(૨) મધ્યસ્થ બેંક દેશના મુખ્ય મુખ્ય ઉદ્યોગોમાં રસ લઈ શકે, પણ ગૃહઉદ્યોગ કે જે ખીલવવાથી હિંદની વસતીના મોટા ભાગને આર્થિક ફાયદો કરી શકે તેવા દેશભરમાં ખૂણે ખૂણે છૂટા છવાયા લાંબા અંતરે આવેલા નાના ઉદ્યોગ માટે મધ્યસ્થ બેંક પૂરતું લક્ષ આપી શકે જ નહિ. તે ઉપરાંત પ્રાંતના અમુક પછાત પ્રદેશની ખીલવણી પ્રાંતિક બેંક જ સારા પાયા ઉપર કરી શકે.

(૩) પ્રાંતિક ભાવનાને અંગે પ્રાંતિક બેંકની શેર મૂડી પ્રાંતના વતની જલ્દીથી પૂરી પાડી શકે, કારણ કે તે મૂડી પ્રાંતના ઉદ્યોગ ખીલવવા માટે છે એ વાત જ તેમને પ્રોત્સાહન આપવા માટે બસ છે.

(૪) મધ્યસ્થ બેંકને જે નાણાંકિય રકમ મધ્યસ્થ સરકાર તરફથી મળી શકે તેના કરતાં બધા પ્રાંતોની બેંકોને પ્રાંતિક સરકાર તરફથી મળવાની કુલ રકમ જરૂર વધારે થશે.

આ બેંકોને શૅરમૂડી ઊભી કરવામાં, સરકાર શૅરો ખરીદી મદદ આપી શકે અને બેંકે અમુક પેટા નિયમોનું પાલન કરીને જ પોતાનું કામ ચલાવવું તેમ સરકાર નક્કી કરી શકે. વ્યાજુ ચિઠ્ઠીની બાબતમાં સરકાર પોતે પણ તે ખરીદે અને તેને ટ્રસ્ટી સીકયોરિટી તરીકે માન્ય થએલી જાહેર કરે. જે ઉદ્યોગ સર્વમાન્ય રીતે પ્રાંતની ઉત્પાદન શક્તિ વધારતો હોય અને જે ઉદ્યોગમાં હરીફાઈનું તત્ત્વ માપમાં હોય તેવા હિંદી મૂડી અને વહિવટવાળા ઉદ્યોગને જ બેંકને ધીરવાની છૂટ આપવી જોઈએ. ઘણાનું તો એવું સૂચન છે કે આ બેન્કોના શૅર ફકત હિંદીઓ ખરીદી શકે તેવું ધોરણ રાખવું જોઇએ કે જેથી બેંકનો કબજો ધીમે ધીમે પરદેશીના હાથમાં ચાલ્યો ન જાય.

જે કંપનીની શૅર મૂડી અમુક યત્તા સુધી ભરપાઈ થઈ ન હોય તેવી કંપનીને બેંક ન ધીરે એ જોવું જોઈએ. બેંકે જે કંપનીને ધીરાણ કર્યું હોય તેના વ્યવસ્થાપક મંડળ ઉપર બેંકે પોતાનો પ્રતિનિધિ રાખવો જોઈએ કે જેથી કંપનીના વહિવટથી બેંક અજાણ ન રહે. જર્મનીમાં બેંક અને ઉદ્યોગનો આ દિશામાં શો સંબંધ છે તે આપણે અગાઉ જોઈ ગયા છીએ.

બેંક કાયમી મૂડી અને સાધારણ મોટા પ્રમાણમાં જોઈતી ચાલુ મૂડી પણ પૂરી પાડી શકે; પરંતુ તદ્દન ટૂંક વખત માટે જોઈતી નાની રકમો તો ઉદ્યોગ સામાન્ય વેપારી બેન્કો પાસેથી જ મેળવવાનું ધોરણ રાખે એ વધારે સારું છે. વેપારી બેંકોને ભાગે જતું આ વ્યાજબી કામ ઔદ્યોગિક બેંક નકામું ખૂંચવી લે એ ઇચ્છવા યોગ્ય નથી. ઊલટાનું આ બંને જાતની બેંકોએ

તો સહકારથી કામ લેવાનું છે. આ હેતુ જળવાઈ રહે તે માટે ઔદ્યોગિક બેંકોએ એક બે વર્ષની મુદતની થાપણો સ્વીકારવી નહિ અને ટૂંક મુદતની થાપણોમાંથી બેંક જે ધીરાણ કરે તે થાપણની મુદતથી વધારે મુદતનું હોવું જોઇએ નહિ. લાંબી મુદતની જે થાપણો સ્વીકારવામાં આવે તેના ઉપર વેપારી બેંકો જે વ્યાજ આપતી હોય તેનાથી પ્રમાણમાં વધારે વ્યાજ ઔદ્યોગિક બેંકે આપવું જોઇએ નહિ.

## અખિલ હિંદ મધ્યસ્થ ઔદ્યોગિક બેંક સ્થાપવાના ફાયદા

જ્યારે બીજો વર્ગ, કે જેનું દૃષ્ટિબિન્દુ શ્રી. મનુ સુબેદારે પોતાના લઘુમતિ અહેવાલમાં તાદશ રજૂ કર્યું છે, તે એમ માને છે કે ઔદ્યોગિક પ્રગતિ એ વિષય કાંઈ પ્રાંતિક નથી અને બંધારણીય મુશ્કેલી જે આગળ ધરવામાં આવે છે તે અતિશયોક્તિથી ભરપૂર છે. હિંદમાં રાજ્યકારોબાર માટે ભલે દેશના અમુક સગવડીઆ ભાગલા પાડવામાં આવ્યા હોય, પણ આર્થિક, સામાજિક અને કુદરતી બળો આવા કૃત્રિમ ભાગલાને માન્ય રાખતા નથી. વેપાર અને ઉદ્યોગને આવી કૃત્રિમ લીટીઓ દોરી રૂંધવો અને પ્રાંતિય લાગણીથી દોરવાઈ જવું એ દેશની સાર્વત્રિક પ્રગતિને અવરોધવા સમાન છે. એક પ્રાંતની સામે બીજા પ્રાંતનાં હિત ખડા કરવા કરતાં, પ્રાંતો તો રાષ્ટ્રના અંગ છે, એ ભાવનાની ખીલવણી કરવી વધારે હિતાવહ છે. મધ્યસ્થ બેંક દેશના જુદા જુદા ભાગોની ખીલવણી બરાબર સંભાળી શકે તેટલા માટે દેશમાં પાંચેક જગ્યાએ બેંક પોતાની શાખા ખોલે; અને બેંકનો જે નાણાંકીય બોજો મધ્યસ્થ સરકાર ઉપર પડે તે બોજો પ્રાંતોને મળતા લાભના પ્રમાણમાં પ્રાંતિક સરકારો ભોગવી લે. આમ કરવાથી જે પ્રાંતો એક સ્વતંત્ર બેંકનું ખર્ચ નભાવવા

અશક્ત હોય તેમને પણ મધ્યસ્થ બેંક ઉપયોગી થઇ પડશે. અને મધ્યસ્થ સરકારની છત્રછાયા તળેની મધ્યસ્થ બેંકની શૅર મૂડી ઊભી કરતાં સ્વાભાવિક રીતે જ ઓછી તકલીફ પડશે. કારણ તેવી બેંકના વ્યવસ્થાપક મંડળ ઉપર દેશભરમાં ખ્યાતિ ધરાવતા આગેવાન ઉદ્યોગપતિઓ અને વેપારીઓ હશે, કે જે લોકોનો વિશ્વાસ જલ્દીથી સંપાદન કરી શકાશે. મધ્યસ્થ બેંક વ્યાજુ-ચીઠ્ઠીઓ કાઢે અને પરદેશમાં તે વેચવાની જો જરૂર પડે તો પરદેશીઓ મધ્યસ્થ બેંકને વધારે વિશ્વાસથી જોશે કે પ્રાંતિક બેંકોને? પ્રાંતવાર બેંકો શરૂ કરીને તો પ્રાંતો પ્રાંતો વચ્ચે હરીફાઈ ખડી કરવા જેવું થાય છે. એક પ્રાંતની બેંક બીજા પ્રાંતમાંથી નાણું ઘસડી લાવશે. અમુક પ્રાંતોના આર્થિક પછાતપણાને અંગે તથા મુંબઈ અને કલકત્તા સિવાય બીજે કોઈ સ્થળે નાણા બજાર નથી તેથી ત્યાંની બેંક શૅર મૂડી કે વ્યાજુ ચિઠ્ઠી ખપાવવામાં પારાવાર મુશ્કેલી અનુભવશે.

ઔદ્યોગિક પ્રગતિની યોજના ઘડવા તથા ઉદ્યોગની સફળતાનો અંદાજ કાઢવા માટે જોઇતા નિષ્ણાતો મધ્યસ્થ બેંક રોકી શકશે. અને આવા નિષ્ણાતોને જુદા જુદા પ્રાંતોમાં ફેરવી ત્યાંની પરિસ્થિતિનો સ્થાનિક અનુભવ મેળવવામાં પણ મદદગાર થઈ શકશે. જુદા જુદા વિભાગોની ખેતીની પેદાશ, ખનિજની પેદાશ વગેરે બાબતોનું જ્ઞાન ધરાવનાર નિષ્ણાત કયા પ્રાંતના કયા ઉદ્યોગને પ્રથમ તક આપી ખીલવવો દેશના હિતમાં છે, તેની સલાહ મધ્યસ્થ બેંકને આપી શકશે; નહિ તો એવી પરિસ્થિતિ ઉપસ્થિત થશે કે રાષ્ટ્રિય અગત્ય ધરાવતા કિંમતી ઉદ્યોગો અણખીલ્યા રહેશે અને પ્રાંતિક બેંકો પોતાની પ્રગતિ બતાવવા પોતાના પ્રાંતમાં જેવા તેવા ગમે તે ઉદ્યોગોને ખીલવવા નાણાંનો વ્યય કરી કશું પ્રાપ્ત કરી શકશે નહિ.

જકાતની નીતિ, રેલ્વેના દરો, ઉદ્યોગને અંકુશમાં લેતા કાયદાઓ વગેરે મધ્યસ્થ સરકારના પ્રશ્નો છે અને મધ્યસ્થ બેંક આવા પ્રશ્નોને લગતી બાબતો મધ્યસ્થ સરકારના લક્ષ ઉપર વધારે અસરકારક રીતે લાવી શકશે. મધ્યસ્થ બેંક એક તો બહોળા પ્રમાણમાં શૅરમૂડી અને અનામત ભંડોળની મદદથી મોટા ઉદ્યોગોને મદદ આપવાની શક્તિ ધરાવતી થશે અને જુદા જુદા પ્રાંતોમાં તેનું નાણું રોકાયેલું હોવાથી કોઈ ખાસ કારણથી એક પ્રાંત મંદીમાં સપડાય તો ફક્ત તે પ્રાંતમાં જ રોકાયેલું નાણું ભયમાં મૂકાશે. જ્યારે પ્રાંતિક બેંકનું સઘળું ભંડોળ આવા સંયોગોમાં અનિવાર્ય રીતે સંપૂર્ણ ભયમાં મૂકાય તે દેખીતું છે, તે ઉપરાંત એક જ પ્રકારના ઉદ્યોગમાં કાંઇ મધ્યસ્થ બેંક નાણું રોકવાની નથી. એટલે ધારો કે દેશભરમાં કાપડનો ઉદ્યોગ કોઈ કુદરતી કે આર્થિક બળોથી ખરાબ પરિસ્થિતિમાં આવી પડે તો તે ઉદ્યોગથી મધ્યસ્થ બેંકને જે નુકશાન સોસવું પડે તે બીજા ઉદ્યોગના નફાથી હળવું બનશે.

આમ રાષ્ટ્રીય હિતો અને ઔદ્યોગિક બેંકની પ્રાથમિક નાણાકીય જરૂરીઆતને લક્ષમાં લેતાં દેશમાં મધ્યસ્થ બેંક સ્થપાય એ વધારે ઇચ્છવા યોગ્ય છે.

આવી બેંક કેટલી શેરમૂડીથી શરૂ કરવી આવશ્યક છે તેનો આધાર ઔદ્યોગિક પ્રગતિ માટે કેટલું નાણું જરૂરી છે તેના ઉપર નહિ, પણ કેટલી શેરમૂડી દેશના ચાલુ સંયોગો ધ્યાનમાં લેતાં ઊભી કરી શકાય તેના ઉપર છે. કારણ હજુ તો હિંદની ઔદ્યોગિક પ્રગતિ બીજા પ્રગતિમાન દેશોની સરખામણીમાં કાંઇ જ નથી.. બેંકની ઉપર જનતાનો વિશ્વાસ બેસે અને બેંકની શક્તિથી આશાનું વાતાવરણ શરૂઆતથી જ ફેલાય તેટલા ખાતર બેંકની ઓછામાં ઓછી મૂડી રૂ. ૫ કરોડ તો હોવી જ જોઈએ, એમ

શ્રી. સૂબેદારનું માનવું છે. કારણ બેંકે પોતાની શાખાઓ પાસે જે તે વિભાગની જરૂરીયાત પૂરી પાડવા ભંડોળ રાખવું પડશે. આ મૂડીમાંથી અડધોઅડધ રકમના શેર સરકાર ખરીદે અને બેંકના કામકાજનું સરકાર નિયમન કરી શકે તે હેતુથી સરકાર પોતાનું પ્રતિનિધિત્વ બેંકના વ્યવસ્થાપક મંડળ પર પૂરતા પ્રમાણમાં રાખે. આમ કરવાથી મૂખ્ય ફાયદો એ થશે કે બેંક અમુક સ્વાર્થી મૂડીવાદીઓના હાથમાં રમકડું બની જતાં અટકશે અને ૫૦ ટકા શેર સરકાર ખરીદતાં લોકો બેંક પાછળ સરકારનો ટેકો જોઇ શકશે અને બાકીની મૂડી ભરપાઈ થવામાં આ વસ્તુ મદદગાર થશે. એવી સૂચના કરવામાં આવે છે કે શેરહોલ્ડરોને અમુક ટકા વ્યાજ બેંક આપશે જ તેવી ખાત્રી સરકારે આપવી પણ આમ કરવું તે સિદ્ધાંતથી વિરુદ્ધ છે. શેર ધરાવનારા તો બેંકના માલિકો છે અને બેંકના નફાનો આધાર બેંકની કાર્યશક્તિ અને બેંકના આવડતભર્યા સંચાલન ઉપર છે. સરકાર અમુક વ્યાજની જામીનગીરી આપે તો ભાગીદારો બેંકના કામકાજમાં રસ લેતા બંધ થશે અને અમર્યાદિત જવાબદારીના સિદ્ધાંતનું ખંડન થશે.

બેંકે વધારેમાં વધારે કેટલી વ્યાજુ ચિઠ્ઠી બહાર પાડવી તે સંબંધી એક મત એવો છે કે બેંકની મૂડીથી બમણી રકમથી વધારે વ્યાજુ ચિઠ્ઠી કાઢવી જોઇએ નહિ. પણ આ બે રકમ વચ્ચે શો સંબંધ છે? વ્યાજુ ચિઠ્ઠી તો બેંક પોતાની મિલકત ઉપર કાઢે છે. તો પછી શેરમૂડીને તેનું શક્તિ માપવાનું સાધન શા માટે બનાવવું જોઇએ? તેમ કરીને તો બેંકની ધીરાણની શક્તિ ઉપર સખ્ત અંકુશ મૂકી દેવામાં આવે છે. ઉદ્યોગની વ્યાજબી જરૂરીઆતો પૂરી પાડવા માટે કેટલી વ્યાજુ ચિઠ્ઠી કાઢવી તે અધિકાર બેંકને જ સોંપવો વ્યાજબી છે. એટલું તો ખરું કે બેંકના વ્યવસ્થાપક મંડળે રિઝર્વ બેંકના વ્યવસ્થાપક મંડળનો

સહકાર સાધવો અને અમુક વ્યવસ્થાપકો બન્ને મંડળો ઉપર દેખરેખ રાખતા રહે તો અનુભવ અને માહિતીની આપ લે જલ્દીથી થઇ શકે.

## ઔદ્યોગિક બેંક અને સરકારી મદદ

આવી બેંક નીચે જણાવ્યા પ્રમાણેના સહકારની આશા સરકાર તરફથી રાખી શકે:

(૧) બેંકની શેરમૂડી, વ્યાજુ ચિઠ્ઠી તથા તેના વ્યાજની અમુક રીતે જામીનગીરી આપી શકે.

(૨) વ્યાજુ ચિઠ્ઠીને ટ્રસ્ટી સીકયોરિટી તરીકે માન્ય કરી શકે.

(૩) દેશના ઉદ્યોગની ખીલવણીને ધ્યાનમાં રાખી સરકાર પોતાની જકાતનીતિ નક્કી કરે.

(૪) સરકાર પોતે નવી કંપનીઓના શેરો અને વ્યાજુ-ચિઠ્ઠીઓ ખરીદી શકે, વ્યાજે નાણું આપી શકે, બેન્ક પાસેથી નાણું લેતી વખતે કંપનીના જામીન થઇ શકે અને વૈજ્ઞાનિક શોધખોળ માટે નાણાકીય મદદ પણ કરી શકે.

આના બદલામાં બેંકના કામકાજ ઉપર સરકાર નીચેના અંકુશો મુકે તો સરકાર, બેંક તથા જાહેરનાં હિત બરાબર જળવાય.

(૧) કોઈ પણ ઉદ્યોગને ધીરાણ કરતાં પહેલાં બેંકે તે ઉદ્યોગની ભાવી સફળતાની શકયાશકયતાનો પૂરો વિચાર કરવો જોઇએ અને જે ઉદ્યોગમાં હરીફાઈ પુષ્કળ હોય તેવા ઉદ્યોગમાં ઉમેરો કરતી કોઈ કંપનીને બેંકે ધીરવું નહિ.

(૨) બેંકની પોતાની શેરમૂડીના ૧૦ ટકા કરતાં વધારે રકમ કોઈ પણ એક કંપનીને ધીરવી નહિ.

(૩) જે કંપનીની પોતાની બહાર પાડેલી મૂડીના ૫૦ ટકા વસુલ ન થયા હોય તેવી કંપની સાથે બેંકે કોઇ પણ પ્રકારનું કામ પાડવું નહિ.

(૪) બેંકે પોતાના શેર પરદેશીને વેચવા નહિ.

(૫) બેંકના વ્યવસ્થાપક મંડળમાં આગેવાન ઉદ્યોગપતિઓને સ્થાન આપવું અને જે ઉદ્યોગમાં બેંક રસ ધરાવતી હોય તે કંપનીના વ્યવસ્થાપક મંડળોમાં બેંકે પોતાનું પ્રતિનિધિત્વ ધરાવવું.

## ગૃહઉદ્યોગની નાણાકીય મુશ્કેલીઓ: સહકારી ઔદ્યોગિક બેંકો

હિંદમાં મોટા ઉદ્યોગોને નાણું મેળવવા માટે જે મુશ્કેલી વેઠવી પડે છે તેના કરતાંય વધારે મુશ્કેલી નાના પાયા ઉપર છૂટા છવાયા ચાલતા ગૃહઉદ્યોગોને વેઠવી પડે છે. કારણ કે આ ગૃહઉદ્યોગો ઘણું કરીને એક ધણીની માલિકીના હોય છે અને તેની પાસે કાચો પદાર્થ ખરીદવા માટે કે પાકા માલને વેચવા માટે પૂરતું સાધન હોતું નથી. સાધનવિહોણો માણસ પોતાની શાખ ઉપર પણ કાંઈ નાણું મેળવી શકતો નથી. ચોખાના લોટની કે તેલની મીલો, લાખ, ચામડું, કાચ કે દિવાસળીના ગૃહ-ઉદ્યોગો, કપાસ પીલવાનાં કે રૂની ગાંસડીનાં કારખાનાં, કાપડ વણવાની શાળો, રેશમની શાળો, સોના ચાંદીના ભરતના ઉદ્યોગો, બીડી વાળવાનાં કારખાનાં, ટોપલી, સાદડી, રમકડાં, કે લાકડ કામના ગૃહઉદ્યોગો વગેરેના સંચાલકો મધ્યમ વર્ગના હોવાથી ઇમ્પિરીઅલ બેંક કે બીજી વેપારી બેંકો તેમને નાણાં ધીરતી નથી, કારણ તેઓ જામીનગીરી લાવી શકતા નથી. અને જે માલ તેઓ તારણ તરીકે ધીરી શકે તે માલ જલદીથી બજારમાં વેચી શકાય તેમ બેંકોને લાગતું નથી. મોટા ઉદ્યોગના મેનેજિંગ એજન્ટો જેમ પોતાનાં સગાં તથા મિત્રો તરફથી થાપણના રૂપમાં

મોટી રકમ મેળવી શકે છે તેમ નાના પાયા ઉપરના ગૃહઉદ્યોગોના સંચાલકો કરી શકતા નથી. એટલે છેવટે ગમે તે વ્યાજે શાહુકાર કે શરાફ પાસેથી જ તેમણે નાણું મેળવવું પડે છે.

જેની પાસેથી તેઓ કાચો માલ ઉધાર ખરીદે છે તે વેપારી સામાન્ય રીતે એવી શરતે માલ વેચે છે કે પાકો માલ તેને જ અગર તેની મારફત જ વેચાવો જોઈએ. કારખાનાદારે આમ કાચો માલ ઊંચા ભાવે ખરીદવો પડે છે અને તૈયાર માલનાં પૂરા ભાવ મેળવી શકતો નથી, કારણ માલના વેચાણમાં તે સ્વતંત્ર નથી. કારખાનાદાર પોતાને ત્યાં માલની ભરતી પણ કરી શકતો નથી. કારણ તેની પાસે પૂરતી મૂડીનું સાધન હોતું નથી. મોટા પ્રમાણમાં માલ પૂરો પાડવાની બાંહેધરી પણ તેઓ આપી શકતા નથી. માલ તૈયાર થઈ રહે ત્યાં સુધીમાં જોઈતી ચાલુ મૂડી તેની પાસે હોતી નથી. માલની જાતનું એક જ પ્રકારનું ધોરણ તે જાળવી શકતો નહિ હોવાથી માલ વેચતી વખતે તેને ધાર્યો ભાવ મળતો નથી.

આમ દેશની વસતિનો મોટો ભાગ જે પેટા ઉદ્યોગમાંથી રોજીનું સાધન મેળવી શકે તેમ છે તેવા ઉદ્યોગને ટકી રહેવા કે વિસ્તૃત થવા નાણાંનું સાધન મળતું નથી. હિંદના ખેડૂતો પણ વર્ષમાં ત્રણથી ચાર મહિના ખેતીના કામમાંથી તદ્દન મુક્ત હોય છે. આ સમય આળસમાં અને હાથ જોડીને બેસી રહેવામાં ન ગાળે તો ખેતીની આવકમાંથી પડતો તોટો કાંઈક અંશે ગૃહઉદ્યોગમાંથી તે પૂરો પાડી શકે. હિંદના ઘણા ભાગમાં એટલી બધી ગીચ વસતિ છે કે ત્યાં દર ચોરસ માઇલે ૫૦૦ થી ૭૦૦ ની વસતિનું પ્રમાણ હોય છે. આ બધો બોજો અત્યારે એકલી જમીન ઉપર પડે છે, તેના કરતાં જો ગામેગામ ગૃહઉદ્યોગો શરૂ કરવામાં આવે તો લોકોની આર્થિક પરિસ્થિતિમાં જરૂર ફરક પડે.

અત્યારે શાહુકારો અને શરાફો ઉપર જ નાણાંકીય મદદ માટે અવલંબવું પડે છે, તેના કરતાં સહકારના ધોરણે માલની ખરીદી તથા વેચાણ માટે મંડળીઓ તથા સહકારી ઔદ્યોગિક બેંકો શરૂ કરવામાં આવે તો કારખાનાદારને કાચો માલ ખરીદ કરવાનું તથા પાકો માલ વ્યાજબી ભાવે વેચવાનું અને ટૂંક મુદત માટે સસ્તા ભાવે નાણું મેળવવાનું શકય બને.

સહકારના ધોરણે કામ કરતી આ પ્રકારની સંસ્થાઓ જર્મનીમાં ઘણી જ સુંદર પ્રગતિ સાધી શકી છે, કારણ દરેક કારખાનાદાર પોતાનો માલ છુટક છુટક વેચે તેના કરતાં મંડળી મારફત એક જથ્થે વેચે તો સારો ભાવ મેળવી શકે જ એ નિર્વિવાદ છે. સહકારી ધોરણે વેચાણ અને ખરીદીની વ્યવસ્થા ગૃહઉદ્યોગના આર્થિક વિકાસમાં સબળ સહાયરૂપ થઈ પડે તેમ છે એ જણાઈ આવ્યા વિના રહેશે નહિ.

## પરદેશી મૂડી અને હિંદી નાણાતંત્ર

હિંદના ઔદ્યોગીકરણ વગર હિંદી જનતાની ગરીબી દૂર થવી મુશ્કેલ છે અને તે ઉપરાંત દુનિયા આજે જે રીતે આગળ ધપી રહી છે, વિજ્ઞાનમાં જે ઝડપી ક્રાંતિકારક ફેરફારો હરેક પળે થઇ રહ્યા છે તે લક્ષમાં લેતાં હિંદે જો કે પોતે ખેતીપ્રાધાન્ય દેશ હોઈ જે જમીન આજે ખેડાણ નીચે છે તેને વધારે વૈજ્ઞાનિક રીતે ખેડી, નવા પ્રકારનાં રસાયણીક ખાતર, સારાં બી, ઉત્તમોત્તમ હથિયારો તથા ઓજારો વાપરી ખેતીની ઉત્પાદકશક્તિ વધારવી જ પડશે અને પડતર જમીનને પણ ધીમે ધીમે ખેડાણ લાયક બનાવી વધારે અનાજ ઉગાડવું પડશે પણ સાથે સાથે દુનિયાના પ્રથમ પંક્તિના દેશોની હરોળમાં ઊભા રહેવા માટે ઉદ્યોગની પ્રગતિ તરફ વધારે ધ્યાન આપવું પડશે જ.

આપણે એ પણ જોઇએ છીયે કે હિંદી મૂડી પહેલાના જેટલી આજે ખાડામાં પૂરાઈ રહેતી નથી છતાં મોટા મૂળભૂત ઉદ્યોગો શરૂ કરવા હજુ પણ આપણે પરદેશી મૂડીનો આશરો વીસેક વર્ષ સુધી કરવો તો પડશે જ. પરદેશી મૂડીની વપરાશ ઉપરની રીતે જરૂરી છે છતાં તેની સાથે તેના ગેરલાભો ફાયદા કરતાં વધારે ખરાબ છે; માટે પરદેશી મૂડીની આયાત ઉપર હિંદી પ્રજા તથા હિંદી સરકારે સતત આંખ રાખવી પડશે અને તેને અંકૂશ નીચે રાખવી પડશે.

આજે હિંદમાં આશરે ૯,૦૦૦ પાઉન્ડ જેટલી પરદેશી મૂડી ઉદ્યોગમાં રોકાયેલી છે, તેને જુદા જુદા ઉદ્યોગોવાર આપણે તપાસીએ તો નીચેનું કોષ્ટક ઉપયોગી જણાશે.

| **ઉદ્યોગનું નામ** | **રકમ** (પાઉંડમાં) |
|---|---|
| રેલ્વે અને ટ્રામ | ૨,૩૦,૦૦,૦૦૦ |
| ઇતર વાહન વ્યવહાર | ૧,૨૦,૦૦,૦૦૦ |
| ચા | ૨,૬૭,૦૦,૦૦૦ |
| કોફી વગેરે બગીચા | ૨૫,૦૦,૦૦૦ |
| કોલસાની ખાણો | ૨,૪૦,૦૦૦ |
| ઇતર ખાણો | ૧૧,૦૮,૦૦,૦૦૦ |
| કાપડની મિલો (સુતરની) | ૨,૭૦,૦૦૦ |
| શણની મિલો | ૩૨,૯૦,૦૦૦ |
| જીન અને પ્રેસ | ૧,૫૦,૦૦૦ |
| જમીન–જાગીર | ૩,૪૦,૦૦૦ |
| ખાંડનાં કારખાનાં | ૩,૦૦,૦૦૦ |
| ઇતર કંપનીઓ | ૭૨,૯૦,૦૦૦ |
| બેન્કો | ૯,૬૨,૫૦,૦૦૦ |
| વીમા કંપનીઓ | ૭,૮૧,૨૦,૦૦૦ |
| વહાણુવટાની કંપનીઓ | ૩,૫૫,૧૦,૦૦૦ |
| વેપાર કરતી કંપનીઓ | ૩૪,૪૩,૭૦,૦૦૦ |

હમણાં હમણાં ઘણી બ્રિટિશ તથા પરદેશી કંપનીઓ હિંદમાં જ રજિસ્ટર થઈ પોતાના નામની પાછળ 'ઇંડિયા લિમિટેડ' લગાડે છે અને ખરેખર તેની મૂડી પરદેશી જ હોય છે એટલે ઉપરના આંકડા કરતાં અનેકગણી વધારે પરદેશી માલિકીની મૂડી હિંદમાં પથરાયેલી રોકાયેલી છે તે સહેજે સમજી શકાશે.

પરદેશી મૂડીના રોકાણમાં પહેલો ભય તો એ છે કે હિંદી રાષ્ટ્રીય ચળવળની આગેકૂચમાં પરદેશી મૂડીવાદીઓ હંમેશ રૂકાવટ જ નાંખવાના. બીજું, પરદેશી મૂડીવાદીઓનું ધ્યેય હિંદ-માંથી વ્યાજ ને નફો પરદેશ ઘસડી જવાનું જ રહેવાનું; હિંદીઓને તૈયાર કરવા તરફ તેઓ ધ્યાન આપવાના જ નહિ.

માટે જ હવેથી પરદેશી મૂડી હિંદના કોઈ ઉદ્યોગમાં રોકાતા પહેલાં સરકારે એવી શરતો ધરવી જોઈએ કે કોઈ પણ કંપનીના ૪૯ ટકા કરતાં વધારે કિંમતના શેરો પરદેશીના હાથમાં હોવા જોઇએ નહિ; વીસ વર્ષ બાદ એ કંપનીની આખી મૂડી હિંદી-ઓના હાથમાં હોવી જોઇએ; ડાયરેકટરોના મંડળમાં અર્ધા કરતાં વધારે હિંદીઓ રહેવા જોઇએ; તે કંપનીનો સ્ટાફ ઉત્તરોત્તર હિંદીનો બનેલો હોવો જોઇએ વગેરે.

હિંદી નાણાંતંત્રને પરદેશીઓની નાગચૂડમાંથી છોડાવવા સત્વરે જાગવાની જરૂર છે.

# પ્રકરણ ૮

## ઇમ્પિરિયલ બેન્ક ઓફ ઇન્ડીઆ

### પ્રેસિડેન્સી બેન્કોનું જોડાણ

આપણે આગળ ઉપર જોઈ ગયા છીએ કે સને ૧૯૨૦માં મુંબઇ, મદ્રાસ અને બંગાળાની ત્રણ પ્રેસિડેન્સી બેંકોને જોડી દઇ ઇમ્પિરીઅલ બેંક ઓફ ઇન્ડીઆ શરૂ કરવામાં આવી. આમ સને ૧૯૧૪ ના મહાયુદ્ધે હિંદી સરકારના ખ્યાલ ઉપર દેશની અંદર ત્રણ જુદી જુદી પ્રાંતિક બેંક હોવા કરતાં એક મધ્યસ્થ બેંક હોય એ વધારે ઇચ્છવા યોગ્ય છે, તે વસ્તુની પ્રતીતિ કરી આપી કારણ નાણાંકીય ક્ષેત્રમાં આખા દેશની અંદર એક સમાન નીતિનું પાલન થવું અત્યંત જરૂરી છે. નાની નાની બેંકોના છુટાછવાયા પ્રયત્નો, પરદેશની મોટી બેંકોની હિંદની અંદરની શાખાઓ સામે વધારે ટક્કર ઝીલી શકે જ નહિ. હિંદુસ્તાનની અંદર દેશના અંદરના ભાગમાં પણ શાખાઓ ખોલી ખૂબ કમાણી કરવી તેવી વૃત્તિ અંગ્રેજી બેંકોની હતી જ અને પ્રેસિડેન્સી બેંકોને જો જોડીને ઇમ્પિરીઅલ બેંક જેવી કોઇ પણ બેંકનો સામનો કરવા શક્તિ-શાળી એવી સદ્ધર બેંક ન સ્થાપવામાં આવી હોત તો ઇગ્લાંડની મોટી પાંચ બેંકોમાંથી એક બેંકે જરૂર હિંદનું નાણાવટું હાથ કરી લીધું હોત. આના પુરાવા માટે મુંબઈની પ્રેસિડેન્સી બેંકના શૅર-માલિકો ઉપર સર રૉબર્ટ આઈટકેનનો તા. ૧-૧૨-૧૯૩૧ નો પરિપત્ર ટાંકવો બસ થઈ પડશે.

"ઇંગ્લાંડમાં અને હિંદમાં પણ અમુક અંશે નાણાવટા ક્ષેત્રમાં નાની મોટી બેંકોનું જોડાણ મોટા પ્રમાણમાં થાય છે. આપણા ડાયરેકટરોને એવી ઝાંખી થાય છે કે ટુંક મુદતમાં લંડનની કોઈ મોટી બેંક અને ખાસ કરીને હૂંડીઆમણનું કામ કરતી અંગ્રેજી બેંક હિંદની અંદરની અમુક બેંકો સાથે હિત ધરાવતી થઈ જશે અને નાણાંવટાનું ક્ષેત્ર સર કરવા પ્રયત્ન કરશે. આમ ન થવા પામે અને પ્રેસિડેન્સી બેંકો પોતાનું વર્ચસ્વ (હિંદી નાણાવટામાં) કાયમ માટે જાળવી રાખી શકે તે માટે ત્રણે બેંકોનું જોડાણ સલાહભર્યું છે."

આ ઉપરથી જણાશે કે આ ત્રણે બેંકોનું જોડાણ એ હિંદી નાણાંવટાની ઉત્ક્રાન્તિનું કુદરતી વિકાસરૂપ જ હતું. નહિ તો બ્રિટિશ અને પરદેશી બેંકો હિંદની અંદર જરૂર પોતાનું અર્થિક વર્ચસ્વ જમાવી દેત અને દેશના આર્થિક હિતો જોખમાત.

## ઇમ્પિરીઅલ બેંકનું બંધારણ

ઇમ્પિરીઅલ બેન્કની સત્તાવાર થાપણ (મૂડી) રૂા. ૧૧$\frac{1}{4}$ કરોડ છે કે જેને રૂા. ૫૦૦ નો એક શૅર એવા ૨,૨૫,૦૦૦ શૅરમાં વહેંચી દેવામાં આવી છે. આમાંની અર્ધી મૂડી વસૂલ થએલી છે અને બાકીની અર્ધી મૂડી કંપનીના ભાગદારો ઉપરની અનામત જવાબદારી તરીકે રાખવામાં આવેલી છે. બેંકનું અનામત ફંડ લગભગ રૂા. ૫$\frac{1}{2}$ કરોડ સુધી પહોંચેલું છે.

બેંકનો વહિવટ (૧) મધ્યસ્થ વ્યવસ્થાપક મંડળ અને (૨) સ્થાનિક વ્યવસ્થાપક મંડળના હાથમાં છે. બેંકના કામકાજની નીતિ મુકરર કરવાનું. બેંકનાં નાણાંના રોકાણનું ધોરણ ઠરાવવાનું સ્થાનિક વ્યવસ્થાપક મંડળો વચ્ચેના ઝઘડા પતાવવાનું, બેંકનો વટાવદાર–બેન્ક રેઈટ–ઠરાવવાનું, બેન્કનું અઠવાડિક સરવૈયું બહાર

પાડવાનું તથા બેન્કના વહિવટ ઉપર સામાન્ય નજર રાખવાનું કામ મધ્યસ્થ વ્યવસ્થાપક મંડળ કરે છે. મધ્યસ્થ મંડળ નીચેના ગૃહસ્થોનું બનેલું હોય છે.

(૧) બેન્કના મેનેજર અને મદદનીશ મેનેજર (એમની નીમણુક હવે મધ્યસ્થ વ્યવસ્થાપક મંડળ કરે છે);

(૨) ગવર્નર–જનરલની કાઉન્સિલે નીમેલ એક સરકારી અધિકારી;

(૩) દરેક સ્થાનિક વ્યવસ્થાપક મંડળના પ્રમુખ, ઉપપ્રમુખ તથા મંત્રી.

(૪) સ્થાનિક વ્યવસ્થાપક મંડળના સભ્યોએ પોતામાંથી ચૂંટેલ એક પ્રતિનિધિ.

મધ્યસ્થ વ્યવસ્થાપક મંડળની બેઠક લગભગ દર ત્રણ મહિને વારાફરતી કલકત્તા અને મુંબઈમાં મળે છે. બેંકના કામકાજના સામાન્ય પ્રશ્નોની પતાવટ, મધ્યસ્થ વ્યવસ્થાપક મંડળ વતી તેની નીમેલી વહીવટી સમિતિ કરે છે. આ સમિતિ, મેનેજર, મદદનીશ મેનેજર, સરકારી અધિકારી, જે સ્થળે સમિતિની બેઠક ભરાઈ હોય ત્યાંના સ્થાનિક વ્યવસ્થાપક મંડળના પ્રમુખ, ઉપપ્રમુખ, ચુંટાયેલ સભ્ય તથા મંત્રીની બનેલી હોય છે.

સને ૧૯૩૫ સુધી સરકારનું સઘળું નાણાવટાનું કામકાજ ઇમ્પિરીઅલ બેંકને સોંપવામાં આવેલું હોવાથી સરકારી અધિકારી મધ્યસ્થ વ્યવસ્થાપક મંડળ ઉપર સારું વર્ચસ્વ ભોગવતો હતો. હિંદી સરકારની નાણાંકીય નીતિને અસર કરતા મધ્યસ્થ વ્યવસ્થાપક મંડળના કોઈપણ ઠરાવને આ અધિકારી પોતાની ખાસ સત્તાની રૂએ મોકુફ રખાવી શકતો. બેંકના હિસાબ તપાસવા સરકાર પોતાના ઑડિટરો નીમી શકતી. બેંકના મેનેજર તથા

તેના મદદનીશની નીમણુક મધ્યસ્થ વ્યવસ્થાપક મંડળની ભલામણથી સરકાર કરતી. બેંકની નીતિને લગતી સરકારની કોઇપણ સલાહ સૂચનાનું પાલન કરવા બેંક કાયદેસર બંધાયેલી રહેતી.

પણ સને ૧૯૩૫ થી ઇમ્પિરીઅલ બેંકને આ બધા અંકુશો તળેથી મુક્ત કરવામાં આવી છે. કારણ હવે ઇમ્પિરીઅલ બેંક સરકારી નાણાવટાના કામકાજનો ઇજારો ધરાવતી નથી.

રિઝર્વ બેંકે ઇમ્પિરીઅલ બેંકની સને ૧૯૩૫ થી ૧૫ વર્ષની મુદત માટે હિંદ ભરમાં પોતાના કુલ આડતિયા (સોલ એજન્ટ) તરીકે નિમણુક કરી છે. આમ સ્વતંત્ર કાયદા તળે ચાલતી રિઝર્વ બેંકની એજન્સી ધરાવતી બેંક હિંદી નાણાવટા ક્ષેત્રમાં ઘણું જ અગત્યનું સ્થાન ભોગવે તે સમજી શકાય તેમ છે.

ઇમ્પિરીઅલ બેંકની અત્યારે જેટલી શાખાઓ છે તે બધી જ શાખાઓ તેણે આ એજન્સી કરારની મુદત દરમિયાન ચલાવવી જ પડશે. તે માટે ઇમ્પિરીઅલ બેંકને જે આર્થિક નુકશાન સહન કરવું પડે તે બદલ સરકાર વર્ષે નવ લાખ રૂપિયા ઇમ્પિરીઅલ બેંકને આપશે અને આ રકમ ધીરે ધીરે પંદરમે વર્ષે બેંકને મળતી બંધ થશે.

## ઇમ્પિરીઅલ બેંકનું કાર્યક્ષેત્ર

સને ૧૯૩૪ માં જ્યારે રિઝર્વ બેંક ઑફ ઇન્ડીઆ એક્ટ પસાર કરવામાં આવ્યો, ત્યારે સાથોસાથ ઇમ્પિરીઅલ બેંક ઓફ ઇન્ડીઆ એક્ટ (૧૯૨૦) માં ઘણા સુધારા દાખલ કરવામાં આવ્યા. આથી બેંકનું કાર્યક્ષેત્ર પહેલાં કરતાં ઘણું વિસ્તૃત બન્યું. સુધારેલા કાયદા તળે બેંકને શું શું કરવાની સત્તા છે તે આપણે તપાસીએ.

(૧) સૌથી પ્રથમ તો નીચે જણાવ્યા પ્રમાણેની મિલકતના તારણ ઉપર ઇમ્પિરીઅલ બેંક ધીરાણ કરી શકે છે.

(ક) જે મિલકતમાં હિંદી સરકારના કાયદા મુજબ ટ્રસ્ટની રકમોનું રોકાણ થઈ શકતું હોય;

(ખ) હિંદી સરકારે જાહેર કરેલી સરકારી મદદ ધરાવતી રેલ્વે કંપનીની જામીનગીરી;

(ગ) હિંદની ધારાસભાએ મુકરર કરેલા નિયમને અનુસરી કોઈપણ પ્રાંત પંચાયત અગર સુધરાઈની સંસ્થાએ વ્યાજુ ચિઠ્ઠીઓ અગર બીજી જામીનગીરીઓ બહાર પાડી હોય તે;

(ઘ) મર્યાદિત જવાબદારી વાળી શૅર મૂડી ધરાવતી કંપનીઓની વ્યાજુ ચિઠ્ઠીઓ;

(ચ) સ્વીકારાયેલી હૂંડીઓ અને જેને નાણું ભરપાઈ થવાનું છે તેની સહીવાળી કબુલત ચિઠ્ઠીઓ;

(છ) જો ઉપર જણાવેલ ક થી ચ શીર્ષક તળેની મિલકત હોય તો તેની સાથે સ્થાવર મિલકત કે તેવી મિલકતના દસ્તાવેજી કાગળો; (ગૌણ અગર પેટા તારણ તરીકે સાથે લઇને.)

(જ) મર્યાદિત જવાબદારીવાળી શેર મૂડી ધરાવતી કંપનીઓના પૂરા ભરાયલા શેર

(૨) હિંદી સરકારની સૂચનાનુવર્તી ઇમ્પિરીઅલ બેંક હિંદ અને સિલોનમાં ભરપાઈ થતી હૂંડી લખી શકે છે, સ્વીકારી શકે છે, વટાવી શકે છે અને ખરીદી કે વેચી પણ શકે છે. હિંદ બહારના દેશોની જે બેંકોને હિંદી સરકારે માન્ય રાખી હોય તેવી બેંકોને ભરપાઈ થતી હૂંડીઓ પણ ઇમ્પિરીઅલ બેંક વટાવી, ખરીદી કે વેચી શકે છે.

(૩) પ્રાંતિક સરકારની પ્રથમ મંજૂરી લઈ સગીરો માટેની વાલી અદાલતને (કોર્ટ ઑફ વૉર્ડ) તેના કબજા તળેની મિલકતના તારણ ઉપર બેંક ધીરાણ કરી શકે છે.

(૪) કલમ ૧ ની પેટા કલમ ક, ખ અને ગમાં જણાવેલી મિલકતમાં ઇમ્પિરીઅલ બેંક નાણું રોકી શકે છે.

(૫) ચાલુ ખાતાની, બચતની અને બાંધી મુદતની થાપણો વ્યાજે લેવાનું, સોનું, ચાંદી, ઝવેરાત અગર કિંમતી દસ્તાવેજો સહિસલામત સાચવવા માટે રાખવાનું, સોનું અને ચાંદી ખરીદવાનું કે વેચવાનું કામ ઇમ્પિરીઅલ બેંક કરી શકે છે.

(૬) બેંકના વહીવટને અંગે જે સ્થાવર કે જંગમ મિલકત બેંકના કબજામાં આવી હોય તે વેચવાનું કામ પણ બેંક કરી શકે છે.

(૭) બેંકના ધંધા માટે હિંદની અંદરથી અને ઇંગ્લાંડની અંદરથી બેંક પોતાની મિલકત ઉપર નાણું વ્યાજે લાવી શકે છે.

(૮) કોઈ મિલકતના વસિયતનામાના વહીવટી તરીકે અગર ટ્રસ્ટી તરીકે બેંક કામ કરી શકે છે.

(૯) કોઇપણ કંપનીના શેર ખરીદવા, વેચવા, નામફેર કરવા અગર સંભાળવા માટે તથા કોઇ પણ શેર કે જામીનગીરીનું વ્યાજ કે મુદલ વસૂલ કરી આપવાના કામ માટે બેંક હકસાઈ લઈ પોતાના ગ્રાહકના આડતિયા તરીકે કામ કરી શકે છે.

## સને ૧૯૨૦-૩૫ દરમિયાન બેંક ઉપર બેવડી કામગીરી

સને ૧૯૩૫ સુધી ઇમ્પિરીઅલ બેંકને બે પ્રકારનાં કર્તવ્યો સોંપવામાં આવ્યાં હતાં.

(૧) એક વેપારી બેંક તરીકેનાં;

(૨) દેશની મધ્યસ્થ બેંક તરીકેનાં અમુક કર્તવ્યો.

વેપારી બેંક તરીકે તો દેશની અંદરની બીજી વેપારી બેંકો માફક જ વ્યાજે થાપણો લેવાનું અને ધીરવાનું કામ ઇમ્પિરિયલ બેંક કરતી હતી.

તે ઉપરાંત તેને મધ્યસ્થ બેંક તરીકે લેખવામાં આવતી હોવાથી દેશની આગેવાન બેંકો પોતાના હાથ ઉપરની રોકડ રકમના અમુક ટકા જેટલી રકમ ઇમ્પિરિયલ બેંક પાસે અનામત તરીકે મૂકતી. સરકારે મુકરર કરેલા ખાસ દરે તે પોતાની શાખાઓ વચ્ચે નાણું હેરફેર કરવામાં બીજી બેંકો તથા જાહેર જનતાને મદદગાર થતી. માન્ય થયેલી બેંકોને સરકારી જામીનગીરી ઉપર તે લોન પણ આપતી.

ક્લીઅરિંગ હાઉસનું કામ પણ ઇમ્પિરિયલ બેંક સંભાળતી અને આ કામ માટે દેશમાં મુખ્ય મુખ્ય ૧૧ જગ્યાએ તેણે કેંદ્ર ખોલી વ્યવસ્થા કરી હતી. સઘળું સરકારી નાણાંવટાનું કામકાજ ઇમ્પિરિયલ બેંક સંભાળતી. આપણે આગળ ઉપર જોઇ ગયા કે સને ૧૯૨૦માં ઠેકઠેકાણે સરકારી તિજોરીઓ હતી, તે બંધ કરી સરકારી નાણું ઇમ્પિરિયલ બેન્ક પાસે રાખવાનું શરૂ કરવામાં આવ્યું હતું. આમ સને ૧૯૩૫ સુધી ઇમ્પિરીયલ બેંક સરકારી તીજોરી તરીકે વગર લવાજમે કામ કરતી હતી. ઇમ્પિરયિલ બેંક મારફત જ સરકારી લોન અને તીજોરી હૂંડીઓ બહાર પાડવામાં આવતી હતીઃ બેંક એક સ્વતંત્ર ખાતા મારફત હિંદી સરકાર ઉપરના રાષ્ટ્રીય કરજનો વહીવટ સંભાળતી. સને ૧૯૨૦ ના કાયદાથી શરૂઆતનાં પાંચ વર્ષમાં ઇમ્પિરિયલ બેંકે ૧૦૦ શાખાઓ ખોલવાની હતીઃ પછી અમુક શાખા નફો કરતી હોય કે નહિ. કારણ સરકારનું ધ્યેય ઇમ્પિરિયલ બેંક મારફત દેશની અંદર નાણાવટાને વિસ્તૃત કરવાનું હતું.

## ઇમ્પિરિયલ બેંક ઉપરના જૂના અને નવા અંકૂશો

સને ૧૯૨૦ના કાયદાથી બેંક ઉપર નીચે દર્શાવેલાં કામો નહિ કરવાની મર્યાદા મુકાઈ હતી.

(૧) બેંકે ૭ મહિનાથી વધારે મુદત માટે નાણું ધીરવું નહિ.

(૨) બેંકે પોતાના જ શૅર ઉપર નાણું ધીરવું નહિ.

(૩) સ્થાવર મિલકત અગર તેવી મિલકતના માલિકીખત ઉપર બેંકે નાણું ધીરવું નહિ.

(૪) અંગઉધાર નાણું ધીરવું નહિ, સિવાય કે આબરૂદાર ગૃહસ્થ કે પેઢીની જામીનગીરી અપાઈ હોય.

(૫) ૭ મહિનાથી વધારે મુદતે પાકતી હૂંડી વટાવવી નહિ કે તેના ઉપર નાણું ધીરવું નહિ.

(૬) પોતાના જ ગ્રાહકોની વ્યાજબી જરૂરિયાત સિવાય બેંકે પરદેશ સાથેના હૂંડિયામણનું કામકાજ કરવું નહિ.

સને ૧૯૩૪ થી બેંક ઉપરના ઘણા અંકૂશો હળવા કરવામાં આવ્યા છે. હવે ઇમ્પિરિયલ બેંક ખેતીને લગતી જરૂરિયાતમાંથી ઉપસ્થિત થયેલી નવ મહિને પાકતી હૂંડીઓ વટાવી, ખરીદી કે વેચી શકે છે. પહેલાં જે માલ બેંકના કબજામાં આવ્યો હોય તેના જ ઉપર બેંકથી ધીરાણ થતું, જ્યારે હવે માલ ઉપર ધીરાણ કરવા માટે તેનો ખરેખર કબજો જ લેવો જોઇએ તે ધોરણ બંધ કરવામાં આવ્યું છે. હવેથી બેંક હિંદમાં અને હિંદ બહાર પોતાને યોગ્ય લાગે તે કોઈ પણ જગ્યાએ શાખા ખોલી શકશે; અને હિંદ બહારથી થાપણો મેળવવાનું કે વ્યાજે નાણું મેળવવાનું પણ કામ કરી શકશે.

## ઇમ્પિરિયલ બેંક પાસેથી રખાયેલી ધારણાઃ તેમાં મળેલી અધકચરી સફળતા

ઇમ્પિરિયલ બેંક સ્થાપતી વખતે એવી ધારણા રાખવામાં આવી હતી કે ઈમ્પિરિયલ બેંક જેવી અર્ધસરકારી બેંક પોતાની અસંખ્ય શાખાઓ તથા મોટી મૂડી તથા ભંડોળથી લોકોની અંદર બેંકો ઉપરનો સામાન્ય વિશ્વાસ વધારી શકે, અને આખા દેશની અંદર આધુનિક નાણાંવટાને તથા દેશની અંદર છૂટાછવાયા પથરાએલા નાણાંને એકત્રિત કરવામાં મદદગાર થઈ શકે. ઇમ્પિરિયલ બેંક સરકારી નાણાંનો વગર વ્યાજે ઉપયોગ કરી શકતી હોવાને અંગે તેની પાસેની બહોળા પ્રમાણની થાપણોથી સસ્તા દરે હૂંડીઓ વટાવી શકે અને આમ વ્યાજના દર ઘટાડીને દેશના આંતરિક વેપારની ખીલવણીમાં સારો ભાગ લઇ શકે. લંડનની પોતાની શાખા મારફત ઇમ્પિરિયલ બેંક લંડનના નાણાંબજાર સાથે સતત સંસર્ગમાં રહી શકે અને આંતરરાષ્ટ્રીય જામીનગીરીમાં નાણાંના રોકાણ માટે માહિતી અને ઇતર સવલત પૂરી પાડી શકે.

ઇમ્પિરિયલ બેંકના સ્થપાયા પહેલાં સરકારી તીજોરીઓમાં કરોડો રૂપીઆ ગોંધાઇ રહેતા હતા; જ્યારે બીજી બાજુ નાણાંબજારમાં નાણાંની સખ્ત તંગી અનુભવવી પડતી હતી. ઈમ્પિરિયલ બેંક સ્થપાયા બાદ સઘળું સરકારી નાણું તેના હાથમાં આવવાથી તેનો અમુક ભાગ દેશના ઉદ્યોગ, વેપાર અને ખેતીમાં રોકાવાનું શરૂ થયું. હિંદી સરકારની ઇચ્છા પણ પહેલેથી એવી જ હતી કે ધીમે ધીમે સઘળું સરકારી નાણાંકીય કામકાજ તથા ચલણી નોટો છાપવાનું કામ પણ ઇમ્પિરિયલ બેંકને સુપ્રત કરવું, કે જેથી કયા વખતે કેટલા નાણાંની જરૂર છે તે બાબતનો નિર્ણય ઇમ્પિરિયલ બેંક જેવી નિષ્ણાત સંસ્થા જાતે જ કરી

લે. નાણાં બજારનું જે આંતરિક જ્ઞાન ઇમ્પિરિયલ બેંક ધરાવી શકે તેટલું સરકારી અમલદારો નાણાંબજાર સાથેના સતત સંપર્કના અભાવે ન જ ધરાવી શકે. આને અંગે તો સરકારનો નાણાંકીય વહિવટ ખૂબ વગોવાયો હતો. આમ સરકારી તીજોરીઓમાં પૂરાઈ રહેતું નાણું દેશભરના નાણાંબજારમાં ફરતું થયું, તેથી સરકાર તેમ જ નાણાંબજાર બન્નેને ફાયદો થયો.

બીજા દેશોની અંદર બધી બેંકોને મદદગાર થઇ શકે તેવી અને આખા દેશના નાણાંવટાના તંત્ર ઉપર કાબૂ ધરાવી શકે તેવી મધ્યસ્થ બેંક હોય છે તેવી મધ્યસ્થ બેંકના રૂપમાં ધીમે ધીમે ઇમ્પિરિયલ બેંકને ફેરવી નાખવાની શકયતા સને ૧૯૨૧ માં વિચારાઈ હતી. તે માટે મધ્યસ્થ બેંક તરીકેની અમુક જવાબદારી ઇમ્પિરિયલ બેંક ઉપર નાખવામાં આવી હતી. હિંદની અગત્યની બેંકોની હૂંડીઓ ઇમ્પિરિયલ બેંકે પોતાના વટાવના દરે વટાવી આપવાની હતી અને આ રીતે દેશભરની અંદર પ્રવર્તતા ભારે વ્યાજના દર ઉપર કાપ મૂકવાનો હતો. આમ સરકારી નાણાંવટાનો ઇજારો ધરાવતી, પોતાના વટાવના દરથી દેશના નાણાંબજારનું નિયમન કરતી અને આર્થિક મુશ્કેલીના સમયમાં બધી બેંકો માટે એક મિત્ર અને ભોમિયાની ગરજ સારતી સંસ્થાનું સ્થાન ઇમ્પિરિયલ બેંકે પ્રાપ્ત કરવાનું હતું.

સને ૧૯૨૧ થી ૧૯૩૫ ના અરસામાં ઉપલી ધારણા કાંઇક અંશે ફળીભૂત પણ થઈ. સને ૧૯૨૦ માં પ્રેસિડેન્સી બેંકોની ૫૯ શાખાઓ હતી તે વધીને ૧૯૨૬ સુધીમાં ૧૬૦ થઈ. આમાંની ઘણી શાખાઓ ચલાવવી ઇમ્પિરિયલ બેંકને માટે ખોટવાળી હતી. છતાં દેશનો કોઈ પણ ભાગ નાણાવટાની સગવડતા વગરનો ન રહે તે ધ્યેયને પુરું પાડવા ઇમ્પિરિયલ બેંકે આ ખોટ સહી લીધી; અને સાબીત કરી આપ્યું કે દેશની અંદરની નાણાકીય

જરૂરિયાતોને પહોંચી વળવાની જવાબદારી ઉઠાવવા તરફ લક્ષ આપવાના તેના પ્રયત્નો હતા. સદ્ધર શરાફોની હૂંડીઓ વટાવી આપવાનું અને બે અબારૂદાર ગૃહસ્થની સહીવાળી કબુલત ચિઠ્ઠી ઉપર શરાફોને નાણું ધીરવાનું કામ પણ ઇમ્પિરિયલ બેંકે બજાવીને શરાફોના હાથમાં બીજે સ્થળેથી જે વ્યાજે નાણું મળી શકે તેના કરતાં ઓછા દરે નાણું મૂકયું, કે જેથી ખેડૂતોને જે અસહ્ય વ્યાજના દર આપવા પડતા તે પરિસ્થિતિમાં કાંઇક સુધારો થાય. પોતાના હૂંડીવટાવના દર અને નાણાબજારના હૂંડીના દરમાં જે સતત ફરક રહેતો તે તફાવત ઇમ્પિરિયલ બેંકે ધીમે ધીમે કાંઇક ઓછો કર્યો અને દેશની અંદર જુદા જુદા ભાગમાં જુદા જુદા વ્યાજના દરો અને વટાવના દરો રહેતા તે પરિસ્થિતિમાં પણ કાંઇક સુધારો કર્યો.

આમ છતાં, આ દિશામાં બેંકની પ્રગતિ પૂરતી સંતોષકારક ગણી શકાય તેવી નથી, કારણ હૂંડીના વટાવમાં બેંકે કોઈ ખાસ મુકરર નીતિનું પાલન કર્યું નહિ અને તેનો વટાવનો દર પણ વારંવાર ખૂબ વધતો ઘટતો રહેતો. નવેંબરથી એપ્રિલ સુધીના સમયમાં નાણાંની સામાન્ય રીતે વધારે માંગ રહે છે અને તેથી ઓકટોબર સુધીનો વખત ઠંડીનો સમય ગણાય છે. ઈમ્પિરિયલ બેંકનો વટાવ દર નવેમ્બરથી એપ્રિલ સુધીમાં હંમેશાં ૭ થી ૮ ટકા જેટલો ઊંચો રહેતો અને મેથી ઓકટોબર સુધી ૪ થી ૫ ટકા રહેતો આ ઉપરથી જણાશે કે ઇમ્પિરિયલ બેંક દેશની નાણાંકીય જરૂરીયાતની સ્થિતિસ્થાપકતાને પહોંચી વળવા કાંઈ કરી શકી નહિ.

તે ઉપરાંત, બીજા દેશોમાં મધ્યસ્થ બેંકના વટાવ દરનો એવો અર્થ કરવામાં આવે છે કે જે દરથી દેશની મધ્યસ્થ બેંક સદ્ધર આસામીઓની હૂંડીઓ વટાવી આપવા તૈયાર હોય. જ્યારે

ઇમ્પિરિયલ બેંક જે દરે સરકારી જામીનગીરી ઉપર નાણું ધરતી તે દરને "બેંક-રેટ" વટાવ દર તરીકે ઓળખવામાં આવતો હતો. આ તફાવત બહુ અર્થસૂચક છે. કોના તરફથી આવતી કેવી હૂંડીઓને પોતે વટાવી આપશે તે કદી બેંકે સ્પષ્ટ કર્યું નહિ; અને આમ હૂંડીનો બહોળો ઉપયોગ થાય તે માટે કશાં પગલાં ભર્યાં નહિ. ઇમ્પિરિયલ બેંક બીજી વેપારી બેંકોની માફક પોતાના ગ્રાહકો પાસેથી થાપણો લેવાનું અને તેમને નાણું ધીરવાનું કામ કરતી હોવાથી તે સ્વાભાવિક રીતે જ બીજી બેંકો સાથે હરીફાઇમાં આવતી અને હરીફ બેંક પાસે વેપારી બેંકો પોતા પાસેની હૂંડીઓ વટાવવા લઈ જતાં ખચકાય એ દેખીતું છે. એટલે હિંદી બેંકોએ ઇમ્પિરિયલ બેંકને કદી મધ્યસ્થ બેંક તરીકે સ્વિકારી જ નહિ અને તેની મદદ, સલાહ કે સૂચનાની અપેક્ષા રાખી નહિ.

ઇમ્પિરિયલ બેન્ક પાસેથી બીજી એક આશા રખાતી હતી કે તે તેની ઘણી શાખાઓ મારફત મોટા પ્રમાણમાં થાપણો મેળવી શકશે, તે આશા બર આવી નહિ. કારણ પ્રેસિડેન્સી બેંકો પાસેથી હવાલો લેતી વખતે જેટલી થાપણો હતી તેમાં પંદર વર્ષના અંતે જરાય વધારો થયો નથી તે નીચેના કોષ્ટક ઉપરથી તરી આવશે.

| સને | ખાનગી થાપણો (રૂ. કરોડમાં) |
|---|---|
| ૧૯૨૦ | ૭૮ |
| ૧૯૨૨ | ૫૭ |
| ૧૯૨૫ | ૭૮ |
| ૧૯૨૭ | ૭૧ |
| ૧૯૩૧ | ૬૪ |
| ૧૯૩૪ | ૭૪ |

સને ૧૯૩૫ પછી ઇમ્પિરિયલ બેન્ક, તેના ઉપરની બેવડી ફરજો અદા કરવાની જવાબદારી ગયા પછી નાણાંવટાની સામાન્ય પ્રગતિ અંગે, વધારે થાપણો આકર્ષી શકી છે, તે નીચેના કોષ્ટકથી જણાશે.

| સને | થાપણો (રૂ. કરોડમાં) |
|---|---|
| ૧૯૩૬ | ૭૯ |
| ૧૯૩૮ | ૯૨ |
| ૧૯૪૦ | ૯૬ |
| ૧૯૪૧ | ૧૦૯ |
| ૧૯૪૨ | ૧૭૩ |
| ૧૯૪૩ | ૨૧૪ |
| ૧૯૪૬ | ૨૫૭ |

જો કે ઇમ્પિરિયલ બેંકની થાપણોને બીજી બેંકોની થાપણો સાથે સરખાવતાં ઇમ્પિરિયલ બેંક હિંદની બેંકોમાં શ્રેષ્ઠ સ્થાન ભોગવે છે, તે જણાઈ આવશે. સને ૧૯૨૦ માં જ્યારે ઇમ્પિરિયલ બેન્કની થાપણો રૂ. ૭૮ કરોડની હતી. ત્યારે હિંદની બીજી બધી વેપારી બેન્કોની થાપણો કુલ્લે રૂ. ૫૮ કરોડની થતી હતી; અને હૂંડિઆમણની તથા ઇતર બેંકોની થાપણોનો કુલ સરવાળો રૂ. ૨૦૭ કરોડ થતો હતો.

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાઇ આવે છે કે જે શુભ હેતુથી ઇમ્પિરીયલ બેંકની સ્થાપના કરવામાં આવી હતી તે બર ન આવી શકવાથી, ઇમ્પિરિયલ બેંકને મધ્યસ્થ બેંકના રૂપમાં ફેરવી નાખવાનું અશક્ય બની ગયું. નહિ તો, જો ઇમ્પિરિયલ બેન્ક બધી બેન્કોનો વિશ્વાસ સંપાદન કરી શકી હોત, બેંકોના હાથ ઉપરની અનામત રકમો એક જથ્થે પોતાની પાસે ભેગી કરી શકી હોત, પોતાનું ધ્યેય વધારે નફો મેળવવામાં નથી પણ

ઓછામાં ઓછા દરે બેંકોને, શરાફોને અને સહકારી બેંકોને કેમ નાણું આપી શકાય તે જોવામાં છે તે ભાવના સમજી શકી હોત, હૂંડીના વટાવનો દર ઘટાડી હૂંડીનો ઉપયોગ કેમ વધારે લોકપ્રિય બને તે માટે હૂંડી બજારની ખીલવણી કરી શકી હોત, દેશના ધંધા ઉદ્યોગની વધતી જતી માંગને પહોંચી વળવા પોતાની નાણાં ધીરાણની નીતિને સ્થિતિસ્થાપક બનાવી શકી હોત, જાતિભેદ, રંગભેદ અને રાજકીય પક્ષાપક્ષીથી દૂર રહી શકી હોત અને રાષ્ટ્ર ઘડતરનું પોતે એક જીવતું અંગ છે તે સત્ય પીછાણી શકી હોત તો **૧૯૩૫** માં એક નવી જ બેંક–રિઝર્વ બેંક ઉઘાડવાની જરૂર પડત નહિ. પણ ઇમ્પિરિયલ બેંકના વહીવટની કેટલીક ખામીઓએ તેને એક સાંકડા અને સંકુચિત વર્તુલમાંથી બહાર પગ મૂકવા જ દીધો નહિ અને છેવટે ઇમ્પિરિયલ બેંકને સને ૧૯૩૪ માં બીજી વેપારી બેંકોની હરોળમાં મૂકાઈ જવું પડયું. આ માટેનાં મુખ્ય કારણો આપણે ચર્ચીએ.

## ઈમ્પિરિયલ બેંકના વહીવટની ખામીઓ

(૧) ઇમ્પિરિયલ બેંકની પહેલી જ ખામી એ કહી શકાય કે તેણે બીજી વેપારી બેંકો સાથે સહાનુભૂતિભર્યું વર્તન ન રાખ્યું એટલું જ નહિ પણ તેની સાથે સાવકી મા જેવું વર્તન દાખવ્યું. આ માટે ઇમ્પિરિયલ બેંકનો વહીવટ બિનહિંદીના હાથમાં હતો અને છે તે મુખ્ય કારણ ભૂત છે. પરદેશી હૂંડિયામણની બેંકો સાથે ઇમ્પિરિયલ બેન્ક મૈત્રી સાધી શકી. કારણ બ્રિટનની હૂંડિયામણની બેંકોના મેનેજરો અને ઇમ્પિરિયલ બેંકના પરદેશી મેનેજરો વચ્ચે હમ વતનની ભાવના–રાષ્ટ્રપ્રેમનું આકર્ષણ હતું. એવા ઘણા દાખલા રજૂ કરી શકાય એમ છે, કે જેમાં હિંદી પેઢીઓને તેમની મિલકતના પ્રમાણમાં ઇમ્પિરિયલ બેંકે ઘણું ઓછું ધીરાણ કરેલું છે. અને પરદેશી પેઢીની મિલકતના

પ્રમાણમાં જે ધીરાણ વ્યાજબી રીતે કરવું જોઈતું હતું તેના કરતાં ઘણું વધારે ધીરાણ તેણે કરેલું છે. આમ રંગભેદ અને પક્ષાપક્ષીથી ઈમ્પિરિયલ બેંક પર રહી શકી નહિ; તેથી ઇમ્પિરિયલ બેન્ક પરદેશી અને સરકારી બેન્ક તરીકે જ લેખાવા લાગી.

ઇમ્પિરિયલ બેંકના ભાગદારોની બહુમતિ પરદેશીઓની હતી અને ઉચ્ચ અમલદાર વર્ગ પણ પરદેશી જ હતો. આમ પરદેશી મૂડી અને પરદેશી વહીવટથી ચાલતો બેંક રાષ્ટ્રના ઘડતરમાં શો હિસ્સો આપી શકે તે સમજી શકાય તેવું છે. હિંદીઓના હાથમાં વહિવટ મૂકવામાં આવ્યો હોત તો, એક તો મોટા પગારો બચી જાત અને હિંદી મેનેજરો હિંદી જનતાની મુશ્કેલીની વધારે સારી કદર કરી શકત. હજુ પણ ઇમ્પિરિયલ બેન્કના અમલદારી મહેકમનું હિંદીકરણી ઝડપ પકડે તો સારું.

(૨) ઇમ્પિરિયલ બેંકે શાખાઓ તો ૧૬૦ ખોલી પણ આમાંની મોટા ભાગની શાખાઓને તો થાપણો ભેગી કરવાનું કામ કરવાનું હતું, અને આમ ભેળી થયેલી થાપણો ખેંચાઈ ખેંચાઈને ઇમ્પિરિયલ બેન્કની વડી ઓફિસો તરફ ઘસડાતી. આને અંગે મુંબઈ, મદ્રાસ અને કલકત્તાનાં નાણાબજારને નાણાંની છૂટથી ફાયદો થયો, પણ દેશના આંતરીક પ્રદેશમાંથી નાણું ઘસડાઇ જવાથી ત્યાં નાણાંની અછત થવાને અંગે વેપારને ધક્કો પહોંચ્યો. ઇમ્પિરિયલ બેંકે પોતાની શાખાઓનો આમ એકતરફી ઉપયોગ નહિ કરવાને બદલે જે તે સ્થળનું નાણું જે તે પ્રદેશના વેપારની ખીલવણીના કામમાં રોકાવું જોઇતું હતું તે તેણે કર્યું નહિ. આમ ગ્રામ જનતાને તો તેની સેવાને બદલે કુસેવા કે અસેવાનો જ લાભ મળ્યો ગણાય.

(૩) ઈમ્પિરિયલ બેંકે રોકડ રકમ ધીરવા તરફ જેટલો ઉત્સાહ બતાવ્યો તેટલો હૂંડીઓ વટાવવા તરફ બતાવ્યો નહિ.

નાણાવટાનું આધારભૂત અંગ જેને કહી શકાય તે હૂંડીબજાર હિંદમાં ખીલી શકયું નહિ, કારણ જ્યાં સુધી હૂંડીની મદદથી તુરત નાણું વ્યાજબી દરે ઊભું કરવાની સગવડતા ન થાય ત્યાં સુધી હૂંડી તરફ ચલણી નોટ જેટલું આકર્ષણ થાય જ નહિ. ઇમ્પિરિયલ બેંક પોતાના ભંડોળનું રોકાણ વધારે ને વધારે સરકારી જામીનગીરીમાં કરવા લાગી અને આમ તેણે પોતાની સદ્ધરતા વધારે સરળ વધારે સબળ બનાવવાનો એકતરફી સ્વાર્થ સાધ્યો.

(૪) ઇમ્પિરિયલ બેન્કની જે સ્થળે શાખાઓ હોય ત્યાં સ્થાનિક લાગવગ ધરાવતા ગૃહસ્થોની એક સલાહકાર સમિતિ બેંકે નીમી હોત અને સ્થાનિક પરિસ્થિતિથી અજ્ઞાત એવા અંગ્રેજ મેનેજરો પોતાની આવડત અને માહિતી ઉપર મુસ્તાક ન રહ્યા હોત તો કોની હૂંડીઓ વટાવવી તે બાબત સ્થાનિક મેનેજર સલાહકાર સમિતિને પૂછી ખાત્રી કરી શકત અને આબરૂદાર શરાફોની હૂંડીઓ વટાવવામાં બેંકને જરા પણ જોખમ ખેડવાનો પ્રશ્ન ઉપસ્થિત થાત નહિ.

(૫) દેશના આર્થિક હિતને જોખમમાં મૂકતી સરકારની કોઈ પણ નાણાકીય નીતિ સામે ઇમ્પિરિયલ બેંકે જરા જેટલોય વિરોધનો સૂર કદી કાઢયો નહિ. નહિ તો દેશની મધ્યસ્થ બેંક તરીકે તેની તો પ્રથમ ફરજ એ હતી કે નાણાવટાનાં સર્વ અંગોને સ્પર્શતા પ્રશ્નો અંગે પોતે જાગૃત રહે અને નાણાંકીય પ્રશ્નોમાં તેનો સૂર પ્રધાનપદ ભોગવતો થાય. આના અભાવે ઇમ્પિરિયલ બેંક સરકારી હિત સંભાળનારી સંસ્થા બની ગઈ—ઇંગ્લેંડની બેન્ક ઓફ ઇંગ્લેન્ડ બની શકી નહિ.

## ઇમ્પિરિયલ બેન્કનું ભાવી કાર્યક્ષેત્ર

હવે જ્યારે સને ૧૯૩૪ ના કાયદાથી ઇમ્પિરિયલ બેન્કને સરકારી બંધનોથી મુકત કરવામાં આવી છે અને જ્યારે તે

પોતાને યોગ્ય લાગે તે ધંધામાં ભાગ લઈ શકે છે, ત્યારે હવે સવાલ એ થાય છે કે ઇમ્પિરિયલ બેંક શું બીજી વેપારી બેન્કોની માફક વેપાર વિષયક નાણાપ્રકરણના ટૂંક ક્ષેત્રમાં જ રાચવું કે શક્તિનો ઉપયોગ નાણાવટાના બીજા ક્ષેત્રોમાં પણ વધારે ફળદાયી થાય તેવી રીતે કરવો ?

પ્રથમ તો, હિંદમાં હિંદી હૂંડિયામણની બેંક કે ઔદ્યોગિક બેંક નથી એટલે ઇમ્પિરિયલ બેંકને કાં તો હૂંડિયામણની બેંકના રૂપમાં અગર તો ઔદ્યોગિક બેંકમાં ફેરવી નાખવાનો વિચાર વધારે આકર્ષક લાગશે. પણ ઇમ્પિરિયલ બેંક ઉપર કોઈ ખાસ અમુક જ પ્રકારની ફરજ મૂકવી એ તેની ભવિષ્યની પ્રગતિ આડે આવવા સમાન છે. હૂંડિયામણનું કામ ઇમ્પિરિયલ બેંક કરે તે સામે કોઇને વાંધો હોઈ શકે જ નહિ; પણ ઇમ્પિરિયલ બેંક હૂંડિયામણની બેંક થઈ જવું એથી તો ઇમ્પિરિયલ બેંક બીજી ઘણી દિશામાં ઉપયોગી નીવડી શકે તે દરવાજા બંધ કરી દેવા જેવું થાય. અત્યારે આપણા દેશમાં હૂંડિયામણની ૧૯ બેંકો છે અને તે બધી પરદેશી છે. એટલે તેમના હાથમાં હૂંડિયામણનો ઇજારો છે તે ઇજારો તોડવા ઇમ્પિરિયલ બેંક ધીમે ધીમે પોતાના ગ્રાહકોનું હૂંડિયામણનું કામ પોતાના હાથમાં લે, પણ નફાની દૃષ્ટિએ તો જે બેંકો અસ્તિત્વમાં છે તેમને જ પોતા પૂરતું કામ માંડ મળી રહે છે અને વ્યાજનો દર પહેલાંની સપાટીએ સાચવી રાખવો એ છેલ્લાં ૧૦ વર્ષથી તેમના માટે મુશ્કેલ બન્યું છે; અને જો ઇમ્પિરિયલ બેંકને ફક્ત હૂંડિયામણનું કામ કરવા ફરજ પાડવામાં આવે તો ઇમ્પિરિયલ બેન્ક પોતાની આર્થિક સદ્ધરતા ટકાવી શકે કે કેમ તે સવાલ શંકાસ્પદ બને.

ઇમ્પિરિયલ બેન્ક હૂંડિયામણનું કામ કરે તો પણ પરદેશમાંથી થાપણો તે ન મેળવે તે તરફ તકેદારી રાખવી રહી. કારણ

પરદેશી મૂડીની મદદથી જો ઇમ્પિરિયલ બેંક હિંદના પરદેશ સાથેના વેપારી સંબંધને અંગેના હૂંડિયામણનું કામ કરે તો અત્યારે જે પરિસ્થિતિ છે તેમાં જરાય સુધારો થાય નહિ, કારણ તેથી પણ પરદેશી મૂડીનું અધિપત્ય તો આપણા ઉપર રહેવાનું.

ઔદ્યોગિક બેંકના રૂપમાં ફેરવી નાખવામાં પણ એક એ ભય છે કે ઇમ્પિરિયલ બેંકનું બંધારણ, તેનું ભંડોળ, ટૂંક મુદતની થાપણો વગેરે બાબતો ઉપરથી ઇમ્પિરિયલ બેંક પોતાનું નાણું લાંબી મુદતની લોનમાં ન રોકી શકે તેમ જણાય છે. એક રસ્તો છે. ઇમ્પિરિયલ બેંક જુદો જ ઔદ્યોગિક વિભાગ ખોલી પોતાના ભંડોળનો અમુક ભાગ ઉદ્યોગમાં રોકવા માટે જુદો જ રાખી, પછી ઉદ્યોગની શકયતાને કસી કસી પોતાની મૂડીથી આસરે ૧૫ ગણી કિંમતની બ્યાજુ ચિઠ્ઠીઓ બહાર પાડવાનું કામ કરી શકે અને પ્રમાણમાં લાંબી મુદતની લોન, ઉપર જણાવ્યા પ્રમાણે સદ્ધર ઉદ્યોગોને સહકારી બેંકોને અગર વેપારી બેંકોને ધીરવામાં આવે તો જો કે નાણાંની હેરફેર ઘટવાને અંગે ભાગીદારોને વ્યાજ ઓછું મળવા સંભવ છે, પણ જે દિશામાં બીજી બેંકો પહેલ કરતાં ડરે છે તે દિશામાં ઇમ્પિરિયલ બેન્ક કાંઇક પ્રગતિ સાધી શકે.

બાકી તો ઇમ્પિરિયલ બેંકે એક આદર્શ વેપારી બેંક તરીકે ચાલુ રહેવું વધારે સલાહભર્યું છે. તેના વહીવટમાં જે ખામીઓ છે તે દૂર થતાં હિંદી નાણાવટામાં, વેપારી ક્ષેત્રમાં ઔદ્યોગિક ક્ષેત્રમાં અને હૂંડિયામણના ક્ષેત્રમાં ઇમ્પિરિયલ બેંક મક્કમ પ્રગતિ સાધી શકશે. આ માટે પહેલાં તો તેના ખર્ચાળ કારભારમાં કરકસરનું તત્ત્વ દાખલ થવાની જરૂર છે. શાખાઓના મેનેજરોની જગ્યાએ યોગ્ય હિંદીઓને નીમવાથી ઉપલો અર્થ સરશે. એ ઉપરાંત જે તે સ્થળે સલાહકાર સમિતિ નીમવાની આપણે જે સૂચના અગાઉ કરી ગયા છીએ, તે સ્થપાતાં

તેના સહકારથી ઇમ્પિરિયલ બેંક અને જનતા વચ્ચેનું અંતર જરૂર ઘટશે. અત્યારે ઇમ્પિરિયલ બેંક આમ વર્ગનો જેટલો વિશ્વાસ ધરાવે છે તેના કરતાં વધારે મોટા પ્રમાણમાં વિશ્વાસ તે સંપાદન કરી શકશે. જે સ્થળે ઇમ્પિરિયલ બેંકની શાખા ન હોય*ત્યાંના આગેવાન શરાફોને પોતાના એજન્ટ નીમી, તેમની મારફત બીજી બેંકો મારફત જેમ ઇમ્પિરિયલ બેંક અત્યારે કરે છે તેમ ચેક અને હૂંડીઓ સ્વીકારવાનું શરૂ રાખી શરાફોનો સહકાર પણ સાધી શકે. આમ થતાં શરાફોને અત્યારે રહેતો અસંતોષ દૂર થશે અને ઇમ્પિરિયલ બેંક જો પ્રથમ વર્ગની હૂંડીઓ વટાવવાનાં કામ તરફ વધારે રસ લેતી થાય તો દેશમાં ઘણી વખત નાણાંની ભીડ આવે છે, તે હૂંડીનો ઉપયોગ વધતાં દૂર થાય. ચાલુ યુદ્ધ પછી ઇમ્પિરિયલ બેંક પાસેથી આપણે આવી ઘણી દિશામાં ઇતર સેવાઓની આશા રાખી શકીએ.



## પ્રકરણ ૯

# હિંદની મધ્યસ્થ બેંક—રિઝર્વ બેંક ઓફ ઇન્ડીઆ

### મધ્યસ્થ બેંક માટેની માગણીનો ઇતિહાસ

હિંદુસ્તાનમાં મધ્યસ્થ બેંક હોવી જોઈએ, એ માગણીનો ઇતિહાસ એક સૈકાથી પણ વધારે જૂનો છે. કેટકેટલા પ્રયાસો પછી હિંદને રિઝર્વ બેન્ક મળી છે, તે જાણવું આ જગ્યાએ ઉપયોગી થશે. સને ૧૮૩૬ માં ઈસ્ટ ઈન્ડીઆ કંપનીના ડાયરેક્ટરો સમક્ષ, પૂર્વના ટાપુઓ સાથેના વેપારમાં આગળ પડતા રસ ધરાવનારા વેપારીઓએ એક એવી માગણી રજુ કરી કે બ્રિટિશ હિંદ માટે એક મધ્યસ્થ બેંક સ્થાપવી જરૂરી છે, કે જેથી કરીને હિંદની નાણાંકીય પરિસ્થિતિ સંગીન અને સ્થિર પાયા ઉપર આવે; અંગ્રેજી મૂડીનો બહોળો ઉપયોગ હિંદ સાથેના વેપારને વિસ્તૃત કરવામાં થઈ શકે; અને ઈસ્ટ ઇંડિયા કંપનીને પણ મહેસુલ ઉઘરાવવામાં અને પેન્શનરો માટે ઇંગ્લાંડ મોકલાતી રકમ "હોમચાર્જીસ" મોકલાવવામાં આવી બેંક ઉપયોગી નીવડે. બેંક ઓફ બેંગાલ હતી જ, પરંતુ તેનું ક્ષેત્ર એક પ્રાંત પૂરતું હતું. મુંબઈ અને મદ્રાસ ઈલાકા માટે પણ જ્યારે સને ૧૮૪૦ અને ૧૮૪૩ માં પ્રેસિડેન્સી બેંકો શરૂ કરવામાં આવી

ત્યારે બેંક ઓફ બેંગાલ કદી પણ સમસ્ત દેશભરની બેંકનું સ્થાન લઈ શકશે એ આશાને સ્થાન રહ્યું નહિ. ત્યાર બાદ સને ૧૮૬૭ માં બેંક ઓફ બેંગાલના મંત્રી મી. ડીકસને એક એવી યોજના તૈયાર કરી કે ત્રણે પ્રેસિડેન્સી બેન્કોને જોડી દઈ આખા દેશ માટે એક મધ્યસ્થ બેંક બનાવી શકાય, પરંતુ આ યોજનાનો કશો પણ પડઘો પડયો નહિ. ચાંદીના ભાવમાં સખ્ત ઘટાડો થવાને અંગે હિંદી સરકારે હિંદમાંની બધી ટંકશાળો સને ૧૮૯૨ માં બંધ કરી ત્યારે એ પરિસ્થિતિમાંથી કાંઇક રસ્તો કાઢવા માટે અને હિંદમાં સોનાનું ધોરણ લાવી શકાય કે કેમ તે પ્રશ્નની વિચારણા માટે, સને ૧૮૯૮ માં જે ફાઉલર સમિતિ નીમવામાં આવી હતી, તેણે પણ હિંદમાં મધ્યસ્થ બેંકની અગત્યતા ઉપર ભાર મૂકયો હતો. તે પછી તુરત જ લૉર્ડ કર્ઝનની સરકારે ત્રણ પ્રેસિડેન્સી બેન્કોને એક કરી દેવાથી એકંદરે દેશના નાણાવટાના તંત્રને ફાયદો છે, એ વિધાનમાં પોતાનો વિશ્વાસ જાહેર કર્યો. પરંતુ એ દિશામાં કશું સક્રીય પગલું તે ભરી શકી નહિ. લડાઈ પહેલાં ચેમ્બરલેઇન કમીશન નીમવામાં આવ્યું હતું, તેણે પણ બીજા પાશ્ચાત્ય દેશોનું અનુકરણ કરી હિંદને પણ મધ્યસ્થ બેંક જલ્દીથી મળવી જોઇએ તેવી ભલામણ કરી, એક વિગતવાર યોજના પ્રો. જે. એમ. કિન્સ પાસે તૈયાર કરાવી હતી. વિશ્વવિગ્રહને અંગે આ પ્રશ્નની વિચારણા મુલતવી રહી. ત્યાર પછી હિંદી સરકારને પણ પ્રતીતિ થઈ કે બહોળો અનુભવ ધરાવતી અને સરકારી નાણાવટાના કામકાજનો ઈજારો ધરાવતી ત્રણ પ્રેસિડેન્સી બેંકોને એક કરી દઇ એક મધ્યસ્થ બેંક સ્થાપવી જરૂરી છે. આથી સને ૧૯૨૧ માં ત્રણે બેંકોને જોડી દઇને ઇમ્પિરિયલ બેંક શરૂ કરવામાં આવી. આપણે જોયું તેમ સને ૧૯૨૧ થી ૧૯૩૪ દરમિયાન આ બેંક પાસેથી એક વેપારી બેંક તથા મધ્યસ્થ બેંક તરીકેનાં પણ અમુક કર્તવ્યો

બનાવવાની કામગીરી લેવામાં આવી. આપણે એ પણ જોયું કે ઇમ્પિરિયલ બેંકના બંધારણ અને કાર્યક્ષેત્રના સંકુચિતપણાને અંગે તે બેંક દેશની મધ્યસ્થ બેંક તરીકે કોઈ પણ હિસાબે સફળતાપૂર્વક કામ કરી શકે તેમ હતી નહિ; કારણ કે સને ૧૯૨૦ના કાયદાથી ઇમ્પિરિયલ બેંકને જ સરકારી પીઠબળ મળેલું તેને અંગે વેપારી ક્ષેત્રમાં પણ બીજી બેંકો કે જેના મધ્યસ્થ તરીકે તેને વર્તવાનું હતું તેની સાથે તે સીધી હરીફાઈમાં ઉતરવા માંડી. નાણાવટાના પ્રાથમિક સિદ્ધાંત મુજબ મધ્યથ બેંકે તો બીજી બેંકો તરફ સહાનુભૂતિભર્યું વર્તન દાખવી તેને નડતી મુશ્કેલીઓ દૂર કરવાની હોય છે–નહિ કે તેમની પ્રગતિનો અવરોધ કરવાનો. ઇમ્પિરિયલ બેંક શેરહોલ્ડરોની માલિકીની એક ખાનગી સંસ્થા હોવાથી, જેમ બને તેમ વધારે નફો કરવા તરફ એ લક્ષ આપે એ દેખીતું હતું. આની સાથોસાથ જ એક મધ્યસ્થ બેંક તરીકેનાં કર્તવ્યોનું પાલન સુસંગત નહોતું. મોટી સંખ્યામાં શાખાઓ ઉઘાડી, ઇમ્પિરિયલ બેંકે વેપારી ક્ષેત્રમાં ટૂંક મુદતમાં પ્રગતિ દાખવી હતી અને સને ૧૯૨૬ માં નીમાયેલા હિલ્ટન યંગ તપાસપંચે પણ એવો જ અભિપ્રાય આપ્યો કે ઇમ્પિરિયલ બેંક ઉપર લદાએલી બેવડી જવાબદારી દૂર કરવી. જેથી તે એક દિશામાં આદર્શ પ્રગતિ સાધી શકે. તે ઉપરાંત જનતાનો જે વિશ્વાસ ઇમ્પિરિયલ બેંકે સંપાદન કરવો જરૂરી હતો, તે નહિ કરી શકવાથી પણ ઇમ્પિરિયલ બેન્ક મધ્યસ્થ બેંક બને એવું કોઈ ઇચ્છતું નહોતું.

## રિઝર્વ બેન્ક–ખાનગી કે સરકારી માલિકીની ?

હિલ્ટન યંગ તપાસપંચે પોતાના અહેવાલમાં એવી ભલામણ કરી કે રિઝર્વ બેંકને શેર હોલ્ડરોની માલિકીની બેંક બનાવવી; અને તેની વ્યવસ્થાનું કામ જે તે વિભાગના શેર

હોલ્ડરોએ ચુંટેલા નિયામકો(ડાયરેક્ટરો)ના બનેલા મંડળના હાથમાં મૂકવું. આ વ્યવસ્થાપક મંડળોને સરકારી કાબૂ અને રાજકીય વાતાવરણથી અલિપ્ત રાખવાં. સરકારનાં હિત ન જોખમાય તે ખાતર અમુક પ્રતિનિધિ નીમવાનો અધિકાર સરકારને આપવો. આ ધોરણ ઉપર રચાએલું એક રિઝર્વ બેંક બીલ (ખરડો) સને ૧૯૨૭ માં હિંદની મધ્યસ્થ ધારાસભા સમક્ષ હિંદી સરકારે મૂક્યું. ધારાસભાએ એ ખરડો વિચારણા સમિતિ તરફ મોકલ્યો, કે જ્યાં ધડમૂળનો મતભેદ ઉપસ્થિત થયો. સમિતિના સભ્યોની બહુમતિએ રિઝર્વ બેંકની માલિકી સરકારની હોવી જોઈએ એવો અભિપ્રાય આપ્યો, કારણ તેમના મતથી જે સંસ્થાના હાથમાં ચલણી નાણું અને મધ્યસ્થ બેંકની જવાબદારી અદા કરવા જેવા પ્રશ્નો હોય, તેણે તો ધારાસભાને જ જવાબદાર રહેવું જોઇએ. તે ઉપરાંત રિઝર્વ બેંકને વધારે મૂડીની જરૂર જ નથી પડવાની, એટલે શેર મૂડીનો પ્રશ્ન અગત્યનો નથી. વળી સરકાર માલિકીની બેંક નહિ કરવામાં આવે તો જનતાનો વિશ્વાસ સંપાદન થઈ શકશે નહિ અને અમુક વગ ધરાવનારા મૂડીવાળા માણસો વધારે શેર ખરીદીને બેંક ઉપર વર્ચસ્વ જમાવી બેસશે, જેથી બેંક પોતાનું કર્તવ્ય બરાબર બજાવી શકશે નહિ. જો બેંકની માલિકી સરકારની હશે તો બેંકનો નફો સરકારી તીજોરીમાં જમા થશે અને તેનો ઉપયોગ દેશના હિતાર્થે થઈ શકશે. નહિ તો બેંકનો નફો શેર હોલ્ડરોના ખિસ્સામાં જશે. બીજા દેશોની માફક હિંદમાં પણ રાષ્ટ્રીય અગત્ય ધરાવતા ઉદ્યોગો ઉપર સરકારી માલિકી છે જ. દા. ત. હિંદની રેલ્વેનો મોટો ભાગ સરકાર માલિકી તળે છે; અને આ સામે પ્રજા વિશ્વાસની નજરે જુએ છે. તો પછી નાણાવટાને પણ એ જ દલીલ કેમ ન લાગુ પાડી શકાય? તે ઉપરાંત જે જે દેશોમાં મધ્યસ્થ બેંકની માલિકી શેર હોલ્ડરોના હાથમાં છે ત્યાં પણ

સરકારી અંકુશ તો પૂરતા પ્રમાણમાં છે જ અને બેંકની નીતિ મુકરર કરવામાં સરકારનો અવાજ મુખ્ય ભાગ ભજવે છે. તો પછી હિંદમાં આપણે સીધી રીતે સરકારી મધ્યસ્થ બેંક કેમ ન કરી શકીએ ? હિંદની અંદર કારોબારી સત્તા ધારાસભાને જવાબદાર નથી એટલે પ્રજાએ પોતાના જે પ્રતિનિધિઓ ચૂંટીને ધારાસભામાં મોકલ્યા છે, તે ધારાસભાનો આ બેંક ઉપર કાબૂ હોવો જોઇએ, કે જેથી કરીને આ બેંકના પ્રજાના હક્ક અને હિતને સાચવે છે કે કેમ, તે તેઓ જોઈ શકે.

પરંતુ, વ્યાજબી રીતે જોતાં તો, આ દલીલો ગેરસમજૂતિ ભરેલી હતી. કારણઃ—

(૧) મધ્યસ્થ બેંક એ એક જાહેર હિતનું સંરક્ષણ કરનારી સંસ્થા છે. તેને કાંઈ સરકારનું એક ખાતું બનાવી શકાય નહિ. અમુક અંશે સરકારનો કાબૂ તેના ઉપર જરૂરી છે, એ વાત ઉપર તો મતભેદ છે જ નહિ. કારણ સરકારે એટલું તો જોવાનું રહ્યું જ કે બેંક પોતાનું ધ્યેય વધારે નફો મેળવવાનું કરી બેસતી તો નથી ને ? પરંતુ એક વખત સરકારની માલિકીની બેંક શરૂ કરીને પછી સરકારી કાબૂથી તેને વધારેમાં વધારે મુક્ત રાખવા પ્રયત્નો કરવા તે હાસ્યાસ્પદ છે.

(૨) ધારાસભાના સભ્યો જો બેંકના નિયામકો (ડાયરેક્ટરો) થાય તો તો બેંક ઉપર જરૂર રાજકીય વાતાવરણની અસર થયા વિના રહે જ નહિ અને જે તે વખતે દેશમાં જે રાજકીય પક્ષ જોરમાં હોય તેના જ વધારે પ્રતિનિધિઓ ધારાસભામાં હોય અને તે પક્ષના હાથમાં રિઝર્વ બેન્ક રમકડું જ બની રહે. રાજકીય દબાણ અને પક્ષાપક્ષીથી તો દરેક દેશની મધ્યસ્થ બેંકને મુક્ત રાખવામાં આવી છે. કારણ કે આર્થિક પ્રશ્નોને રાજકીય ગંધથી

પર રાખવા હિતાવહ છે. વળી બેંકના નિયામક મંડળ ઉપર કામ કરવું એ કાંઈ ધારાસભાના સભ્યોની ફરજનો કોઇ ભાગ નથી.

(૩) દુનીઆના ૨૮ દેશોમાં મધ્યસ્થ બેન્ક છે. તેમાં ૨૨ દેશોમાંની બેંકો તો શેર હોલ્ડરોની માલિકીની છે; અને બાકીના જે ૬ દેશોમાં સરકાર માલિકીની છે, ત્યાં પણ બેંકના વહીવટની અંદર સરકાર વધારે પડતું માથું મારી શકતી નથી.

(૪) શેર હોલ્ડરોની માલિકીની બેંકમાં તેમના ચુંટાએલા જે નિયામકો (ડાયરેક્ટરો) ના હાથમાં મધ્યસ્થ બેંકનો વહીવટ સોંપવામાં આવે તે નિયામકો પોતે બેંકમાં રોકેલી રકમ તથા શેર હોલ્ડરોનાં આર્થિક હિતો સાચવવા માટે કાયદેસર રીતે તથા નૈતિક રીતે બંધાયેલા રહેશે અને તેઓ જ્યાં ચુકશે ત્યાં તેમને શેર હોલ્ડરો લાલ બત્તી ધરશે. સરકાર માલિકીમાં આ વસ્તુનો અભાવ રહેશે.

(૫) સરકાર આલિકીની રિઝર્વ બેન્ક કરવામાં આવે તો પછી ચલણી નાણું છાપવાની અને નાણાંનો ઉપયોગ કરવાની બન્ને બાબતો સરકારના સીધા કાબૂ નીચે આવી જાય. કોઇ ખાસ સંજોગોમાં અને નાણાંની ભીડના પ્રસંગે સરકાર રિઝર્વ બેંક પાસે ફરજિયાત રીતે વધારે નોટો છપાવી પોતાની સત્તાનો દુરપયોગ કરે. એવા દાખલા ગયા વિશ્વવિગ્રહ પછી ઘણા દેશમાં બન્યા છે. જ્યારે ખરું જોતાં તો નાણું છાપવાનું કામ સરકારી અંકૂશથી મુક્ત જ રાખવું જોઇએ, કે જેથી દેશની અંદરનાં આર્થિક બળો માપી-સમજી જરૂરિયાતના પ્રમાણમાં જ બેંક નાણું બહાર પાડે, નહિ કે સરકારની માગણી મુજબ.

(૬) અમુક જ મૂડીદાર વર્ગ વધારે શેર ખરીદીને બેંક ઉપર કાબૂ જમાવશે એ બીક, બેંકના અમુક જ શેર એક

માણસથી ખરીદી શકાય અને એક માણસને અમુક મતથી વધારે મત આપવાનો અધિકાર ન આપવો, તેવી જોગવાઈ બેંકના બંધારણમાં કરીને, દૂર કરી શકાય તેમ છે.

આમ છતાંય વિચારણા સમિતિની બહુમતિએ મૂળભૂત સુધારા સૂચવીને એ ખરડો ધારાસભા ઉપર મોકલી આપ્યો. જ્યારે સને ૧૯૨૭ ના ઑગસ્ટમાં આ ખરડો વિચારણા માટે આવ્યો, ત્યારે પણ સરકાર અને પ્રજાપક્ષ વચ્ચે ધરખમ મતભેદો ઉપસ્થિત થયા. પ્રજાપક્ષની માગણી એવી હતી કે સરકાર માલિકીની જ બેંક હોવી જોઇએ, બેંકના નિયામક મંડળ ઉપર હિંદીઓની બહુમતિ હોવી જોઈએ, મધ્યસ્થ ધારાસભાને ત્રણ પ્રતિનિધિ તેમનામાંથી ચુંટીને મોકલવાનો અધિકાર હોવો જોઇએ, ગવર્નર અને ડેપ્યુટી ગવર્નર હિંદી હોવા જોઈએ વગેરે. સરકાર માલિકીની બેંક હોવા માટેનો વિરોધ સરકારે પાછો ખેંચ્યો, પણ બીજા પ્રશ્નોમાં સમાધાની નહિ થઈ શકવાને અંગે એ ખરડો પડતો મૂકાયો. અને બન્ને પક્ષને માન્ય હોય તેવો બીજો ખરડો સરકાર ધારાસભા આગળ મૂકયો. પણ તેના ઉપર વિચારણા થાય તે અગાઉ જ સરકારે તાત્કાલિક તે ખરડાને પાછો ખેંચી લીધો. શકય છે કે હિંદી વજીરને મૂળ ખરડામાં મૂળભૂત ફેરફાર થાય, તે પસંદ ન હોય, અને ત્યાંના દોરીસંચાર નીચે હિંદી સરકાર વર્તી હોય.

સને ૧૯૨૮ માં ફરીવાર સરકાર નવો ખરડો લાવી કે જેમાં શેર હોલ્ડરની માલિકીના ધોરણ ઉપર બેંક શરૂ કરવાની હતી. પરંતુ તે વખતના ધારાસભાના પ્રમુખ સદ્દગત વિઠ્ઠલભાઈ પટેલે કાયદાનો પ્રશ્ન ઉપસ્થિત કરી આ ખરડો ધારાસભા આગળ આવવા જ ન દીધો. વિરોધથી થાકેલી સરકાર આથી ખરેખર મુંઝાઈ; અને આ વટોળમાં આ ખરડો કદી પણ પસાર નહિ

થાય તેવી ખાત્રી થવાથી એ ખરડો ફરી ખોરંભે પડયો. ત્યાર બાદ ઘણાં વર્ષો સુધી સરકારે એ પ્રશ્નને છંછેડયો નહિ. પણ સને ૧૯૩૩ માં હિંદના રાજકીય સુધારાને અંગે બ્રિટિશ સરકારે શ્વેતપત્ર બહાર પાડયો. તેમાં એવી શરત હતી કે મધ્યસ્થ સરકારને નાણાકીય જવાબદારી નવા કાયદા નીચે સોંપાય તે પહેલાં રાજકીય વાતાવરણથી મુક્ત રિઝર્વ બેંક હિંદમાં સ્થપાઈ જવી જોઈએ. સને ૧૯૩૩ ના ઓગસ્ટમાં લંડન સમિતિએ પોતાનો રિઝર્વ બેંક ઉપરનો અહેવાલ તૈયાર કર્યો.

આ સમિતિમાં હિંદી સભ્યોની પણ નીમણૂંક કરવામાં આવી હતી. સમિતિના બહુમતિ સભ્યોએ અને લઘુમતિ સભ્યોએ જુદા જુદા અહેવાલો તૈયાર કર્યા. સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસે પોતાના લઘુમતિ અહેવાલમાં પોતાના વિચારો સ્પષ્ટ રીતે રજૂ કર્યા. બન્ને પક્ષનાં મંતવ્યોનો અભ્યાસ આ જગ્યાએ કરવાથી, આગળ ઉપર રિઝર્વ બેન્કનું છેવટનું બંધારણ કયા રૂપમાં પસાર થયું તે સમજવું સહેલું થઈ પડશે.

સમિતિનો બહુમતિ પક્ષ એવા નિર્ણય ઉપર આવ્યો કે રિઝર્વ બેન્ક શેર હોલ્ડરોની માલિકીની અને રાજકીય અસરથી તદ્દન મુક્ત હોવી જોઇએ. બે શેર ધરાવનારને મત આપવાનો અધિકાર આપવો અને દસથી વધારે મત આપવાનો અધિકાર કોઇને આપવો નહિ. આમ મત આપવાના અધિકાર ઉપર અંકૂશ રહેવાથી, કોઇ પણ માણસ ગમે તેટલા શેર ખરીદ કરી શકે. રિઝર્વ બેંકના નિયામકોનો મોટો ભાગ શેર હોલ્ડરો ચૂંટી કાઢે; પરંતુ દેશના દરેક વર્ગનાં આર્થિક હિતોનું પ્રતિનિધિત્વ સચવાઈ રહે તેટલા માટે, કોઈ વર્ગ પ્રતિનિધિત્વ વિના રહી જતો હોય તો ગવર્નર-જનરલ પોતે પોતાને યોગ્ય લાગે તેમ અમુક જગ્યા પૂરી શકે. ગવર્નર-જનરલને યોગ્ય લાગે તેને રિઝર્વ

બેંકના ગવર્નર અને ડેપ્યુટી ગવર્નર તરીકે નીમી શકે. જો કે આમ કરતાં પહેલાં અલબત્ત નિયામક મંડળનો મત તે જાણી લે. બહુમતિ પક્ષે પોતાનો એ પણ અભિપ્રાય જણાવ્યો કે રિઝર્વ બેંકના અમલમાં આવતાં જ રૂપીઆનું હૂંડિયામણનું ધોરણ બદલવું જરૂરનું નથી. કારણ કે આખી દુનીઆની અંદર જે નાણાંકીય અવ્યવસ્થા છે તે સ્થિર પાયા ઉપર ન આવે ત્યાં બધી હિંદના કોયડાનો ઉકેલ શકય નથી.

## સર પુરુષોત્તમદાસનું મંતવ્ય

સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસે પોતાના અહેવાલમાં એમ જણાવ્યું કે બેંકના ગવર્નર અને ડેપ્યુટી ગવર્નરની નીમણૂંક ગવર્નર-જનરલ પોતે કરે એથી તો રિઝર્વ બેંકના વહીવટમાં ગવર્નર-જનરલને વધારે પડતી સત્તા આપી દીધી કહેવાય અને આમ થાય તો "દરીઆના બન્ને કિનારા" (સીમલા અને વ્હાઇટ હોલ)ની રાજકીય અસરથી રિઝર્વ બેન્ક મુકત રહી શકે ખરી કે? ગવર્નર જનરલ બંધારણીય રીતે હિંદી વજીરના હુકમોને આધીન છે અને હિંદી વજીર એ બ્રિટિશ પ્રધાનમંડળનો સભ્ય હોઈ શાહીવાદી સરકારની રાજકીય અસર જરૂર રિઝર્વ બેન્કની નીતિને અસર કર્યા વિના રહેશે નહિ. જો રિઝર્વ બેંકને રાજકીય અસરથી તદ્દન મુકત રાખવામાં આવે તો સમિતિની ભલામણ અનુસાર શેર હોલ્ડરોની માલિકીની બેંક શરૂ કરવામાં કોઈ અર્થ નથી. તે કરતાં તો સમવાયી સરકારની માલિકીની અને સીધા કાબૂ તળેની બેંક શરૂ થાય તે જ ઈચ્છવા યોગ્ય છે.

સર પુરુષોત્તમદાસે હૂંડિયામણના ધોરણ અંગે, પોતે હિલ્ટન યંગ તપાસપંચ આગળ અગાઉ જે મંતવ્ય રજૂ કર્યું હતું તે પાયા ઉપર પોતાનો વિરોધ નોંધાવ્યો. તેમના મત મુજબ રિઝર્વ બેન્ક સફળતાપૂર્વક કામ કરી શકે તે માટેની પૂર્વભૂમિકા

તૈયાર કરવા માટે રૂપીઆનું હૂંડિયામણનું ધોરણ મુકરર કરવાની ખાસ અગત્ય છે. દેશમાં હાલ જે ધોરણ (રૂ. ૧=૧શિ. ૬ પેન્સ) છે તે ચાલુ રાખવું સલાહભર્યું નથી, કારણ કે દુનીઆનો કોઇ પણ ખેતીપ્રધાન દેશ પોતાના આંતરિક ચલણનું ધોરણ લડાઈ પહેલાંનાં ધોરણ જેટલું ઊંચું રાખી શકયો નથી. ઓસ્ટ્રેલીઆ અને ન્યુઝીલેન્ડે પણ પોતાના ધોરણમાં ૧૦ થી ૨૫ ટકાનો ઘટાડો કર્યો છે. ૧૯૨૬ થી રૂપીઆની કિંમત અઢાર પેન્સ રાખવામાં આવેલી હોવાથી, દેશના આર્થિક હિતોને પારાવાર સહન કરવું પડયું છે. હિંદના નિકાસ વેપારમાં ઘટાડો થવાથી અને આયાત વધવાથી વેપારનું સરવૈયું હિંદની વિરુદ્ધ જતાં દેશ દેવાદાર બન્યો છે. જ્યારે રૂપીઆનું ધોરણ ઘટવાથી દેશની અંદર સામાન્ય ભાવોમાં વધારો થશે અને દેશનો ૭૧ ટકા વર્ગ ખેડૂતોનો હોઈ તેની આવકમાં પણ વધારો થશે. તેમના ઉપર દેવાનો જે ડુંગર ખડકાયો છે તે બોજો પણ ધીમે ધીમે ઘટશે.

સમિતિના બહુમતિ સભ્યોના અહેવાલ ઉપર રચાએલ રિઝર્વ બેંકનો ત્રીજો ખરડો સપ્ટેંબરની ત્રીજી તારીખે હિંદની ધારાસભા આગળ મૂકવામાં આવ્યો. સુધારાવધારા સાથે ધારાસભાએ એ ખરડો પસાર કર્યો અને માર્ચની છઠ્ઠી તારીખે ગવર્નર જનરલે પોતાના હસ્તાક્ષર એ ખરડા ઉપર મૂકયા. આમ રિઝર્વ બેંક એકટ (૧૯૩૪) અનેક મુશિબતભરી મજલ કાપીને છેવટે ધારાપોથી ઉપર ચઢયો.

## મધ્યસ્થ બેંક શું કરી શકે ?

પ્રથમ તો એ જાણવું જરૂરી છે કે દુનીઆના દરેક પ્રગતિમાન દેશમાં આજથી ઘણાં વર્ષો અગાઉથી મધ્યસ્થ બેંક શરૂ કરવામાં આવી છે. ઈંગ્લાંડની મધ્યસ્થ બેંક જે બેન્ક ઓફ

ઇંગ્લાંડ તેનો જન્મ સને ૧૬૯૪માં થયો હતો. આ સરખામણીમાં હિંદ કેટલો પછાત દેશ છે એનો સહેજે ખ્યાલ આવશે. જે જે દેશમાં મધ્યસ્થ બેંક છે ત્યાં ચલણી નોટ છાપવાનું અને બેંકોની રોકડ સીલક (કૅશ બેલેન્સ) રાખવાનું કામ મધ્યસ્થ બેંક જ કરે છે. જ્યારે હિંદમાં સને ૧૯૩૫ સુધી ચલણી નોટ છાપવાનું કામ સરકાર કરતી હતી અને નાણાવટાને નિયમનમાં રાખવાનું કામ અધકચરા પાયા ઉપર ઈમ્પિરિયલ બેંક કરતી હતી. આ બન્ને કામો જો મધ્યસ્થ બેંક શરૂ કરવામાં આવે તો તેને સોંપી શકાય.

મધ્યસ્થ બેંક બીજી બેંકોની હૂંડીઓ અને બીલો જલ્દીથી વટાવી આપે અને આમ બેંકોને જરૂર પડતાં તુર્ત જ નાણું મળી શકે, કે જેની મદદથી પોતાના ગ્રાહકોની જરૂરિયાતને સહેલાઇથી પહોંચી વળી શકે.

અત્યાર સુધી એવી કોઈ મધ્યસ્થ બેંકની ગેરહાજરીના કારણે બેંકોને માટે સલાહનું સ્થાન કે ભીડના વખતમાં મદદનું સ્થાન હિંદી નાણાવટાના ક્ષેત્રમાં હતું નહિ. દરેક બેંક પોતપોતાની પાસે પોતાનું થોડુંઘણું અનામત ફંડ રાખતી. પણ આમ છુટું છવાયું વેરાયેલું ફંડ મુશ્કેલીના સમયમાં કોઇપણ બેંકને બચાવવા માટે પૂરતું નહોતું. સાથો સાથ બહારની કોઇ જગ્યાએથી મદદ મેળવવાનું સાધન જ નહોતું. એટલે તેની પાસેની હાથ ઉપરની રોકડ રકમ અને પોતાની મિલકતના રોકાણથી જેટલો ધંધો બેંક કરી શકે તેના કરતાં એક ડગલું આગળ ભરતાં જ તે બેંક નાણાકીય અસ્થિરતામાં આવી જતી. મુશ્કેલીમાં આવેલી બેંકની મદદે દોડી જવાનું બીજી બેંકો શીખી જ નહિ હોવાને અંગે અને પોતપોતાનું સંભાળીને બેસી રહેવાની વૃત્તિને અંગે સારાયે નાણાબજારમાં આંધી પ્રવર્તતી અને નાણાબજારમાં અસ્થિરતા આવી જતી. એક બેંક ઉપર દરોડો પડતાં જ જો તે બેંકને

બચાવવા બીજી બેંકો મદદે દોડી આવે અને તેને તુટતાં બચાવે અને બધા લેણદારની માંગને પહોંચી વળાય તો તે દરોડો તુરત જ અટકી જાય. પણ એક પણ બેંક જો તુટી જાય તો ચેપી રોગની માફક લગભગ બધીજ બેંકો ઉપર દરોડો પડવાનો અને મધ્યસ્થ બેંકની ગેરહાજરીમાં બહારની મદદ સિવાય બેંકો મુશ્કેલીમાં સપડાવાની. સને ૧૯૧૪ થી ૧૯૨૩ દરમિયાન પુષ્કળ બેંકો તુટી તેનું એક કારણ આ પણ હતું; ત્યાર પછી જો કે ઇમ્પિરિયલ બેંક બેંકો માટેની બેંક તરીકે અસ્તિત્વમાં હતી, પરંતુ બધી બેંકોનો વિશ્વાસ તેણે સંપાદન કર્યો નહિ હોવાને અંગે બહુ જ જુજ પ્રમાણમાં રોકડ રકમો બેંકો તરફથી તેની પાસે જમા થએલી હતી. જો તે મધ્યસ્થ બેંક હોય તો બધી બેંકો પોતાની ઉપરની જવાબદારી (દેવા)ના અમુક ટકા જેટલી રોકડ રકમ તેની પાસે મૂકે તો સારૂં એવું ભંડોળ મધ્યસ્થ બેંક પાસે જમા થાય, કે કે જેની મદદથી મુશ્કેલીમાં આવી પડેલી કોઈ પણ બેંકને તાત્કાલિક મદદગાર તે થઈ શકે. જેમ હજારો માણસો વીમા કંપની પાસે વીમો ઉતરાવી દર વરસે અમુક રકમ પ્રિમિયમ તરીકે ભરે છે, અને તે ભંડોળમાંથી કોઈ વીમો ઉતરાવનાર મરે તો વીમા કંપની તુરત વીમાની રકમ ચૂકવે છે, તેમ મધ્યસ્થ બેન્ક આફતમાં આવેલી બેન્કની મદદે દોડી જઈ શકે. મનોવિજ્ઞાનના સિદ્ધાંત મુજબ, જો જનતા જાણે કે રિઝર્વ બેંક પાસે મોટું ભંડોળ છે, અને તે ભંડોળથી તે કોઈ પણ બેંકને મદદ કરશે તો જરૂર બેંક ઉપરનો દરોડો બંધ થાય અને ફરી વિશ્વાસનું વાતાવરણ જામે.

મધ્યસ્થ બેન્ક બીજી બેંકોના વહીવટ ઉપર પણ રાત દિવસ ખ્યાલ રાખી કોઈ પણ બેન્કને પોતાની મર્યાદાની બહાર જતાં તરત જ અટકાવી શકે. અને આમ પાણી પહેલાં પાળ બાંધી બીજી સદ્ધર બેંકોને પણ મુશ્કેલીમાં મુકાતી બચાવી શકે.

દરેક બેંક પોતપોતાની રકમ છૂટી છવાઇ પોતાની પાસે રાખે તેના કરતાં એક મધ્યસ્થ ભંડોળ કરવામાં આવે તો સરખામણીમાં નાની રકમથી પણ ચાલી શકે. આમ ફાજલ પડતી મૂડી દેશના વેપાર ઉદ્યોગની ખીલવણીમાં અને બેંકના હિતમાં વાપરી શકાય.

મધ્યસ્થ બેંક બીજી પણ અગત્યની એક કામગીરી કરી શકે. જો રૂપીઆની કિંમતમાં વધારો ઘટાડો થયા કરે તો તેની ખરીદશક્તિમાં ફેરફાર થતા ભાવોમાં પણ મોટા પ્રમાણમાં ફેરફારો થાય; અને પરિણામે દેશનો વેપાર અસ્તવ્યસ્ત બની જાય. રૂપિયાની ખરીદશકિત ઘટતાં જેમ દેશની અંદર તેની કિંમત ઘટે છે તેમ તેની આંતરરાષ્ટ્રીય હૂંડિયામણની દષ્ટિએ પણ કિંમત ઘટે જ છે.

જો આંતરરાષ્ટ્રિય કારણોને અંગે રૂપીયાની કીંમતમાં વધઘટ થાય તો મધ્યસ્થ બેંક ખાસ કાંઈ ન કરી શકે. પણ જેટલું નાણું દેશમાં વ્યાજબી રીતે હોવું જોઇએ તેના કરતાં વધારે અગર ઓછું મુકવામાં આવે અને તેના પરિણામે રૂપીઆની કિંમતમાં વધઘટ થાય તો તે સંબંધી જરૂરી ઉપાયો દેશની મધ્યસ્થ બેંક તુરત જ લઇ શકે. કારણ કે નાણાંની જરૂરિયાત માલના કે કશી સેવા (સર્વીસ)ના સોદાને અંગે ઉપસ્થિત થાય છે. જો માલનો ઉઠાવ વધારે તો ચલણી નાણું વધારે જોઈએ. હવે જો મધ્યસ્થ બેંકને ચલણી નાણું છાપવાનો અધિકાર આપવામાં આવે તો તે એવી રીતે વધારે નાણું લોકોના હાથમાં મૂકે કે જેથી જરૂરિયાત કરતાં બીલકુલ વધારે નાણું લોકોના હાથમાં જાય જ નહિ. બેંકોની હૂંડીઓ કે બીલો વટાવીને મધ્યસ્થ બેંક નાણું બહાર મૂકે તો જેટલી હૂંડીઓ

ખરેખર માલના સોદામાંથી જ ઉપસ્થિત થઇ હોય તેના પ્રમાણ-માંજ મધ્યસ્થ બેંક નાણું બહાર મુકશે. તે હૂંડી પાકતાં તો તે નાણું મધ્યસ્થ બેંક પાસે પરત આવી જાય. હવે મધ્યસ્થ બેંકને એમ જણાય કે નાણા બજારમાં નાણાની તંગી હોવાને અંગે વ્યાજના દર વધી ગયા છે, અને બેંકો પાસેથી તેના ગ્રાહકો લોન મેળવવામાં મુશ્કેલી અનુભવે છે, એટલે તુરતજ તેની ફરજ છે કે નાણાંની તંગી ઓછી કરવા પગલાં તેણે લેવાં જોઈએ; કારણકે નાણાંની છૂટ વિના વેપાર અને ઉદ્યોગને ગુંગળામણ સહન કરવી પડે છે. આવા સંજોગોમાં મધ્યસ્થ બેંક પોતાનો વટાવનો દર–બેંકરેટ ઘટાડશે કે જેથી કરીને બેંકો તેની પાસેની હૂંડીઓ મધ્યસ્થ બેન્ક પાસે વટાવે અને આવી રીતે મધ્યસ્થ બેન્કના ઓછા વટાવના દરથી નવું નાણું બેન્કો પાસે આવે. પરિણામે બેંકો પણ પોતાના વ્યાજના દર ઘટાડે અને ગ્રાહકો પાસે છેવટે નાણું પહોંચે. અગર જો નાણાબજારમાં નાણાંની વધારે પડતી છૂટ થઇ ગઇ હોય, જોઇએ તેના કરતાં વધારે નાણું લોકોના હાથમાં હોય તો વ્યાજના દર એકદમ ઘટી જાય છે. નાણાંની કિંમત ઘટતાં તેની ખરીદ શક્તિ પણ ઘટી જાય છે. અને પરિણામે વસ્તુઓના ભાવમાં ઉછાળો આવે છે. કારણકે જે વસ્તુનો સામાન્ય સંયોગોમાં એક રૂપિયો કિંમત હોય તેનીજ કિંમત રૂપિઆની કિંમત ઘટતાં એક રૂપીઆ કરતાં વધી જાય છે. આમ સાર્વત્રિક ભાવો વધી જતાં, બાંધી આવકના માણસો અને શ્રમજીવી વર્ગમાં અસંતોષ જામે; તેમની ખરીદ શક્તિ ઘટતાં માલનો ઉપાડ બંધ થાય; અને દેશનું વેપારી અને ઔદ્યોગિક તંત્ર અસ્તવ્યસ્ત થઈ જાય. આવું ન બનવા પામે તેટલા માટે નાણાંની વધારે પડતી છૂટ (ફુગાવો) મધ્યસ્થ બેંકે તુરત જ મીટાવવી જોઈએ. મધ્યસ્થ બેંક આવા સંયોગોમાં પોતાનો વટાવનો દર વધારી દઈને બેંકો જેમ બને

તેમ ઓછામાં ઓછી હૂંડીઓ વટાવવા મોકલે તેવી પરિસ્થિતિ ઉપસ્થિત કરે, કે જેથી કમમાં કમ નવું નાણું તો નાણાબજારમાં ઉમેરાતું અટકે. મધ્યસ્થ બેંક પોતાનો વટાવનો દર વધારે એ બેંકોને માટે પોતાનો ધીરાણો પરના વ્યાજનો દર વધારવાનું એક સૂચન ('સીગ્નલ') છે. અને સામાન્ય રીતે બેંકો આ વસ્તુનું પાલન કરે છે. આ ઉપરથી સમજાશે કે મધ્યસ્થ બેન્ક પોતાના વટાવના દર વધારી ઘટાડીને નાણાબજારની વધારે પડતી છૂટ અગર તંગી નીવારી શકે છે. નાણાબજારની સ્થિતિ, જે તે દેશની મધ્યસ્થ બેંકના વટાવના દર ઉપરથી સમજી શકાય તે આ ઉપરથી સૌને સ્પષ્ટ સમજાશે.

પરંતુ જ્યારે નાણાબજારમાં વધારે મોટા પ્રમાણમાં નાણાંની તંગી અગર છૂટ હોય ત્યારે વટાવના દર વધારવા ઘટાડવાથી જલ્દીથી અર્થ સરતો નથી. મધ્યસ્થ બેંકે ધારો કે વટાવનો દર ઘટાડયો; પણ જયાં સુધી બેંકો હૂંડીઓ વટાવવા ન આવે ત્યાં સુધી નવું નાણું શી રીતે મધ્યસ્થ બેંક બહાર મૂકે અને તંગી કેવી રીતે નિવારી શકાય? આમ મધ્યસ્થ બેંકના હાથમાંનું વટાવના દરનું હથિયાર નિષ્ફળ જાય ત્યારે તે બીજા વધારે અસરકારક હથીયારનો ઉપયોગ કરે છે.

ધારો કે નાણાબજારમાં નાણાંની તંગીને પરિણામે મધ્યસ્થબેંકે પોતાનો વટાવનો દર ઘટાડયો હોવા છતાં ય બહોળા પ્રમાણમાં હૂંડીઓ વટાવવા માટે આવતી નથી; અને દેશની અંદરના વ્યાજના દર ઘટતા નથી. તો પછી મધ્યસ્થબેંક પોતે ઓછા વ્યાજે પરબાર્યું લોકોને નાણું ધીરશે અને તેમ કરી બીજી બેન્કોને વ્યાજના દર ઘટાડવા ફરજ પાડશે. અગર તો જાહેરમાંથી જામીનગીરીઓ મોટા પ્રમાણમાં ખરીદી, નાણું જાહેરના હાથમાં મૂકી, નાણાંની છૂટ કરી વ્યાજના દર ઘટાડશે. જો

નાણાંબજારમાં નાણાંની વધારે છૂટ હોય અને વટાવનો દર વધારવા છતાંય સામાન્ય રીતે વ્યાજના દર ન વધે તો મધ્યસ્થ બેંક જાહેરમાં સરકારી જામીનગીરીઓ વેંચશે અને તેમ કરીને નાણાબજારમાંથી નાણું ખેંચી નાણાકીય પરિસ્થિતિ સમતોલ કરશે.

બીજા દેશોની અંદર પણ વટાવનો દર યોગ્ય વખતે વધારી ઘટાડીને મધ્યસ્થ બેંકો નાણાબજારના વ્યાજના દરને કાબૂમાં રાખે છે. જો કે મધ્યસ્થ બેંક પોતાના વટાવના દરમાં નાણાબજારની દરેક પરિસ્થિતિનો પૂરો ખ્યાલ કરી અને સરકારની નાણાકીય જરૂરિયાતને લક્ષમાં રાખીને ફેરફાર કરે છે. કારણ કે બીનજરૂરી અને કવખતના ફેરફારો નાણાબજારને અસ્તવ્યસ્ત કરી નાખે છે અને નાણા ધીરનાર તથા વ્યાજે લેનાર બન્ને પક્ષને બહુ સહન કરવું પડે છે. જાહેરમાંથી સીધી રીતે નાણું વ્યાજે લેવું કે ધીરવું અગર જાહેરમાં જામીનગીરીઓ વેચવી કે લેવી તે પણ મધ્યસ્થ બેંકે બહુ કાળજીપૂર્વક કરવાનું હોય છે કારણ કે તેમ કરવામાં પોતે બીજી બેન્કોની સાથે ખોટી રીતે નફો કરવાના બહાને હરીફાઇમાં નથી ઉતરતી તેનો તેણે ખાસ ખ્યાલ રાખવાનો હોય છે.

મધ્યસ્થ બેંક કલીઅરીંગ હાઉસનો વહીવટ સંભાળીને દેશની અંદરની આગળ પડતી બેંકોની કામગીરી ઉપર નજર રાખી શકે. કારણ કે જે બેન્કો કલીઅરીંગ હાઉસના સભ્ય હોય છે તે બેંકોના અરસપરસના લેણા દેણા મધ્યસ્થ બેન્કના ખ્યાલમાં તુર્ત જ આવી શકે; અને આવી રીતે જો કોઈ પણ બેંક પોતાના ગ્રાહકોને વધારે પડતા પ્રમાણમાં ધીરાણ આપવાની શરૂઆત કરી હોય તો કલીઅરીં હાઉસમાં તુરત જ તે વાત ખુલ્લી પડે છે.

મધ્યસ્થ બેન્ક સરકારનાં નાણાંકીય દલાલ તરીકે કામ કરી પોતાના નાણાબજારના નિષ્ણાત જ્ઞાનનો લાભ આપી શકે.

સરકારના વતી લોન બહાર પાડવાનું અને ભરાવવાનું અને ટૂંક મુદતના ટ્રેઝરી બીલો (સરકારી તીજોરી હૂંડીઓ) વેચવાનું અને તે સંબંધી કયે વખતે વ્યાજના દર કમ છે અને નાણાબજારમાં નાણાંની છૂટ છે તે સરકારના લક્ષ ઉપર લાવી તે પ્રસંગોએ લોન કે ટ્રેઝરી બીલો કાઢવાની સલાહ આપી શકે. તે ઉપરાંત બેંકોને અને જાહેર જનતાને આ લોન કે હૂંડીઓ ખરીદવા માટે સગવડતાઓ કરી આપી, તે દિશામાં નાણાંનું રોકાણ લાભભર્યું છે, તેવું માનસ ધરાવતા કરી શકે. કવખતે સરકાર હૂંડીઓ બહાર પાડે તો એક તો સરકારે વધારે વ્યાજ આપવું પડે અને બીજી બાજુ તંગ નાણાબજારમાં નાણાંની વધારે ખેંચ ઊભી થાય.

દેશની અંદર નાણાંની હેરફેર ઓછા દરે મધ્યસ્થ બેંક કરી શકે અને તે ઉપરાંત સરકારના વતી હિંદથી દર વર્ષે હોમચાર્જીસ અંગેની જે મોટી રકમ હિંદ સરકારે ઈંગ્લેન્ડ મોકલવી પડે છે તે કામગીરી પોતાને માથે લઈ હિંદ સરકારને ખર્ચમાં ફાયદો કરી શકે. સને ૧૯૨૩ સુધી આ હોમચાર્જીસની રકમ લંડન બેઠાં લેવા માટે હિંદી વજીર લંડનમાં કાઉન્સિલ બીલો વેચતો. અને ઇંગ્લાન્ડના જે વેપારીઓને હિંદમાં નાણું મોકલવું હોય તેઓ તેની પાસેથી રોકડેથી કાઉન્સિલ બીલો ખરીદતા. સામાન્ય સંજોગોમાં, હિંદ આયાત કરતાં માલનો નિકાસ વધારે જ કરે છે. એટલે દર વર્ષે ઈંગ્લાંડથી અમુક નાણું અહીંના વેપારીઓને મંગાવવાનું હોય છે. લંડના વેપારીઓ પોતે ખરીદેલાં કાઉન્સિલ બીલો હિંદમાં મોકલી આપતા કે જેની કિંમત હિંદી સરકાર રૂપીઆમાં ભરપાઈ કરતી. પરંતુ સને ૧૯૨૩ પછી હિંદી સરકાર પોતે હિંદમાં જ સ્ટર્લીંગ ખરીદવા લાગી કે જે સ્ટર્લીંગનાં નાણાં હિંદી વજીરને લંડનમાં ચુકવાય. હિંદનાં નાણાબજારનું પ્રત્યક્ષ જ્ઞાન હિંદી વજીર કરતાં હિંદી સરકારને વધારે હોય એટલે

પ્રથમ કરતાં બીજી રીત વધારે અનુકૂળ છે. પરંતુ સરકાર કરતાં આ કાર્ય મધ્યસ્થ બેન્ક વધારે સરળતાથી કરી શકે તેમાં બે મત હોઇ શકે નહિ. રૂપીઆની કિંમત સ્થિર રાખવાની જવાબદારી મધ્યસ્થ બેન્ક ઉપર રહેતી હોવાથી સરકાર વતી નાણાંની હેરફેર એ એવી રીતે કરે કે તેથી મોટી રકમના સ્ટર્લીંગ ખરીદાતાં નાણાબજારમાં ઉથલપાથલ ભર્યાં ફેરફારો બનવા ન પામે.

આગળ ઉપર આપણે વિગતથી તપાસી ગયા તે મુજબ, દેશની અંદર નાણાવટું વિસ્તૃત બને તે હેતુથી જે જે જગ્યાયે બેંકોની શાખાઓ ન હોય અગર ઓછા કામને અંગે ન ઉઘડી શકે તેમ હોય ત્યાંના શરાફને મધ્યસ્થ બેંક પોતાના આડતિયા તરીકે નીમી, તેની મારફત આવતી હૂંડીઓ પોતાના વટાવના દરે વટાવી, એ જ શરાફો ઓછા વ્યાજે શાહુકારોને નાણું ધીરે અને પરિણામે ખેડૂતો પણ સરખામણીમાં ઓછા દરે નાણું મેળવી શકે તેવી પરિસ્થિતિ ઉપસ્થિત કરી શકે.

હિંદની બેંકો સંબંધી આધારભૂત આંકડા સાથેની માહિતી મેળવવાનું કામ હજુ સુધી અધૂરું રહ્યું છે; કારણ પરદેશી હૂંડિયામણની બેંકો તો પોતાની આંતરિક ખરી પરિસ્થિતિ જાહેર સમક્ષ મૂકવાનું પસંદ જ કરતી નથી. શરાફોના વ્યવહારના આંકડા મેળવવાનું કામ કદી હાથ ઉપર લેવાયું નથી. વેપારી બેંકો સંબંધી જે આંકડાઓ મળે છે તે પણ તૂટક તૂટક અને વસ્તુ-સ્થિતિનો અધુરો ખ્યાલ આપનારા હોય છે. આ પરિસ્થિતિમાં મધ્યસ્થ બેન્ક પોતાનું સ્ટેટીસ્ટીકલ (આંકડા) ખાતું જ ખોલી દરેક પ્રકારની બેંકોના કામકાજમાં ઉપયોગી નીવડે તેવા આંકડા ભેગા કરી બહાર પાડે તો હજુ સુધી હિંદી નાણાવટા ' સંબંધેની માહિતી જે અંધારામાં રહી છે તે પ્રકાશમાં આવે.

## રિઝર્વ બેંકનું બંધારણ

રિઝર્વ બેંક, બીજી મર્યાદિત જવાબદારીવાળી બેન્કોની માફક, શેરહોલ્ડરોની માલિકીની બેન્ક છે. બેંકની કુલ સત્તાવાર મૂડી તથા વસૂલ થયેલ મૂડી રૂા. ૫ કરોડની છે; તેને રૂા. ૧૦૦ નો એક એવા પાંચ લાખ પૂરા ભરાયેલા શૅરમાં વહેંચી દેવામાં આવી છે. બેંકની પૂરેપૂરી મૂડી જાહેર જનતાએ ખરીદી લીધેલી છે. ફક્ત ૨ લાખ ૨૦ હજાર રૂપીઆની મૂડી મધ્યસ્થ સરકારે રિઝર્વ બેન્ક કાયદામાં ઠરાવ્યા મુજબ ખરીદી છે, કે જેથી ભવિષ્યમાં નિયામક થવા માટે કોઇને જરૂર પૂરતા શેર ખરીદવા પડે ત્યારે તેટલા શૅર મધ્યસ્થ સરકાર પાસેથી તેને મળી શકે. મુંબઈ, કલકત્તા, દિલ્હી, મદ્રાસ અને રંગુન, એવા પાંચ વિસ્તાર પાડી દરેકને માટે એક જુદું શૅર રજીષ્ટર રાખવામાં આવ્યું છે; ઉપરના વિસ્તારોને ભાગે અનુક્રમે શરૂઆતથી જ રૂા. ૧૪૦ લાખ, ૧૪૫ લાખ, ૧૧૫ લાખ, ૭૦ લાખ, અને ૩૦ લાખના શૅરો અનામત રાખવામાં આવ્યા હતા, કે જેથી કરીને રિઝર્વ બેંકના શૅર અમુક વિસ્તારમાં વધારે ન જાય અને કોઈ વિસ્તાર તેથી બાકાત રહી ન જાય. ફક્ત નીચે જણાવેલી લાયકાત ધરાવનારને જ રિઝર્વ બેંકના શેર આપવા, તેવું રિઝર્વ બેન્ક કાયદાથી સ્પષ્ટ ઠરાવવામાં આવ્યું છે.

(૧) હિંદ અગર બ્રહ્મદેશમાં વસવાટ કરતી કોઈ વ્યક્તિ અગર

(૨) બ્રિટીશ હિંદનો અગર હિંદના કોઇ પણ દેશી રાજ્યનો પ્રજાજન;

(૩) સામાન્ય રીતે હિંદમાં વસતો કોઈ પણ બ્રિટિશ પ્રજાજન અગર તો બ્રિટિશ સામ્રાજ્યનો કોઈ પણ દેશ કે જ્યાંની સરકાર હિંદીઓ માટે પક્ષપાત ન કરતી હોય ત્યાંનો વતની,

(૪) ઇન્ડીઅન કંપનીઝ એક્ટ નીચે નોંધાએલી કોઈ પણ કંપની અગર સને ૧૯૧૨ ના સહકારી મંડળીના કાયદા તળે નોંધાએલી કોઈ પણ સહકારી સંસ્થા.

(૫) બ્રિટિશ સામ્રાજ્યનો કોઈ પણ દેશ કે જ્યાંની સરકાર હિંદીઓ માટે કશો પક્ષપાત ન કરતી હોય તેવા દેશના કાયદા નીચે નોંધાએલી કંપની કે જેની શાખા હિંદમાં હોય.

પાંચ શેર ધરાવનાર દરેક શેર હોલ્ડરને એક મત આપવાનો અધિકાર છે. પરંતુ કોઇ પણ શેરહોલ્ડરને દસથી વધારે મત આપવાનો અધિકાર આપવામાં આવ્યો નથી. આ ઉપરથી સહેજે ખ્યાલ આવશે કે રિઝર્વ બેંક ઉપર અમૂક જ મૂડીદાર વર્ગ કાબૂ જમાવી ન બેસે તે માટે અગાઉથી જ જોગવાઇ રાખવામાં આવી છે. મૂળ કાયદામાં સુધારો કરીને એવું ઠરાવવામાં આવ્યું છે કે કોઈપણ એક વ્યકિતને નામે ૨૦૦ શેર કરતાં વધારે શેર હોવા જોઈએ નહિ.

મધ્યસ્થ સરકારની સંમતિથી રિઝર્વ બેન્કનું મધ્યસ્થ નિયામક મંડળ બેંકની મૂડી વધારી કે ઘટાડી શકે. પણ આ અંગેનો ઠરાવ સમગ્ર સભા આગળ પસાર કરાવેલો હોવો જોઇએ. બેન્કની મૂળ મૂડી જ્યારે સને ૧૯૩૫ માં વહેંચવામાં આવી, ત્યારે પાંચ કરોડ કરતાં ઘણી વધારે માગણી જાહેર જનતા તરફથી આવી હતી. એટલે મધ્યસ્થ મંડળે પાંચશેરની અરજીવાળાને પ્રથમ તક આપી હતી. તે જ નિયમ ભવિષ્યમાં બેન્કની મૂડી વધારવામાં આવે ત્યારે પણ પાળવાનો છે. તેવું ઠરાવવામાં આવ્યું છે.

શેરહોલ્ડરોની સાધારણ વાર્ષિક સભા બેન્કના વાર્ષિક હિસાબી ચોપડા તૈયાર થયા બાદ વધારેમાં વધારે દોઢ મહિનામાં બોલાવવી પડે છે. ખાસ કામગીરીને અંગે મધ્યસ્થ મંડળ સાધારણ સભા કોઇ પણ વખતે બોલાવી શકે. બેંકનું મધ્યસ્થ મંડળ એક

વર્ષમાં ઓછામાં ઓછું ૭ વખત મળે છે; જ્યારે આ મંડળની વ્યવસ્થાપક સમિતિ વર્ષમાં ૩૦ વખત કામ માટે મળે છે.

શેરહોલ્ડરોને વધારેમાં વધારે કેટલો નફો વહેંચવો, તે પણ કાયદાથી મુકરર કરવામાં આવ્યું છે. સામાન્ય રીતે, બેંકનો નફો વહેંચતા પહેલાં ન પતી શકે તેવા અને શંકાશીલ લેણાં, માલમિલકતનો ઘસારો વગેરે બાબતો માટે જે જોગવાઈ રાખે છે તે રાખ્યા બાદ નફામાંથી વધારેમાં વધારે ૫ ટકા નફો રિઝર્વ બેંક વહેંચી શકે. મધ્યસ્થ સરકારે ત્યારબાદ ૩½ ટકાથી વધારે નફો ન વહેંચવા ઠરાવ્યું હોવાથી, છેલ્લા પાંચ વર્ષમાં બેંકે ૩½ ટકા જ નફો વહેંચ્યો છે. કોઇ વર્ષે કદાચ નફો ન વહેંચી શકાય તો ત્યાર પછીના કોઇ પણ વર્ષે જેટલાં વર્ષ ભેગાં થયાં હોય તેટલાં વર્ષનો નફો સાથે પણ વહેંચી શકાય છે. બેંકે વધારાનો નફો મધ્યસ્થ સરકારને આપી દેવાનો હોય છે. જ્યાં સુધી બેંકની પોતાની મૂડી જેટલું અનામત ફંડ ન થાય ત્યાં સુધી નફો વહેંચતાં પાછળ જે રકમ રહે તેમાંથી પચાસ લાખ રૂપીઆ અગર તેટલો વધારો ન હોય તો પૂરેપુરો વધારો અનામત ફંડ ખાતે લઈ જવાનું કાયદાથી કર્યું છે.

જો કે અત્યારે તો મૂડીના જેટલું જ એટલે કે રૂ. પાંચ કરોડનું અનામત ફંડ બેંક પાસે છે, એટલે હવે ભવિષ્યમાં વધારાના નફામાંથી કશી રકમ અનામત ફંડ તરફ ફરજીઆત લઇ જવાનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી.

## રિઝર્વ બેન્કના મધ્યસ્થ નિયામક મંડળની રચના

બેંકના વહીવટ ઉપરનું સામાન્ય દેખરેખનું કામ મધ્યસ્થ નિયામક મંડળના હાથમાં સોંપવામાં આવ્યું છે. આ મંડળ સોળ સભાસદોનું બનેલું છે, તે નીચે પ્રમાણે:—

(અ) એક ગવર્નર અને બે ડેપ્યુટી ગવર્નરો કે જેની નીમણુક નિયામક મંડળની ભલામણનો વિચાર કરી મધ્યસ્થ સરકાર કરે છે;

(બ) મધ્યસ્થ સરકારના નીમેલા ચાર સભ્યો;

(ક) ઉપર જણાવેલા પાંચ વિસ્તારના શેરહોલ્ડરોએ ચૂંટેલા આઠ સભ્યો (મુંબઇ, કલકત્તા અને દિલ્હી વિસ્તારના શેરહોલ્ડરો પોતામાંથી બબ્બે સભ્યો ચૂંટે છે; જ્યારે મદ્રાસ અને રંગુન એકએક સભ્ય ચૂંટે છે.)

(ડ) મધ્યસ્થ સરકારે નીમેલા એક સરકારી અમલદાર

ડેપ્યુટી ગવર્નરો અને સરકારી અમલદારને મત આપવાનો અધિકાર આપવામાં આવ્યો નથી. ગવર્નર તેમ જ ડેપ્યુટી ગવર્નરોની નીમણુંક પાંચ વર્ષની મુદત માટે કરવામાં આવે છે. પરંતુ મધ્યસ્થ સરકાર આ મુદતમાં વધારો કરી શકે છે. બીજા નીમાયેલા સભ્યોની મુદત ગવર્નર–જનરલ–ઇન–કાઉન્સીલ મુકરર કરે છે. જે સભ્યો ચૂંટાઇને આવે છે તેમની મુદત પાંચ વર્ષની હોય છે, પણ ત્યાર પછી ફરી ચૂંટાઇને તે જ સભ્યો આવી શકે છે.

ઉપર જણાવેલા પાંચ વિસ્તારમાં દરેકને એક સ્થાનિક મંડળ વ્યવસ્થા માટે હોય છે. આ મંડળમાં નીચે પ્રમાણે સભ્યો હોય છે.

(અ) મત ધરાવતા શેરહોલ્ડરોએ પોતામાંથી ચૂંટેલા પાંચ સભ્યો;

(બ) ને તે વિસ્તારના શેરહોલ્ડરોમાંથી મધ્યસ્થ નિયામક મંડળ વધારેમાં વધારે ત્રણ સભ્યો ચૂંટે તે.

મધ્યસ્થ નિયામક મંડળને અમુક સ્થાનિક પ્રશ્નો ઉપર સલાહ આપવાનું કામ મુખ્યત્વે કરીને સ્થાનિક મંડળો કરે છે. તે

ઉપરાંત જે ખાસ કામગીરી અને કર્તવ્યો તેને સોંપવામાં આવે તે મધ્યસ્થ નિયામક મંડળના નિયમન નીચે રહીને તે કરે છે.

નીચે જણાવેલ વ્યક્તિઓ મધ્યસ્થ નિયામક મંડળ અગર સ્થાનિક મંડળના સભ્ય બની શકતા નથી.

(૧) સરકારી નોકરો (હિંદના કોઈ પણ દેશી રાજ્યના નોકરો સુદ્ધાં.)

(૨) જેણે દેવાળું કાઢયું હોય;

(૩) કોઈ પણ બેંકમાં નોકરી કરતો હોય અગર સહકારી બેંક સિવાયની કોઈ પણ બેંકનો નિયામક હોય;

(૪) નિયામક તરીકે પોતાની નીમણુક અગર ચૂંટણી થયા પછી છ મહિનાની મુદત સુધીમાં તેણે ઓછામાં ઓછા રૂ. ૫૦૦૦ની કિંમતના રિઝર્વ બેંકના શેર ખરીદયા ન હોય;

(૫) મધ્યસ્થ કે પ્રાંતિક ધારાસભાના સભ્ય હોય;

જો કે ગવર્નર, ડેપ્યુટી ગવર્નરો અને સરકાર તરફથી નીમાયેલ અમલદારની જગ્યા માટે ઉપર દર્શાવેલી પહેલી અને ત્રીજી આડ નડતી નથી.

બેંકનો મુખ્ય વહીવટી અમલદાર ગવર્નર કહેવાય છે, કે જે બેંકના નિયામક મંડળના પ્રમુખ તરીકે પણ કામ કરે છે. તેને મદદમાં એક અગર બે ડેપ્યુટી ગવર્નરો હોય છે–હાલમાં ફકત એક જ છે. બેંકની વડી ઓફીસને ચાર મુખ્ય ખાતામાં વહેંચી દેવામાં આવી છે.

(૧) મંત્રી ખાતું (સેક્રેટરી વિભાગ)

(૨) મુખ્ય હિસાબનીશ ખાતું (ચીફ એકાઉન્ટન્ટ ખાતું)

(૩) કૃષિધીરાણ ખાતું (એગ્રીકલ્ચરલ ક્રેડીટ ખાતું)

(૪) હૂંડિયામણ નિયમન ખાતું (એક્સચેન્જ કંટ્રોલ ખાતું)

મુખ્ય ઓફીસ હંમેશને માટે મુંબાઇમાં રાખવામાં આવી છે. પણ ગવર્નરની સાથે, સેક્રેટરી ખાતાનો મોટો ભાગ વારંવાર મુંબઈ અને કલકત્તા વચ્ચે જરૂરિયાત પ્રમાણે ફર્યા કરે છે.

## રિઝર્વ બેંકના નાણાવટ તથા ચલણી ખાતાં

રિઝર્વ બેંકની ઓફીસોના બે ભાગ પાડી શકાય :

(૧) નાણાવટું (બેકીંગ) ખાતાની ઓફીસો;

(૨) ચલણી (ઇસ્યુ) ખાતાની ઓફીસો.

બેંકના બન્ને ખાતા નાણાવટું અને ચલણી–એક બીજાથી તદ્દન અલગ રાખવાનું કાયદાથી સ્પષ્ટ ઠરાવવામાં આવ્યું છે.

નાણાવટા ખાતાના કામકાજ માટે નીચેના પાંચ સ્થળોએ બેંકની ઓફીસો છે :—મુંબઇ, કલકત્તા, દિલ્હી, મદ્રાસ અને રંગુન. તે ઉપરાંત નીચેનાં ત્રણ સ્થળોએ પણ ખાતાની શાખાઓ છે:— કરાંચી, લાહોર, અને કાનપુર. સને ૧૯૩૬ ના એપ્રિલમાં બેંકે લંડનમાં પણ એક શાખા ખોલેલી છે. હિંદી સરકાર ઉપરના દેવાનો વહીવટ તથા હિંદના હાઈ કમિશ્નરના હિસાબનો વહીવટ સંભાળવાનું કામ આ શાખા કરે છે. જે જે સ્થળોએ હિંદમાં રિઝર્વ બેન્કની શાખા કે ઓફીસ નથી અને ઇમ્પિરિયલ બેન્કની શાખા છે તે બધી જગ્યાએ માટે રિઝર્વ બેંકે ઇમ્પિરિયલ બેંકને પોતાના સોલ એજન્ટ તરીકે નીમેલ છે.

બેંકે નીચેનાં સાત સ્થળોએ પોતાની ચલણી ખાતાની શાખાઓ ખોલી છે :—મુંબઇ, કલકત્તા, મદ્રાસ, રંગુન, કરાંચી, કાનપુર અને લાહોર. ચલણી ખાતાની મુખ્ય ફરજ ચલણી નોટો છાપવી અને તેને અંગે સોનું, સ્ટર્લીંગની જામીનગીરીઓ, રૂપીઆના સિક્કાઓ અને રૂપીઆની જામીનગીરીઓ

રાખવાની છે. બેંકની છાપેલી નોટો આખા દેશમાં કાયદેસરની ચલણી નોટો તરીકે ચાલે છે. અને આ નોટો પાછળ મધ્યસ્થ સરકારની જામીનગીરી છે. એકજ ચલણી નોટ પાછળ જુદી જુદી બે સ્વતંત્ર સત્તાની જામીનગીરી હોવાનો કદાચ આ પહેલો જ પ્રસંગ હોય. ચોરાયેલી, ફાટેલી કે બગડેલી ચલણી નોટોનું વળતર આપવાનું કામ પણ આ ખાતું કરે છે. જો કે રિઝર્વ બેંક એકટની ૨૮ મી કલમ પ્રમાણે આવી નોટોનું વળતર કોઇપણ વ્યક્તિ મધ્યસ્થ સરકાર કે બેંક પાસેથી હક્કના દાવે માગી શકતી નથી. પરંતુ મધ્યસ્થ સરકારની સંમતિથી બેંકે અમુક નિયમો ઘડી કાઢયા છે, કે જેમાં અમુક સંયોગોમાં મહેરબાનીની રાહે નોટ બદલી આપવાનું કે નોટનું વળતર આપવાનું ઠરાવવામાં આવ્યું છે.

### રિઝર્વ બેન્કનાં સામાન્ય કર્તવ્યો

(૧) બેંક મધ્યસ્થ કે પ્રાંતિક સરકાર પાસેથી અને કોઇ બેંક કે ખાનગી વ્યક્તિ પાસેથી વગર વ્યાજે થાપણો મેળવી શકે છે. વ્યાજની બંધી કરવાનું કારણ રિઝર્વ બેંક બીજી બેંકો સાથે હરિફાઇમાં ન ઉતરે એ છે.

(૨) વેપારી સોદામાંથી ઉપસ્થિત થએલી હૂંડીઓ કે કબુલત ચિઠ્ઠીઓ ખરીદવાનું, વેચવાનું કે વટાવી આપવાનું કામ પણ બેંક કરી શકે છે. આવી હૂંડીઓ કે ચિઠ્ઠીઓ વધારેમાં વધારે ૯૦ દિવસમાં પાકતી હોવી જોઇએ. અને તેના ઉપર ઓછામાં ઓછી બે જણની સહીઓ હોવી જોઇએ કે જેમાંથી એક સહી તો માન્ય થયેલી બેંકની હોવી જોઇએ. જો ખેતીના મોસમી પાક અંગેના વ્યવહારની અગર ખેતીની પેદાશના વેચાણને અંગેની હૂંડી કે ચિઠ્ઠી હોય તો ૯૦ દિવસને બદલે મુદત નવ માસની રાખવામાં આવી છે; અને બેમાંથી એક સહી પ્રાંતિક સહકારી બેંકની હોય તો પણ ચાલે છે. નવ મહિનાની મુદત

રાખવાનું કારણુ એ છે કે ખેતી વિષયક બાબતોમાં રોકાયેલું નાણું ફરી વળતાં વધારે વખત લાગે છે.

(૩) માન્ય કરેલી બેંકોને એક લાખ રૂપિયાની કિંમતથી વધારે તેટલા સ્ટર્લીંગ રિઝર્વ બેંક વેચી શકે અગર તેની પાસેથી ખરીદી શકે.

(૪) યુનાઇટેડ કિંગ્ડમની (વિલાયતની) કોઇ પણુ બેંકની પાસે રિઝર્વ બેંક પોતાની અમુક સિલક રાખી શકે; યુનાઇટેડ કિંગ્ડમના કોઇ પણુ ભાગમાં લખાએલ હૂંડીઓ માન્ય કરેલી બેંકો પાસેથી ખરીદી શકે, તેને વેચી શકે અગર વટાવી શકે.

(૫) ટ્રસ્ટી સીકયોરીટી, સોનું, ચાંદી, માન્ય કરેલી બેંકોની અગર સહકારી બેંકોની સહીવાળી કબુલત ચિઠ્ઠીઓ (માલની માલિકી દર્શાવતાં કાગળિયાં સહિતની) અને જે હૂંડીઓ તથા કબુલત ચિઠ્ઠીઓ રિઝર્વ બેંક પાસે વટાવી શકાય તેના ઉપર હિંદના કોઈપણુ દેશી રાજ્યને, સ્થાનિક સત્તાવાળાઓને, માન્ય કરેલી બેંકોને, અને પ્રાંતિક સહકારી બેંકોને વધારેમાં વધારે ૯૦ દિવસની મુદત માટે રિઝર્વ બેંક નાણું ધીરી શકે. ગવર્નર-જનરલ-ઈન-કાઉન્સીલ અગર પ્રાંતિક સરકારોને પણુ વધારેમાં વધારે ત્રણુ મહિનાની મુદત માટે રિઝર્વ બેંક નાણું ધીરી શકે.

(૬) યુનાઇટેડ કિંગ્ડમની (વીલાયતની) ૧૦ વર્ષમાં પાકતી સરકારી જામીનગીરીઓ રિઝર્વ બેંક વેચી શકે કે ખરીદી શકે, રિઝર્વ બેંકની શેરમૂડી અને અનામત ભંડોળ કરતાં ખરીદેલી જામીનગીરીની કિંમત કોઈ પણુ વખતે વધારે ન હોવી જોઈએ; તેમ જ બેંકની થાપણુની જવાબદારીના ⅓ કરતાં પણુ તે વધવી જોઈએ નહિ.

(૭) સેક્રેટરી ઓફ સ્ટેટ–ઇન–કાઉન્સિલ, ગર્વનર–જનરલ–ઇન કાઉન્સિલ, કોઇપણ પ્રાંતિક સરકાર અગર દેશી રાજ્યના એજન્ટ તરીકે રિઝર્વ બેંક નીચેનું કામ કરી શકે:–

(અ) સોનું કે ચાંદી વેચવું કે ખરીદવું;

(બ) કોઈપણ કંપનીના શેર કે જામીનગીરીઓ ખરીદવાનું, વેચવાનું, ફેરફારી કરવાનું કે કબજામાં રાખવાનું

(ક) કોઈપણ શેર કે જામીનગીરી ઉપરનું વ્યાજ, મુદ્દલ કે નફો વસુલ કરવાનું; હિંદ અગર હિંદ બહાર ભરપાઇ થતી હૂંડીઓથી આ રકમો મોકલવાનું;

(ડ) રાષ્ટ્રીય કરજ (પબ્લીક ડેટ) નો વહીવટ કરવાનું.

(૮) બીજા દેશોની મધ્યસ્થ બેંકોની સાથે એજન્સી કરાર કરવાનું અને તે બેંકોના શેરો ખરીદી રિઝર્વ બેંકનાં નાણાંનું રોકાણ કરવાનું.

(૯) આગળ ઉપર દર્શાવેલી શરતોને આધીન રહીને ચલણી નોટો છાપવાનું.

(૧૦) હિંદની અંદર માન્ય કરેલી બેંકો અગર બીજા દેશોની મધ્યસ્થ બેંકો પાસેથી વધારેમાં વધારે એક માસની મુદત માટે નાણાં વ્યાજે લેવાનું.

(૧૧) તે ઉપરાંત પોતાની સત્તા અને કર્તવ્યોનું પાલન કરવાને અંગે જે જે કામકાજ કરવું જરૂરી જણાય તે બધું કામ રિઝર્વ બેંક કાયદાને આધીન રહીને હાથ ધરી શકે.

## રિઝર્વ બેન્ક ઉપરના અંકુશો.

રિઝર્વ બેંકે નીચેનાં કામ નહિ કરવાનું કાયદાથી ઠરાવવામાં આવ્યું છે.

(૧) કોઇ પણ વેપારધંધામાં કે ઉદ્યોગમાં સીધો રસ ધરાવવો;

(૨) પોતાના શેર ખરીદવાનું અગર બીજી કોઈ બેંક કે કંપનીના શેર ખરીદવાનું કે તેવી જામીનગીરી ઉપર નાણાં ધીરવાનું.

(૩) પોતાની ઓફિસના મકાન સિવાય ઈતર કોઈ સ્થાવર મિલકત ઉપર માલિકી ધરાવવાનું કે સ્થાવર મિલકત ઉપર નાણાં ધીરવાનું.

(૪) થાપણો ઉપર વ્યાજ આપવાનું.

(૫) મુદતી હૂંડીઓ લખવા કે સ્વીકારવાનું

**રિઝર્વ બેન્કનાં મધ્યસ્થ બેંક તરીકેનાં કર્તવ્યો**

**સરકારી નાણાવટાનું કામકાજ**

(૧) સરકારી નાણાવટાનું તથા નાણાકીય કામકાજ સંપૂર્ણપણે રિઝર્વ બેંકના હાથમાં છે. હિંદી સરકાર અને પ્રાંતિક સરકારની શીલકો સાચવવી, જરૂર પડયે તેમને ભરપાઇ કરવી. તેમના વતી નાણાંની હેરફેર કરવી, નવી લોનો બહાર પાડવા અને રાષ્ટ્રીય કરજ (પબ્લીક ડેટ)નો વહીવટ કરવો; ઉપરાંત ઈતર જે જે નાણાવટાનું સરકારી કામ હોય તે રિઝર્વ બેંક કરે છે. રિઝર્વ બેંકની જ્યાં જ્યાં ઓફિસ હોય ત્યાં હિંદી સરકારે કે પ્રાંતિક સરકારે તેની પાસેનું બધું નાણું રિઝર્વ બેંકની પાસે જ રાખવું પડે છે અને નાણાવટાને લગતું બધું કામ પણ તેને જ આપવું પડે છે. રિઝર્વ બેંક આ કામગીરી માટે કાયદાથી ઠર્યા મુજબ મહેનતાણું લે છે.

**ચલણી નોટો છાપવાનો રિઝર્વ બેન્કનો ઈજારો**

(૨) બ્રિટિશ હિંદમાં ચલણી નોટો છાપવાનો રિઝર્વ બેન્કને ઈજારો આપવામાં આવ્યો છે. હિંદી સરકારે રિઝર્વ બેંક

સ્થપાયા પહેલાં છપાયેલી નોટોનો વહીવટ પણ થોડા સમય માટે રિઝર્વ બેંકને સોંપાયો છે. રિઝર્વ બેન્ક પોતાની ચલણી નોટો છાપવી શરૂ કરે ત્યારબાદ હિંદી સરકાર પોતાની નોટ છાપી શકશે નહિ. રીઝર્વ બેંકના મુખ્ય બે વિભાગો છે. તેમાં ચલણી ખાતું નોટો છાપવાનું કામ સંભાળે છે. બેંક ઓફ ઇંગ્લેન્ડની માફક આ ખાતાને નાણાવટાખાતાથી સંપૂર્ણ રીતે અલગ જ રાખવામાં આવ્યું છે. ચલણી ખાતાની મિલકત, પોતે છાપેલી અને ચલણમાં મૂકેલી નોટો અંગેની જવાબદારી સિવાય ઇતિર કશા માટે જવાબદાર ગણાતી નથી. આથી રિઝર્વ બેંકની બીજી કોઇ પણ દિશાની ઇતિર જવાબદારીની અસર ચલણી ખાતાની સદ્ધરતા ઉપર જરા પણ થતી નથી.

અને ૧૯૩૮ ના જાન્યુઆરીમાં રીઝર્વ બેન્ક હસ્તિમાં આવ્યા બાદ પ્રથમવાર પોતાની પાંચ રૂપિયાની નોટો છાપી ચલણમાં મૂકી. ત્યાર પછી રૂ. ૧૦ ની, ૧૦૦ ની, ૧૦૦૦ ની કિંમતની પણ નોટો ચલણમાં મૂકી છે.

રિઝર્વ બેન્કની નોટો આખા દેશમાં કાયદેસરનું ચલણી નાણું ગણાય છે. આ નોટોની પાછળ ગવર્નર જનરલ–ઇન–કાઉન્સિલની જામીનગીરી ખડી હોય છે, કે જેથી કરીને જાહેર જનતા આ નોટોમાં સંપૂર્ણ વિશ્વાસ મૂકી શકે.

## ચલણી નોટો સામે રિઝર્વ બેંકે રાખવી પડતી મિલકત

ચલણી નોટો છાપવા માટે સોનું, સિક્કા કે જામીનગીરીઓ અનામત તરીકે જે રાખવી પડે છે, તે બદલામાં લીધા સિવાય ચલણી ખાતું કોઈ પણ માણસને કે રિઝર્વ બેંકના નાણાવટા ખાતાને પણ નોટો આપી શકતું નથી. ચલણી ખાતાની

કુલજવાબદારીના જેટલી જ મિલકત તે ખાતાએ સોનું કે સોનાના સિક્કા, સ્ટર્લીંગ કે રૂપીયાની જામીનગીરીઓ અગર રૂપીયાના સિક્કાના રૂપમાં રાખવી પડે છે. આ મિલકતના ⅖ ભાગ તો સોનું, સોનાના સિક્કા કે સ્ટર્લીંગ જામીનગીરીઓનો બનેલો હોવો જોઈએ; તેમાં પણ સોના અને સોનાના સિક્કાની કિંમત કોઈ પણ વખતે રૂ. ૪૦ કરોડ કરતાં ઓછી હોવી જોઇએ નહિ. સોનાના સિક્કા અને સોનાની કિંમતના ૮૫ ટકા—$\frac{17}{20}$ જેટલો ભાગ તો બ્રિટિશ હિંદમાં જ ચલણી ખાતાની મિલકત તરીકે રહેવા જોઈએ. આ ઉપરથી એ સમજાશે કે ચલણી ખાતું પોતાની મિલકતમાં જામીનગીરીઓ અમુક જ પ્રમાણમાં રાખી શકે. મિલકતનો બાકીનો ⅗ ભાગ રૂપીઆ, હિંદી સરકારની જામીનગીરીઓ અને બેંક વટાવી શકે તેવી હૂંડીઓનો બનેલો હોવો જોઇએ. ચલણી ખાતાની કુલ મિલકતના ચોથા ભાગની અગર વધારેમાં વધારે રૂ. ૫૦ કરોડ કરતાં વધારે રકમની હિંદી સરકારની જામીનગીરીઓ હોવી જોઇએ નહિ. હિન્દી સરકારની પ્રથમ પરવાનગી લઇ ચલણી ખાતું વધારેમાં વધારે રૂ. ૬૦ કરોડની કિંમતની આવી જામીન-ગીરી પોતાની મિલકત તરીકે રાખી શકે.

મિલકતની કિંમતની આંકણી માટે સોનાના સિક્કા અને સોનાની કિંમત એક રૂપીએ ૮.૪૭૫૧૨ ગ્રેઈન પ્રમાણે અને જામીનગીરીની કિંમત બજાર ભાવ પ્રમાણે આંકવાની છે.

રિઝર્વ બેન્ક એકટની કલમો અમલમાં આવતાં જ હિન્દી સરકારની જેટલી નોટો ચલણમાં હોય તે બધીની જવાબદારી રિઝર્વ બેંક લઇ લેવાની હતી અને તેના બદલામાં જેટલી નોટોની જવાબદારી બેંકને શીરે મૂકવામાં આવી હોય તેટલી કિંમતનું સોનું, સોનાના સિક્કા, સ્ટર્લીંગ કે રૂપીઆની જામીનગીરીઓ,

અને રોકડ રૂપીઆ હિન્દી સરકારે બેંકને આપવાના હતા. આમ જે રકમ હિંદી સરકારે બેંકને આપવાની થાય તે રકમના અર્ધા કરતાં ઓછી રકમનું સોનું, સોનાના સિક્કા કે સ્ટર્લીંગ જામીનગીરીઓ હોવી જોઇએ નહિ; અને વધારેમાં વધારે હિન્દી સરકાર ૫૦ કરોડ રૂપીઆ બેંકને આ બદલ આપી શકે, તેમ કાયદાથી ઠરાવવામાં આવ્યું હતું. હિન્દી સરકાર પાસે જો પચાસ કરોડ કરતા વધારે રૂપીઆ તે વખતે હોય તો જુદા ખાતામાં તે રકમ તેણે સાચવવી. રિઝર્વ બેંક પોતાના ચલણી ખાતાની મિલકતમાં વધારેમાં વધારે ૫૦ કરોડ રૂપીઆ અગર પોતાની મિલકતના છઠ્ઠા ભાગની કિંમત જેટલા રૂપીઆ રાખી શકે છે. જો ચલણીખાતા પાસે ૫૦ કરોડ કરતાં ઓછા રૂપીઆ હોય તો હિન્દી સરકાર એકી સાથે વધારેમાં વધારે પાંચ કરોડ રૂપીઆ રિઝર્વ બેંકના ચલણી ખાતાને આપશે કે જેના બદલામાં ચલણીખાતું સરકારને કોઈ પણ ઇતર ચલણી નાણું આપશે. તેજ પ્રમાણે ચલણી ખાતા પાસે કોઈ વખતે ૫૦ કરોડ કરતાં વધારે રૂપીઆ હોય તો તે વધારો (જો કે એકી સાથે પાંચ કરોડ કરતાં વધારે નહિ) હિન્દી સરકારને આપશે.

આમ બેંક પાસે એકી વખતે ૫૦ કરોડ કરતાં વધારે રૂપીઆ ન રહે તેવી જોગવાઈ કરવામાં આવી છે. સને ૧૯૩૫ ના ડીસેમ્બરમાં ચલણી ખાતાની કુલ જવાબદારી રૂા. ૧૯૩ કરોડની હતી. તેમાં સોનું અને સોનાના સિક્કા રૂા. ૪૪½ કરોડના અને સ્ટર્લીંગ જામીનગીરીઓ રૂા. ૬૬ કરોડની હતી. આમ કુલ જવાબદારીના ૫૭.૨૩ ટકા જેટલું સોનું, સોનાના સિક્કા અને સ્ટર્લીંગ જામીનગીરીઓ રિઝર્વ બેંક પાસે હતી. બાકી ૪૨.૭૭ ટકામાં ૫૭ કરોડ રૂપીઆ રોકડા અને ૨૫½ કરોડ રૂપીયાની કિંમતની હિંદી સરકારની જામીનગીરીઓ હતી. સને ૧૯૪૦ ના ડીસેમ્બરમાં ચલણી ખાતાની કુલ રૂા. ૨૫૫ કરોડની જવાબદારીમાં રૂા. ૧૭૬

કરોડની કિંમતનું સોનું, સોનાના સિક્કા અને સ્ટર્લીંગ જામીનગીરીઓ હતી અને રૂા. ૩૦ કરોડ રોકડા અને ૪૯ કરોડ રૂપીઆની કિંમતની હિંદી સરકારની જામીનગીરીઓ હતી.

નીચેના કોષ્ટક ઉપરથી ચલણી ખાતાની મિલકત તથા તેની ઉપરના દેવામાં વખતો વખત શા શા ફેરફારો થયા છે તે સ્પષ્ટ સમજાશે.

| તારીખ | | કુલ ચલણી નોટો (ક્રો.) | સોનાના સિક્કા અને સોનું | સ્ટર્લીંગ જામીનગીરી | રૂપીઆ (સિક્કા) | હિંદી સરકારની જામીનગીરી | કુલ ચલણી નોટો-સોનું, રૂપીઆ અને સ્ટર્લીંગ જામીનગીરી |
|---|---|---|---|---|---|---|---|
| ૩૧ ડીસે. | ૩૬ | ૨૦૪ | ૪૪ | ૭૧ | ૬૫ | ૨૩ | ૫૭ |
| ,, | ૩૭ | ૨૧૫ | ૪૪ | ૮૦ | ૬૩ | ૨૭ | ૫૮ |
| ,, | ૩૮ | ૨૦૬ | ૪૪ | ૬૦ | ૭૦ | ૩૨ | ૫૦ |
| ,, | ૩૯ | ૨૫૪ | ૪૪ | ૧૦૮ | ૬૪ | ૩૮ | ૬૦ |
| ૩૦ જૂન | ૪૦ | ૨૫૮ | ૪૪ | ૧૩૨ | ૩૩ | ૫૦ | ૬૯ |
| ,, | ૪૧ | ૨૯૧ | ૪૪ | ૧૧૮ | ૩૬ | ૯૧ | ૫૬ |
| ,, | ૪૨ | ૪૬૨ | ૪૪ | ૨૬૬ | ૨૮ | ૧૨૨ | ૬૭ |
| ,, | ૪૩ | ૭૪૬ | ૪૪ | ૫૬૭ | ૧૫ | ૧૧૮ | ૮૨ |
| ૩૧ ડીસે. | ૪૪ | ૮૫૦ | ૪૪ | ૭૩૪ | ૧૨ | ૫૮ | ૯૧ |
| ,, | ૪૫ | ૧૧૮૮ | ૪૪ | ૧૦૬૯ | ૧૬ | ૫૭ | ૯૨ |

જો કે લડાઇ પહેલાં તો ચલણમાંથી રૂપીઆ રિઝર્વ બેન્ક પાસે વધારાના તરીકે આવતા અને કાયદામાં ઠર્યા મુજબ વધારાના રૂપીઆ રિઝર્વ બેન્ક દર વર્ષે પાંચ કરોડ જેટલા હિંદી સરકારને સુપ્રત કરતી, પણ સને ૧૯૩૯ના સપ્ટેમ્બરમાં લડાઈ ફાટયા પછી લોકોમાં રોકડ રૂપીઆની માગણી એકદમ વધી પડી છે અને રૂપીઆનો સંગ્રહ થતો હોવાથી રિઝર્વ બેન્ક રૂપીઆની

માગને પહોંચી વળી શકી નહિ; એટલે સને ૧૯૪૦ ના જૂનની ૨૫ તારીખે હિંદ સંરક્ષણધારા તળે બેન્કે જાહેર કર્યું કે વ્યાજબી જરૂરીઆતથી રૂપીઆનો સંગ્રહ કરવો તે ગુનો ગણાશે. આમ છતાંય જ્યારે રૂપીઆની તંગી અને વધારે માગણી ચાલુ રહી ત્યારે સને ૧૯૪૦ ના જુલાઇથી કરંસી ઓર્ડીનન્સ તળે હિંદી સરકારે રૂપીઆ રૂપીઆની નોટો કાઢી છે.

ઉપર આપણે જોયા મુજબ કાયદાથી સ્પષ્ટ કરાવવામાં આવ્યું છે કે ચલણી ખાતાની મિલકતમાં અમુક પ્રમાણમાં સોનું, સોનાના સિક્કા કે સ્ટર્લીંગ જામીનગીરીઓ હોવી જ જોઇએ પણ કોઇ અસાધારણ સંજોગોમાં બેન્કથી તે પ્રમાણે ચુસ્તપણે જો ન વળગી શકાય તો જેમ યુનાઇટેડ સ્ટેટસની ફેડરલ રિઝર્વ રચનામાં અમુક સ્થિતિસ્થાપકતા રાખવામાં આવી છે તેમ રિઝર્વ બેન્કની બાબતમાં પણ કાયદાએ થોડી છૂટ મૂકી છે તે પ્રમાણે હિંદી સરકારની અગાઉથી પરવાનગી લઇ ત્રીસ દિવસની મુદત માટે અને પછી વધારે જરૂર જણાય તો બીજા પંદર પંદર દિવસની પરવાનગી લઈ તેટલી મુદત માટે ચલણી ખાતું ઠરેલ ધોરણ કરતાં ઓછું સોનું વગેરે રાખી શકે છે. જો કે આમ કરવા માટે રિઝર્વ બેન્કે મધ્યસ્થ સરકારને વધતા ઓછા પ્રમાણમાં ઠરેલા ધોરણે દંડ ભરવો પડે છે.

જુદી જુદી કિંમતનું જોઇતું નાણું ચલણમાં મૂકવા રિઝર્વ બેન્ક બંધાએલી છે. રોકડ રૂપીઆના બદલામાં નોટો છાપવાનું કે ચલણી નોટોના બદલામાં રોકડ રૂપીઆ આપવાનું કામ રિઝર્વ બેન્કે બજાવવાનું છે. પાંચ રૂપીઆની કે તેથી વધારે રૂપીઆની (કિંમતની) નોટોના બદલમાં ચલણી ખાતાએ નાની નોટો અગર તે પ્રમાણમાં સિક્કા ચલણમાં હોવા રિઝર્વ બેન્કને જરૂરી લાગે તેટલા પ્રમાણમાં સિક્કા પૂરા પાડવાની જવાબદારી રિઝર્વ બેન્કને શીર છે.

ઉપર જણાવેલી શરતોનો જો રિઝર્વ બેન્ક કોઈ વખતે ભંગ કરે તો હિંદી સરકાર તેના હાથમાંથી નાણું છાપવાનો અખત્યાર પાછો ખેંચી લઈ શકે છે, અને ચલણી ખાતા પાસેથી તેની બધી જવાબદારી (દેવું) જરૂર પડતી મિલ્કત સાથે લઈને પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે જાતે ચલણી નાણાંના વહિવટની વ્યવસ્થા કરી શકે છે.

## રૂપિયાની હૂંડિયામણની કિંમત

(૩) રિઝર્વ બેંકની મધ્યસ્થ બેંક તરીકેની ત્રીજી ફરજ રૂપિયાનો સ્ટર્લીંગ સાથેનો (૧ રૂપિયાનો ૧ શી. ૬ પેન્સ.) હૂંડિયામણનો ભાવ સ્થિર ટકાવી રાખવાની છે. આ માટે ૧ રૂપિઆના ૧ શી ૫ ૪૯/૬૪ પેન્સથી ઓછા નહિ તે ભાવે ઓછામાં ઓછા ૧૦૦૦૦ પાઉન્ડની કિંમતના સ્ટર્લીંગ જે કોઈ વ્યકિત બંક પાસેથી ખરીદવા માગે તેને પોતાની કોઇપણ ઓફીસેથી રિઝર્વ બેંકે વેચવા જોઇએ એવી ફરજ તેના ઉપર મૂકવામાં આવી છે. (આ સ્ટર્લીંગ ભરણું લંડનમાં થાય છે; તેમજ જે કોઇ વ્યકિત સ્ટર્લીંગ વેચવા માગતી હોય તેની પાસેથી એક રૂપીયાના ૧ શી, ૬ ૩/૧૬ પેન્સથી વધારે નહિ એવા ભાવે ઓછામાં ઓછા ૧૦૦૦૦ પાઉન્ડના સ્ટર્લીંગ તેણે ખરીદવા પડે છે. સ્ટર્લીંગ વેચવાના અને ખરીદવાના ઓછામાં ઓછા અને વધારેમાં વધારે ભાવ કાયદાથી મુકરર કરાયેલા હોવાથી રૂપીયાની હૂંડિયામણની કિંમત ૧ શી. ૫ ૪૯/૬૪ પેન્સથી ઓછી કદી થઇ શકે નહિ. તેમજ ૧ શી. ૬ ૩/૧૬ પેન્સથી વધારે પણ થઇ શકે નહિ. કારણ જો કોઇને પરદેશ નાણું મોકલવું હોય તો જ્યાં સુધી રિઝર્વ બેંક ૧ રૂપિયાના ૧ શી. ૫ ૪૯/૬૪ પેન્સ લેખે સ્ટર્લીંગ વેચવા તૈયાર હોય ત્યાં સુધી તેથી ઓછા રૂપીઆ આપી ઈતર કોઇ સ્થળેથી સ્ટર્લીંગ કોઇ ન જ ખરીદે તે

દેખીતું છે. તે જ પ્રમાણે જ્યાં સુધી ૧ રૂપીઆના ૧ શી ૬ ૩/૧૬ પેન્સ લેખે રિઝર્વ બેંક ખરીદતી હોય ત્યાં સુધી ઈતર કોઇ સ્થળે વધારે ભાવ દઈ સ્ટર્લીંગના ઓછા રૂપીયા લેવાનું કોઇ જ ન સ્વીકારે તે પણ દેખીતું જ છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે રૂપિયાની કિંમત ઘટી ઘટી બહુ તો ૧ શી. ૫ ૪૯/૬૪ પેન્સ થઇ શકે અને વધી વધીને ૧ શી. ૬ ૩/૧૬ પેન્સ થઈ શકે. આમ ભૂતકાળમાં રૂપિયાના હૂંડિયામણના ભાવમાં એક રૂપિયે અગીઆર પેન્સથી ચોવીસ પેન્સ ( ૨ શીલીંગ ) સુધી ફેરફારો થતા તે હવે બંધ થઇ જઈ ભાવમાં વધારો કે ઘટાડો થવાનો ગાળો અત્યંત ટુંકો કરી દેવામાં આવ્યો છે.

## રિઝર્વ બેન્ક અને નોંધાયેલી ( શીડયુલ્ડ ) બેંકો

( ૪ ) મધ્યસ્થ બેંક તરીકેની રિઝર્વ બેંકની ચોથી ફરજ માન્ય થયેલી બીજી બેંકો પ્રત્યેની છે. રિઝર્વ બેન્ક અસ્તિત્વમાં આવ્યા બાદ હિંદમાંની બેન્કોના બે ભાગ પાડવામાં આવ્યા છે. (૧) માન્ય થયેલી (નોંધાએલી) બેન્કો અગર રિઝર્વ બેન્કે શેડયુલ્ડ બેંક તરીકે સ્વિકારેલી બેંકો. રિઝર્વ બેંક એક્ટના બીજા શેડયુલ( નોંધપત્રક )માં જે બેંકનાં નામ દાખલ કરવામાં આવ્યાં હોય તે બેંકોને શેડયુલ્ડ બેંક—નોંધાયેલી બેંક—તરીકે ઓળખાવવામાં આવે છે. આવી બેંકોની યાદી પરિશિષ્ટમાં આપેલી છે. (૨) માન્ય ન થયેલી—વણનોંધાયેલી બેંકો.

કાયદામાં એવું ઠરાવવામાં આવ્યું છે કે જે બેંક ફક્ત કાયદેસર ગણાતા શાણાવટાના ધંધાનું જ કામકાજ કરતી હોય, જે બેંકની શૅર મૂડી અને અનામત ફંડ કુલ્લે ઓછામાં ઓછું ૫ લાખ રૂપીઆનું હોય તેવી બેંકોનાં નામ નોંધાયેલી બેંક તરીકે હિંદી સરકાર માન્ય કરી શકશે. જો કોઈ પણ વખતે કોઇ નોંધાયેલી બેંકની મૂડી અને અનામત ફંડ પાંચ લાખ રૂપિયા

કરતાં ઓછું થાય અગર નાણાવટાનો ધંધો કરતી બંધ થાય તો તુરત જ નોંધાયેલી બેંકના પત્રકમાંથી તે બેંકનું નામ કમી કરવામાં આવે છે.

દરેક નોંધાયેલી બેંકે પોતાની ચાલુ જવાબદારી (થાપણ) ના ૨ ટકા જેટલી રકમ રિઝર્વ બેંક પાસે અનામત રાખવી પડે છે. જો કે આટલી રકમ રાખવાથી થાપણદારોની થાપણો તદ્દન સલામત બની જાય છે તેમ માનવું ભૂલભરેલું છે. કારણ ૨ ટકા અને ૫ ટકા કે તેથી ગમે તેટલી વધારે રકમ રાખવાથી કાંઇ કોઈ પણ બેંક વધારે સદ્ધર બની જાય છે તેમ નથી; પણ નોંધાયેલી બેંકના તંત્ર ઉપર આ અનામત ટકાવારીથી રિઝર્વ બેંક એક પ્રકારનો પરોક્ષ કાબૂ ધરાવી શકે છે અને સારાયે નાણાવટાના તંત્ર ઉપર નજર રાખી શકે છે. જો આ પ્રમાણે કોઈ પણ નોંધાયેલી બેંક રકમ રિઝર્વ બેંક પાસે રાખવામાં નિષ્ફળ નિવડે તો તે માટે જે તે બેંકનો ને દંડ કરી શકે છે. સને ૧૯૪૦ ના નવેમ્બરમાં કાયદામા જે સુધારો કરવામા આવ્યો છે તેનાથી આ શિક્ષા વધારે સખ્ત બનાવવામાં આવી છે. જેટલા દિવસ સુધી ઠરેલી ટકાવારી અનામત તરીકે મુકાયા વગરની રહે તેટલા દિવસ સુધી તે બેંકનો હંમેશનો સો રૂપીયાનો દંડ થાય છે.

દરેક નોંધાયેલી બેંકે દરેક મહિનાને અંતે વધારેમાં વધારે ૧૪ દિવસમાં હિંદી સરકાર અગર રિઝર્વ બેંકને એક માસિક પત્ર રજૂ કરવું પડે છે કે જેમાં નીચેની હકીકતનો સમાવેશ કરવાનો હોય છે.

(૧) હિંદમાંની ચાલુ અને મુદતી જવાબદારીઓ.

(૨) બેંક પાસેની સરકારી ચલણી નોટો અને રિઝર્વબેંકની ચલણી નોટોની કિંમત.

(૩) બેંક પાસેના રોકડ રૂપિયા અગર બીજુ નાણું–સિક્કામાં,

(૪) બેંકે કુલ ધીરેલી રકમ અને વટાવેલી હૂંડીની કિંમત,

(૫) રિઝર્વ બેંક પાસે બેંકે રાખેલી રકમ

રિઝર્વ બેંક નોંધાયેલી બેંકની માન્ય રખાય તેવી પ્રથમ વર્ગની હૂંડીઓ વટાવી આપે છે. અને જામીનગીરીઓ ઉપર પણ નાણું ધીરે છે. તે ઉપરાંત રિઝર્વ બેંક નોંધાયેલી બેંકોનાં નાણાંનું સ્થળાંતર ઘટાડેલા ખાસ દરે કરી આપે છે.

## રિઝર્વ બેન્કનો ઈમ્પિરિયલ બેંક સાથેનો કરાર

ઇમ્પિરિયલ બેંક સાથે પંદર વર્ષની મુદત માટે કરાર કરી બ્રિટિશ હિંદમાં જે જગ્યાએ રિઝર્વ બેન્કની શાખા ન હોય અને ઇમ્પિરીયલ બેંકની શાખા હોય તે જગ્યાએ ઇમ્પિરિયલ બેંકને પોતાના વતી કામ કરવાની રિઝર્વ બેંકે 'સોલ એજન્સી' આપી છે. આ કરાર દરમિયાન જો ઈમ્પિરિયલ બેંકની નાણાંકીય સદ્ધરતા બગડે તો આ કરારનો અંત લાવી શકાય છે. રિઝર્વ બેંકના વતી ઇમ્પિરિયલ બેંક સરકારી નાણાંની લેવડ દેવડ કરે તે રકમ ઉપર પહેલાં ૧૦ વર્ષની મુદત માટે પહેલા રૂ. ૨૫૦ કરોડની રકમ માટે સેંકડે ૧/૧૬ ટકા અને ત્યાર પછી સેંકડે ૧/૩૨ ટકા હકસાઈ (કમિશન) રીઝર્વ બેંક ઈમ્પિરિયલ બેંકને આપવાની છે. રિઝર્વ બેંક અસ્તિત્વમાં આવી તે વખતે ઈમ્પિરિયલ બેંકની જેટલી શાખાઓ હતી તેટલી બધી તે ચાલુ રાખે તો રિઝર્વ બેંક ઇમ્પિરિયલ બેંકને પંદર વર્ષની મુદત માટે પહેલાં પાંચ વર્ષ માટે દર વર્ષે રૂ. ૯ લાખ બીજા પાંચ વર્ષે દર વર્ષે રૂ. ૬ લાખ અને ત્રીજા પાંચ વર્ષ માટે દર વર્ષે રૂ. ૪ લાખની રકમ આપવાની છે. ઈમ્પિરિયલ બેંકની શાખા હોય તેવી જગ્યાએ પણ રિઝર્વ બેંક પોતાની શાખા ખોલી શકશે.

## રિઝર્વ બેંકનું કલીઅરિંગ હાઉસ તરીકેનું કર્તવ્ય

જે ચેક ક્રોસ કરેલા હોય (એટલે કે જે ચેક ઉપર // આવી રીતે બે આડી લીટીઓ દોરેલી હોય) તે ચેકનાં નાણાં જે બેંક ઉપર ચેક લખવામાં આવ્યો હોય તેની પાસેથી રોકડાં મળતાં નથી પણ જે બેંક પાસે ચેક ધરાવનારનું ખાતું હોય તેમાં આવો ચેક જમા કરાવી શકાય છે. ધારો કે क પાસે આવો ચેક ख પાસેથી આવ્યો. ख નું ખાતું બરોડા બેંકમાં છે. જ્યારે कનું ખાતું સેન્ટ્રલ બેંક પાસે છે. क આ ચેક પોતાની બેંકને (સેન્ટ્રલ બેંક) ને પોતાના ખાતામાં જમા કરવા આપશે. સેન્ટ્રલ બેંકે આ ચેક બરોડા બેંક તરફ મોકલવો પડશે, કારણ खની સહી બરોબર છે કે કેમ અને खના ખાતામાં ચેકની ભરપાઇ થવા પૂરતી રકમ સીલક છે કે કેમ તે બરોડા બેંક તરફથી ન જાણવા મળે ત્યાં સુધી સેન્ટ્રલ બેંક પોતાના ગ્રાહક कને ચેકનાં નાણાં કેમ આપી શકે? એટલે આ ચેકનાં નાણાં બરોડા બેંકે સેન્ટ્રલ બેંકને આપવાનાં રહ્યાં. અને સેન્ટ્રલ બેંક પોતાના ગ્રાહકને આપે. હવે એવી જ રીતે બરોડા બેંક પાસે સેન્ટ્રલ બેંક ઉપર લખાએલા ક્રોસ ચેક આવે એટલે સેન્ટ્રલ બેંકે બરોડા બેંકને તે ચેકની કિંમતનું નાણું ભરપાઈ કરવાનું રહ્યું. આ તો બે બેંક વચ્ચેનો સંબધ થયો. પણ આવી જ રીતે સેન્ટ્રલ બેંકે બીજી ઘણી બેંકોને નાણું ભરપાઈ કરવાનું હંમેશ થાય અને ઘણી બેંકો પાસેથી વસૂલ કરવાનું પણ થાય. આ કામ સ્વતંત્ર રીતે બારોબાર જો દરેક બેંક પોતાના દેણદાર પાસેથી જાતે વસુલ કરીને કરી લે અને લેણદારને ભરણું કરી દે તો નાણાંની હેરફેર અને અગવડતાનો પાર રહે નહિ. આમાંથી બચવા માટે એવી વ્યવસ્થા કારવામાં આવી છે કે એકાદ બેંક સઘળી બેંકોની વતી મધ્યસ્થ તરીકે વર્તે. આવી બેંક પાસે બધી બેંકો અમુક રકમ સિલક તરીકે રાખે. દરેક બેન્ક પોતે કઇ બેંક

પાસેથી કેટલું માગે છે તે આ મધ્યસ્થ બેન્કને જણાવે એટલે મધ્યસ્થ બેંક કોઈ અમુક બેંક એકંદર બીજી બેંકની દેણદાર છે કે લેણદાર તે ચોક્કસ કરી જે તે બેંકને ખાતે તે રકમ ઉધારી કે જમા કરી અરસપરસના લેણાં દેણાં ચૂકાવી આપે છે. મધ્યસ્થ બેંક પાસે દરેક બેન્કનું ખાતું હોય જ એટલે ફક્ત હવાલો નાખવાનો જ પ્રશ્ન રહે છે અગર કોઈ બેંકના ખાતામાંની સિલક કરતાં વધારે રકમ તે બેંકને દેવાની થાય તો તેટલી રકમ મધ્યસ્થ બેંકને સુપ્રત કરવામાં આવે છે. આવું કામ સંભાળનારી બેંકને "ક્લીઅરીંગ હાઉસ" પતાવટ પેઢી કે હવાલા બેંક કહેવામાં આવે છે.

હિંદમાં આ કામ અત્યારે રિઝર્વ બેંક સંભાળે છે. આ માટે કલકત્તા, મુંબઈ, મદ્રાસ, કરાંચી, રંગુન, લાહોર, કાનપુર, અમદાવાદ, દિલ્હી, સીમલા અને કોલંબો એ ૧૧ સ્થળોએ કેન્દ્રો ખોલવામાં આવ્યાં છે. ક્લીઅરીંગ હાઉસ–હવાલા બેંકના સભ્ય માટે કોઈ નવી બેંકને લેવી કે કેમ તે ક્લીઅરીંગ હાઉસના સભ્યો પોતે જ નક્કી કરે છે. જે બેંક ક્લીઅરીંગ હાઉસની સભ્ય ન હોય તેણે પોતાના ચેક બીજી બેંકો કે જે સભ્ય હોય તેની મારફત કલેકટ (વસુલ) કરાવવાં પડે છે. મધ્યસ્થ સમિતિ પાસે એવી ફરિયાદો મૂકવામાં આવી હતી કે, હિંદી બેંકોને ક્લીઅરીંગ હાઉસમાં દાખલ થવામાં અથાગ મુશ્કેલી અનુભવવી પડે છે. કારણ સભ્યોની બહુમતી પરદેશી બેંકોની હોવાથી પક્ષાપક્ષી થવા પૂરતો સંભવ છે. આમ ન બનવા પામે અને દરેક બેંકના સરવૈયા અને સદ્ધરતા ઉપર વધારે વજન અપાય એ ઇચ્છવા યોગ્ય છે. દરેક બેંક ક્લીઅરિંગ હાઉસના સભ્ય બની જાય એ પણ આવકારદાયક નથી. ઈંગ્લંડમાં પણ ફકત ૧૨ જ બેંકો લંડન ક્લીઅરીંગ હાઉસની સભ્ય છે. આ બારમાં (૧) બેંક ઓફ ઇંગ્લેન્ડ (૨) બારકલેઝ

બેંક (૩) લોઇડિઝ બેંક (૪) મીડલેન્ડ બેંક(૫) વેસ્ટ મીનીસ્ટ બેંક એ પાંચ મુખ્ય છે. જે બેંકો કલીઅરિંગ હાઉસના સભ્ય નથી તે આ બારમાંથી કોઈ એક બેંક મારફત પોતાનું 'કલીઅરિંગ' કરે છે. જો કે બર્મિંગહામ, લીવરપુલ, માંચેસ્ટર, શેફીલ્ડ જેવાં અગત્યનાં સ્થળોએ સ્થાનિક કલીઅરિંગ હાઉસો છે ખરાં.

## હિંદમાં ચેકનો વપરાશ

હિંદના જુદા જુદા ભાગમાં ચેકોનો વપરાશ કેટલે અંશે વિસ્તૃત થયો છે તે નીચેના કોષ્ટક ઉપરથી જણાઈ આવશે.

(રકમના આંકડા રૂ. લાખમાં છે.)

| કેન્દ્ર | સને ૧૯૩૯ | | સને ૧૯૪૦ | |
|---|---|---|---|---|
| | ચેકની સંખ્યા | રકમ | ચેકની સંખ્યા | રકમ |
| કલકત્તા | ૬૧૮૨૯૨૩ | ૧૦૭૫૨૮ | ૬૨૮૩૬૭૫ | ૧૦૬૫૨૯ |
| મુંબઈ | ૫૨૮૭૯૬૪ | ૮૩૭૨૨ | ૫૫૭૯૬૦૧ | ૮૨૮૭૦ |
| મદ્રાસ | ૧૩૧૧૨૩૫ | ૯૭૨૧ | ૧૮૮૩૦૦૬ | ૧૦૮૨૭ |
| કરાંચી | ૪૪૭૫૩૪ | ૩૫૫૭ | ૪૬૪૫૬૦ | ૪૩૪૨ |

જો કે ઇંગ્લાંડના કલીરિંગ હાઉસ મારફત દર વર્ષે સરેરાશ રૂા. ૬૦૦૦૦ કરોડની કિંમતના ચેક 'કલેકટ' થાય છે તેની સાથે આપણો રૂા. ૨૨૫૯ કરોડનો આંકડો બહુ જ જુજ ગણાય. આનું મુખ્ય કારણ એ છે કે હજુ આપણા દેશમાં ચેકનો વપરાશ જોઇતા પ્રમાણમાં વધ્યો નથી. રોકડ રકમથી લેવદેવડ કરવાનો મોહ આપણાથી હજુ છોડાતો નથી. ચેકથી નાણાં ભરપાઈ કરવાના ફાયદા આપણે હજુ પુરા સમજ્યા લાગતા નથી; કારણ કોઇને ચેક આપવાથી એક તો આપણી પાસે ચેકનું અડધીયું રહે છે; અને બેંકમાં જે તે વ્યકિતને અમુક તારીખે નાણું ભરપાઈ થયાની

નોંધ રહે છે. એટલે આપોઆપ જ ભરણાની ચોકસાઇ તથા નોંધ રહે છે. એક જગ્યાએથી બીજી જગ્યાએ ચેકથી નાણું ભરપાઈ કરવામાં ખર્ચનો બચાવ થાય છે તથા જોખમ ઘટે છે. અનેક હાથમાં ચેક ફરી શકતો હોવાથી એક જ ચેક દસ બાર લેણાંદેણાં પતાવી શકે છે, અને આમ રોકડ નાણાંની તંગી અનુભવવી પડતી નથી. ક્રોસ્ડ ચેકની પ્રથાથી અને તેમાંય ખાસ પ્રકારના ક્રોસથી અમુક જ બેંક મારફત અમુક જ માણસના ખાતામાં તે ચેકની રકમ જમા થાય તેવી જોગવાઇ કરી શકાય છે.

આ જોતાં નાનાં મોટાં બધાં જ ભરણાં ચેકથી કરવાની પ્રથા દરેક વેપારી જ નહિ પણ કૌટુમ્બિક વ્યવહાર માટે પણ દરેક માણસ પાડે તો હાથ ઉપર નાણું નવરું પડી રહે છે તે જુદે જુદે સ્થળેથી ખેંચાઇને બેંકોના હાથમાં કેન્દ્રિત થાય.

ચેકનો ઉપયોગ વધારે લોકપ્રિય બને તેટલા માટે બેંકો પણ સક્રિય પગલાં લઇ શકે. હિંદની વસતિનો મોટો ભાગ અભણ હોવાથી અંગ્રેજીમાં ચેક લખવાનું તેમનાથી બની શકે તેમ નથી. હિંદની બેંકો આટલા પૂરતો વ્યવહાર દેશી ભાષામાં કરે એ ઘણું ઇષ્ટ ગણાય. જમીન મહેસુલ કે બીજાં કરવેરાનાં ભરણાં ચેક મારફત થાય તો બહોળો ખેડૂત વર્ગ ચેક શું છે તે વસ્તુ સમજતો થાય. કલીઅરિંગના દર પણ બેન્કો ઘટાડે તો નાણાંના સ્થળાંતર માટે ચેકનો વધારે છૂટથી ઉપયોગ થઈ શકે. ખાસ તો દેશના જુદા જુદા ભાગમાં બેંકોની શાખા, પેટા શાખાઓ અને અમુક મુદતે કામ કરતી ઓફિસો ખોલીને નાણાંવટાની વ્યવસ્થામાં સુધારો કરવામાં આવે તો ચેક ઘરગથ્થુ વસ્તુ બની જાય.

## બેંક સીકરામણની પ્રથા

હૂંડીઓ વધારે આદરપાત્ર–વિશ્વાસપાત્ર બને એ માટે "બેંકે સીકરામણ"ની પ્રથા આપણા દેશમાં શરૂ કરવાની જરૂર છે.

કારણ કે એક વ્યક્તિની જોખમદારી કરતાં એક બેંકની સદ્ધરતા વાળી હૂંડીની કિંમત વધારે જ અંકાય. આવી હૂંડી પાકતાં ભરપાઈ થવા માટે શંકા હોતી નથી; કારણ બેંકે એ સ્વીકારી આપેલ હોવાથી બેંકની મિલ્કત તે માટે જવાબદારછે. આમ હોવાથી પોતાના ગ્રાહક વતી હૂંડી સ્વીકારવાની જવાબદારી લીધા પહેલાં બેંક પોતાના ગ્રાહકની નાણાંકીય સદ્ધરતા અને માલના લેવડદેવડના સોદાનો પ્રકાર જરૂર તપાસીને જ પગલું ભરે એ દેખીતું છે. આ પ્રથાથી ફાયદો એ છે કે હૂંડી સ્વીકારનારી બેંક પોતાના ગ્રાહકના હાથમાં રોકડ રકમ ધીરાણ તરીકે મૂકતી નથી; ફક્ત પોતાના નામનો ઉપયોગ જ કરવા દે છે. હૂંડી પાકતાં જ ગ્રાહકે હૂંડી ભરપાઇ કરવાની વ્યવસ્થા કરવાની હોય છે. એટલે બેંકને તો કશી રકમ રોકયા વિના થોડું ઘણું પણ કમીશન મળે છે. અને ગ્રાહક થોડી મૂડીથી વધારે વેપાર કરી શકે છે. હિંદની બેંકો ઉપાડ છૂટ (કેશ–ક્રેડીટ) અને એવી બીજી રીતે નાણું ધીરવાનું ઓછું કરી, પોતાના સદ્ધર ગ્રાહકોની હૂંડી સ્વીકારવાનું કામ કરે તો તેમની ધીરાણશકિત વધતાં બંને પક્ષને જરૂર લાભ થશે. આબરૂદાર શરાફોનાં મંડળો પણ આ દિશામાં સારું કામ કરી શકે. અને તેમ થતાં નાણાબજારના બે મુખ્ય અંગ વચ્ચેનો સંબંધ વધારે નિકટનો અને કાયમી બને.

આમ આપણા દેશમાં વ્યવસ્થિત હૂંડી બજાર ખીલવી શકાય અને સાથોસાથ મધ્યસ્થ બેંક હૂંડી વટાવવાના કામમાં સરળતા કરી આપે એટલે નાણાક્ષેત્રમાં એક જબ્બર પરિવર્તન થવા પામે. રિઝર્વ બેંકે હિંદનું નાણાંબજાર આદર્શ કેમ બને તેની ચિંતા પોતાને માથે લીધી છે અને પોતાની સત્તાના સદુપયોગથી પોતાના ઉપરની રાષ્ટ્રીય ઘડતરની જવાબદારીઓથી સદોદિત જાગ્રત સભાન રહીને, દેશના ખૂણે ખૂણે છૂટુંછવાયું રહેલું ધન કેન્દ્રિત બને તેવાં પગલાં યોજીને રિઝર્વ બેન્ક હિંદના નાણા-

બજારની અનેક ખામીઓ સમય જતાં દૂર કરશે એવું આપણે ઇચ્છીએ.

## રિઝર્વ બેંકનો વટાવનો દર—બેંકરેટ

રિઝર્વ બેન્ક વખતોવખત પોતાનો વટાવ દર જાહેર કરે છે, કે જે દરથી પોતે કાયદામાં ઠર્યા મુજબની હૂંડીઓ ખરીદવા અગર વટાવી આપવા તૈયાર હોય છે. વટાવદરના વધવા ઘટવા ઉપર નાણાબજારમાં વ્યાજના દર વધે કે ઘટે છે. કારણ જો રિઝર્વ બેન્ક પાસેથી નોંધાએલી (શેડયુલ્ડ) બેન્કો ઊંચા વટાવ દરથી

## હૂંડિયામણ નિયમન (એક્ષચેન્જ કન્ટ્રોલ)

સને ૧૯૩૯ માં લડાઇ શરૂ થયા બાદ હિંદ સંરક્ષણ ધારાથી દેશની અંદર હૂંડિયામણ, સોનું અને જામીનગીરી અંગેના બધા વ્યવહારો ઉપર સરકારી અંકૂશ મુકવામાં આવ્યા છે અને રિઝર્વ બેંકને આ વહીવટ સોંપવામાં આવ્યો છે. આ કાર્યને પહોંચી વળવા રિઝર્વ બેન્કમાં હૂંડિયામણ નિયમન વિભાગ 'એક્ષચેન્જ કન્ટ્રોલ ડીપાર્ટમેન્ટ' ખોલવામાં આવ્યું. હિંદ સંરક્ષણ નીચે રિઝર્વ બેંક તરફથી જેને સત્તા ન મળી હોય તેવી કોઇ પણ વ્યકિતથી પરદેશી હૂંડિયામણનું કામ કે પરદેશ સાથેનું સોનાનું લેવડદેવડનું કામ હાથ ધરી શકાતું નથી. કોઇ પણ માણસને પરદેશના વેપારીઓ સાથે પોતે કરેલ લડાઈ પહેલાંના સોદા અંગે જો અમુક પ્રમાણમાં નાણાંની હેરફેર કરવી હોય અગર હિંદ છોડતી વખતે મુસાફરી માટે અને ઇતર અંગત ખર્ચ માટે હિંદના ચલણી નાણાં માટે પરદેશનું નાણું મેળવવું હોય તો રિઝર્વ બેંકની પરવાનગી લઈ તે તેમ કરી શકે છે.

હિંદમાંની બધી હૂંડિયામણની બેંકો તથા લડાઇ પહેલાં હિંદની જે નોંધાયેલી બેંક હૂંડિયામણનું કામ કરતી હોય તેવી બેંકોને પરદેશ સાથે હૂંડીયામણનું કામ કરવા રિઝર્વ બેંકે

પરવાનો આપે છે. બ્રિટિશ સામ્રાજ્યના દેશોમાં (કેનેડા, ન્યુફાઉન્ડલેન્ડ, હોંગકોંગ, ઇજીપ્ત અને ઇરાક એટલા દેશો સિવાય) હિંદમાંથી આ પરવાનાને આધારે નાણું મોકલી શકાય છે. બ્રિટિશ સામ્રાજ્ય સિવાયના કોઇપણ દેશમાં નાણું મોકલવું હોય તો રિઝર્વ બેંકની પાસે નાણું મોકલવાનું કારણ વગેરે બાબતો દર્શાવી તેની પરવાનગી લેવી પડે છે. મુખ્યત્વે કરીને નીચેનાં પાંચ કારણો માટે નાણું બહાર મોકલવા દેવામાં આવે છેઃ—

(૧) હિંદમાં જે માલ પરદેશથી આયાત થયો હોય તે બદલ; (જકાતખાતાનો દાખલો રજૂ કરવામાં આવે તો).

(૩) કૌટુમ્બિક કારણો માટે હિંદમાંથી કોઇપણ વ્યક્તિ નાની રકમો પરદેશ મોકલે તો.

(૩) મુસાફરી ખર્ચ માટે.

(૪) હિંદમાં આવેલા માલ અંગેના આગબોટ નૂર તથા હિંદની અંદરની કંપનીઓનો નફો પરદેશ મોકલવા માટે.

(૫) મૂડીના સ્થળાંતર માટે (ખાસ અસાધારણ સંજોગો હોય તો જ રિઝર્વ બેંક આ માટે પરવાનગી આપે છે).

હિંદમાં વસવાટ ન કરતા હોય તેવા કોઇપણ માણસ સાથે હિંદની કોઇ બેંકથી હવે પરદેશી હૂંડિયામણનું કામ કરી શકાતું નથી. હિંદનું નાણું હિંદની અંદરથી રિઝર્વ બેંકની પરવાનગી સિવાય પરદેશમાં ન જઇ શકે તે માટે પૂરતી કાળજી લેવામાં આવે છે.

દેશની અંદર અંદર સોનાની લેવડદેવડમાં સરકાર માથું મારવા માગતી નહિ હોવાથી, ફક્ત જ્યારે સોનું પરદેશ મોકલવું હોય ત્યારે જ રિઝર્વ બેંક પાસેથી તે બદલની પરવાનગી મેળવવી પડે છે. બેંક ઓફ ઇંગ્લાંડે માન્ય રાખેલા લંડનના કોઇપણ સોના ચાંદીના દલાલ ઉપર જ હિંદમાંથી સોનું મોકલવા દેવામાં આવે છે. જો સોનું અમેરિકા મોકલવું હોય તો જે સોનું ત્યાં મોકલાય તેના બદલામાં તેટલી કિંમતની ડોલરમાં રકમ

રિઝર્વ બેંકને મળે તેવી વ્યવસ્થાની ખાત્રી આપવી પડે છે. પરદેશથી હિંદમાં સોનું મંગાવવું હોય તો પણ રિઝર્વ બેંક પાસેથી તે બદલનો પરવાનો મેળવવો પડે છે. સરકારી જામીનગીરીને પરદેશ મોકલવા ઉપર પણ ઉપર પ્રમાણે અંકુશો મુકવામાં આવ્યા છે.

હિંદમાંથી જે માલનો નિકાસ થાય તેની કિંમતનું નાણું હિંદમાં આવી જાય છે, તે જોવાની ફરજ પણ રિઝર્વ બેંકની છે. આ કામ માટે બેંકે (એક્ષપોર્ટ કંટ્રોલ સ્કીમ) 'નિકાસ અંકુશ યોજના, અમલમાં મૂકી છે. હિંદમાંથી કોઇ પણ માલ દુનિયાના કોઇ પણ દેશમાં ( દુશ્મન દેશ તરીકે જાહેર થયેલા દેશ અને હિંદના પડોશી નાના દેશો કે જ્યાં નાણાવટાની સગવડ નથી તે દેશો સિવાય ) મોકલવો હોય તો તેની નોંધ રિઝર્વ બેંક પાસે રહે છે. નિકાસ થયેલા માલની કિંમત હિંદમાં ભરપાઈ થઈ જાય છે અને પરદેશમાં તો રહેતી નથી, વગેરે જોવાનું કાર્ય રિઝર્વ બેંકનું છે. માલ નિકાસ કરનારે માલની કિંમત અને એ કિંમત કેવી રીતે પોતે મેળવવા માંગે છે તે દર્શાવતાં બે પત્રકો તૈયાર કરી એક પત્રક જકાત ખાતાને સોંપવું પડે છે. જકાતખાતું આવા પત્રક સિવાય માલનો નિકાસ થવા માટે પરવાનગી આપતું નથી. જકાતખાતું તે પત્રક રિઝર્વબેંક ઉપર મોકલી આપે છે.

માલ મોકલનાર ધણી જ્યારે પોતે માલ આયાત કરનાર ધણી ઉપર લખેલી હૂંડી હૂંડિયામણની બેંક પાસે વટાવવા જાય ત્યારે બેંકને બીજું પત્રક આપવું પડે છે. બેંક પણ આ પત્રક રિઝર્વ બેંકને મોકલી આપે છે. બંને પત્રકો આમ રિઝર્વ બેંક પાસે ભેગાં થાય છે. આવી રીતે હિંદમાંથી કોઈ પણ માલ રિઝર્વ બેંકના ખ્યાલ બહાર પરદેશ ચડી શકે નહિ એ આથી સ્પષ્ટ સમજાય છે.



# પ્રકરણ ૧૦

# હિંદી નાણાતંત્રની ખામીઓ તથા તે સુધારવા અંગે સૂચનાઓ

## વિશિષ્ટતાઓ અને ખામીઓ

હિંદના નાણાબજારને યુરોપના આધુનિક પ્રગતિમાન ગણાતા દેશોના વ્યવસ્થિત નાણાબજાર સાથે સરખાવતાં સહેજે જણાઈ આવે છે કે હિંદના નાણાબજારને હજુ બહુ પ્રગતિ કરવાની બાકી છે. આદર્શ નાણાબજારમાં એકે એક અંગ વચ્ચે સતત સંપર્ક સધાએલો હોવો જોઈએ, કે જેથી કોઈપણ વખતે એવું ન બનવા પામે કે દેશના અમુક ભાગમાં નાણાંની તંગી અનુભવવી પડતી હોય અને બીજા ભાગમાં નાણાંની છતને અંગે ઓછા વ્યાજે પણ નાણાંને અડવા કોઈ તૈયાર ન હોય. તે ઉપરાંત નાણાબજારનાં જુદાં જુદાં અંગોએ એક બીજા સાથે ગાઢ સહકાર અને મૈત્રીભર્યું વલણ દાખવવું જોઇએ, જ્યારે હિંદમાં આથી ઊંધું જ વાતાવરણ છે. હિંદના નાણાબજારના જુદા જુદા સ્પષ્ટ ભાગલા પડી ગયા છેઃ એક તો યુરોપિયન વિભાગ કે જેમાં રિઝર્વ બેંક, ઇમ્પિરિયલ બેંક અને પરદેશી હૂંડિયામણની બેંકોનો સમાવેશ થાય છે; અને બીજો હિંદી વિભાગ અગર દેશી વિભાગ કે જેમાં શાહુકાર, શરાફ અગર તેના જેવા દેશી નાણાવટીઓને ગણાવી શકાય; જ્યારે સહકારી બેંકો અને મર્યાદિત જવાબદારીવાળી મોટી મૂડીવાળી વેપારી બેંકોનો જુદો જ વર્ગ તરી આવે છે.

## નાણાબજારનાં જુદાં જુદાં અંગો વચ્ચેનો સંબંધ

ઉપર જણાવ્યા મુજબના જુદા જુદા ભાગ વચ્ચે કોઈ સમાન નીતિનું પાલન થતું નથી, તેમ એક બીજાના કાર્યક્ષેત્રનું કોઇ ચોક્કસ ધોરણ ઠરાવવામાં આવ્યું નથી. સૌ સૌની કાર્ય દિશા જાતે જ ઠરાવી દે છે, અને પોતાનો સ્વાર્થ સાધવા જતાં બીજાનાં હિતને નુકસાન થતું હોય તો તેની કોઇ પરવા કરતું નથી. સને ૧૯૩૫ સુધી તો હિંદનાં નાણાબજારમાં એવી કોઈ મધ્યસ્થ બેંક જેવી સંસ્થા પણ નહોતી કે જે જુદાં જુદાં અંગો વચ્ચે એક સાંકળની ગરજ સારી શકે અને નાણાબજારને એક વ્યવસ્થિત એકમ તરીકે નિયંત્રિત કરી શકે.

હજુ સુધી નાણાબજારનો એક ભાગ બીજાની સામે ઈર્ષ્યા અને હરીફાઈની દૃષ્ટિથી જોતો આવ્યો છે. વેપારી બેંકોને એમ થયા કરે છે કે ઇમ્પિરિયલ બેંક અમુક સરકારી સગવડો અને મધ્યસ્થ બેંક તરીકેના અમુક અધિકારો ભોગવતી હોવાથી તેમની પ્રગતિને અવરોધતી હતી. હૂંડિયામણની બેંકો તેમનું વ્યાજબી કાર્યક્ષેત્ર છોડી દેશની અંદરના ભાગોમાં પણ શાખાઓ ખોલી થાપણો સ્વીકારી લોનો આપી, વેપારી બેંકોને ભાગે જતું કાર્યક્ષેત્ર સંકુચિત કરે છે. સહકારી સંસ્થા તરફ સરકાર વધારે માયાળુ વર્તન દાખવતી હોવાથી સહકારી બેંકો અને વેપારી બેંકો વચ્ચે પણ સુમેળ સધાયો નથી.

સને ૧૯૩૫ સુધી ઇમ્પિરિયલ બેંકે મધ્યસ્થ બેંક તરીકેનો પૂરો સ્વાંગ સજેલો નહિ હોવાથી બીજી બેંકો તેની પાસે અમુક ટકા રોકડ રકમ રાખવા બંધાયેલી નહોતી. ઇમ્પિરિયલ બેંકના વટાવદરનો કોઈ વિચિત્ર જ અર્થ કરવામાં આવતો હતો. સર્વમાન્ય નિયમ મુજબ દેશની મધ્યસ્થ બેંક જે દરે પોતે માન્ય કરેલ સંસ્થાઓ મારફત આવતી પ્રથમ વર્ગની હૂંડીઓ વટાવી

આપે તે દરને વટાવ દર કહેવામાં આવે છે. જ્યારે હિંદમાં તો જે દરથી ઇમ્પિરીઅલ બેંક સરકારી જામીનગીરી ઉપર લોન આપતી તે દરને વટાવ દરથી ઓળખવામાં આવતો હતો.

સહકારી બેંકો અને શાહુકાર–શરાફ વચ્ચે પણ કોઈ મૈત્રી ભર્યો સંબંધ સ્થપાયો નથી. શાહુકારો એમ જ માને છે કે સહકારી મંડળીઓ તેમના કટ્ટર દુશ્મનો છે અને તેઓએ બાપદાદાના વખતથી ચાલ્યા આવતા તેમના પુરાણા ધંધા ઉપર કાપ મૂક્યો છે. અરે, ખુદ શાહુકારો અને શરાફો વચ્ચે પણ જેમ જ્ઞાતિમાં પેટા કુંડાળાં અને તડ હોય છે તેમ ગુજરાતી શરાફ વિભાગ, મારવાડી અને મુલતાની બજાર અને એવા અનેક પેટા વિભાગો છે, કે જે દરેકના વ્યાજના દર એક બીજાના સંબંધ વગરના વધે ઘટે છે. શરાફોએ ઇમ્પિરિયલ બેંક સાથેનો સંપર્ક સાધ્યો જ નથી. ફક્ત જ્યારે તેમને મોસમમાં નાણાંની વધારે જરૂર જણાય ત્યારે સારામાં સારી હૂંડીઓ વેપારી બેંકો અગર ઇમ્પિરિયલ બેંક પાસે સદ્ધર શરાફો સૌ સૌની શાખ પ્રમાણે વટાવતા. પણ તેટલી કામચલાઉ મુદત સિવાય આ બંને વર્ગોએ એકબીજાથી નીરનીરાળા રહેવાનું પસંદ કર્યું છે. આમ હિંદનું નાણાબજાર જુદા જુદા વાડાઓથી ભરપૂર હતું અને રિઝર્વ બેંક સ્થપાયા પછી હજુ પણ કાંઈક અંશે તેમ છે; કારણ કે શરાફોની પરિસ્થિતિમાં મહત્ત્વનો કાંઈ ફેર પડયો નથી તે આપણે અગાઉ જોયું.

### આદર્શ બજારમાં મધ્યસ્થ બેંકના વટાવદારની અગત્ય

હિંદના નાણાબજારની બીજી ખામી એ છે કે દેશભરની અંદરના વ્યાજના દરોનો વધારો કે ઘટાડો મધ્યસ્થ બેંકના વટાવ-દર પર આધાર ન રાખતાં જુદાં જુદાં અનેક કારણોને આધીન રહેતો હોવાથી, હિંદમાં એકી જ વખતે વ્યાજના અનેક દરો

ઓછાવત્તા પ્રમાણમાં જોવામાં આવે છે. તેનું મુખ્ય કારણ એ છે કે આદર્શ નાણાબજારમાં (જેવું કે લંડનનું નાણાબજાર) બેંક ઓફ ઇંગ્લાંડનો બેંકરેટ બીજા વ્યાજના દરોનું નિયમન કરે છે. બેંક ઓફ ઇંગ્લાંડ દેશની જરૂરીઆત મુજબ જ નાણું ચલણમાં મૂકે છે અને પોતાનો બેંક રેટ યોગ્ય વખતે જોઇતા પ્રમાણમાં વધારીને કે ઘટાડીને ચલણમાં જે નાણું હોય તેમાં અનુક્રમે ઘટાડો કે વધારો કરી શકે છે. બેંક રેટ ઘટતાં બીજી બેંકો પણ થાપણ ઉપરના વ્યાજના દરમાં અને લોન ઉપરના વ્યાજના દરમાં તુર્ત જ ઘટાડો કરે છે. જો બેંકોને નાણાંની તંગી જણાય તો પોતે ધીરેલી ટૂંક મુદતની લોનો પાછી મંગાવે છે, અને હૂંડીઓ વટાવવાનું કાં તો ઓછું કરે છે, યા તો બંધ જ કરે છે. જનતાને જો નાણાકીય તંગીની અગવડતા ભોગવવી પડે તો બેંક ઓફ ઇંગ્લાંડ તુર્ત જ તેના માટે પગલાં લે છે; માન્ય થયેલી બેંકો મારફત હૂંડીઓ વટાવે છે અને જરૂર જણાયે સીધે સીધા " ડીસ્કાઉન્ટ હાઉસીઝ ( વટાવ કરનારી શરાફી પેઢીઓ ) " અગર હૂંડીના દલાલોની પાસે પોતે વટાવીને નાણું તેમના હાથમાં મૂકે છે. આ હૂંડીઓ ટૂંક મુદતમાં પાકે એટલે તુર્ત જ બેંક ઓફ ઇંગ્લાંડે ચલણમાં મૂકેલું નાણું ફરી તેની પાસે આવી જાય છે.

જો હૂંડિયામણનું ધોરણ ઇંગ્લાંડની વિરુદ્ધ જતું હોય તો તુર્ત જ બેંક ઓફ ઇંગ્લાંડ પોતાનો બેંકરેટ વધારે છે, એટલે નાણાંનો ભાવ વધે છે. લોનના વ્યાજના દર વધે છે, દેશની ઉત્પાદન શક્તિ અને વેપાર ઘટે છે. સમસ્ત ભાવોમાં ઘટાડો થાય છે, આયાત ઘટે છે અને નિકાસ વધે છે, અને પરદેશ સાથેના વેપારનું સરવૈયું આમ ઇંગ્લાંડના લાભમાં આવતાં ફરી આપોઆપ હૂંડિયામણનું ધોરણ તેના લાભમાં વળે છે.

જો દેશમાંથી બહોળા પ્રમાણમાં સોનાની નિકાશ થવા લાગે તો પણ બેંક રેટ વધારીને તે અટકાવી શકાય છે; કારણ કે

ઈંગ્લાંડની અંદર જો વ્યાજનો દર કમતી હોય તો જ લોકોને પરદેશમાં પ્રવર્તતા ઊંચા દરો કમાવાની ઈચ્છા થાય.

ઇગ્લાંડની અંદરના બીજા વ્યાજના દરો અને બેંક રેટને શો સંબંધ છે તે એકી સાથે પ્રવર્તતા જુદા જુદા વ્યાજના દરોના નીચેના કોષ્ટક ઉપરથી જણાઈ આવશે.

| | |
|---|---|
| બેંક રેટ | ૩ % |
| બેંકોનો થાપણનો દર | ૧ % |
| ટૂંક મુદતની લોન માટેનો બેંકોનો વ્યાજનો દર | ૨ % |
| ત્રણ મહિને પાકતી હૂંડીનો વટાવનો બજાર ભાવ | ૨$\frac{3}{4}$ % |

ઈંગ્લાંડની બેંકો ચાલુ થાપણો ઉપર વ્યાજ આપતી નથી, બાંધી મુદતની થાપણો ઉપર બેંકરેટ કરતાં બે ટકા ઓછું વ્યાજ આપે છે. એકથી બે અઠવાડિયાની મુદત માટે જે લોન આપવામાં આવે છે તેનો વ્યાજનો દર બેંક રેટ કરતાં હંમેશાં ૧ ટકો ઓછો હોય છે. એક રાત માટે કે ૨૪ કલાક માટે જે લોન આપવામાં આવે છે તેના ઉપર બેંક રેટ કરતાં ઓછું વ્યાજ લેવાય છે. તેને "કોલમની રેટ" કહે છે. આવી લોન ગમે તે પક્ષ નોટિસ વિના પાછી માગી શકે છે અને ભરી પણ શકે છે. ઈંગ્લાંડના નાણાબજારની એક ખાસ વિશિષ્ટતા એ ત્યાંના "ડીસ્કાઉન્ટ હાઉસીઝ" છે કે જે હૂંડી વટાવવાનો ધંધો કરે છે. પોતે વટાવેલી હૂંડીઓ તેઓ ફરી મોટી બેંકો પાસે વટાવે છે. તેમને નાણાંની જરૂર જણાતાં તેઓ બેંક પાસેથી લોન પણ લે છે. અને ત્યાંથી ન મળે તો કાં તો બેન્ક ઓફ ઇંગ્લાંડ પાસે જઈ પોતા પાસેની હૂંડીઓ બેંક રેટથી વટાવે છે અગર બેંક રેટથી

½ ટકો વધારે વ્યાજ આપી પોતે લોન લે છે અને આ રીતે નાણું મેળવી પોતાના ગ્રાહકોની જરૂરીઆતને પહોંચી વળે છે.

હિંદના નાણાબજારની વાત જુદી જ છે. અહીંની બેંકો ચાલુ થાપણો ઉપર પણ વ્યાજ આપે છે. ( ઇમ્પિરિયલ બેંક સિવાય ) પણ ઇંગ્લાંડની માફક મધ્યસ્થ બેંકના બેંકરેટ અને આ થાપણના વ્યાજના દર વચ્ચે કોઇ કાયમી સંબંધ અહીં નથી. આપણે ત્યાં " ડીસ્કાઉંટ હાઉસીઝ " જેવી પેઢીઓ હજુ ઊભી થઈ નથી, એટલે હૂંડીનો પ્રચાર બહુ થતો નથી. પરદેશ સાથેના વેપાર અંગે દોરાતી હૂંડીઓ આપણે જોઈ ગયા, તે મુજબ હિંદના નાણાબજારમાં પ્રવેશ જ કરતી નથી. આપણા નિકાસ વેપારને અંગેની હૂંડીઓ હૂંડિયામણની બેંકો વટાવીને તુર્ત જ ઇંગ્લેન્ડ મોકલી આપે છે, અને નાણાબજારમાં ત્યાંની બેંકો વટાવી નાખે છે. આયાત વેપારને અંગેની હૂંડીઓ અહીંની હૂંડિયામણની બેંકો પાકતાં સુધી હાથ ઉપર જ રાખી મૂકે છે. દેશના આંતરિક વેપાર અંગેની હૂંડીઓ જુજ પ્રમાણમાં શરાફો પાસેથી બેંકો અને ઇમ્પિરિયલ બેંક પાસે મોસમમાં વટાવવા માટે આવે છે, પણ આપણી હૂંડીઓ ઉપરથી પ્રથમ દર્શનિક એ નથી જણાતું કે તે હૂંડી માલના સોદા અંગે દોરાઇ છે કે ખાલી નાણું ઊભું કરવા માટેની છે. ઇંગ્લાંડમાં તો હૂંડી સાથે બીજાં કાગળીયાં જોડાયેલાં હોય છે જેથી હૂંડી વધારે વિશ્વાસપાત્ર બને છે. આપણે ત્યાંની હૂંડીઓને આથી કરીને વટાવવાનું કામ મુશ્કેલ બને છે.

હિંદના નાણાબજારના અગાઉ જણાવેલા બે મુખ્ય વિભાગો વચ્ચે સતત સંપર્ક સધાઈ રહે તે માટે વિશ્વાસપાત્ર શરાફી પેઢીઓ અગર હૂંડીના દલાલો મારફત ઊંચા પ્રકારની હૂંડીઓ ઇમ્પિરિયલ બેંક અને બીજી મોટી બેંકો પાસે વટાવ માટે

આવે એ જરૂરનું છે, કે જેથી કરીને બેંકો પોતાનાં નાણાંનો ઉપયોગ સદ્ધર આસામીઓની હૂંડી વટાવીને કરી શકે; સાથે સાથે સારું વ્યાજ ઉપજાવી શકે અને બીજી બાજુ વેપારીઓને શરાફો અગર હૂંડીના દલાલો પાસેથી જોઈએ ત્યારે નાણું મળી શકે. આ માટે હિંદમાં હૂંડીબજાર વ્યવસ્થિત પાયા ઉપર શરૂ થાય તે જરૂરનું છે. આ માટે આપણે આગળ ઉપર વિગતમાં ઉતરીશું.

ઇમ્પિરિયલ બેંક જે દરથી સરકારી જામીનગીરી ઉપર નાણું ધીરતી તેને વટાવદર (બેંકરેટ) કહેવાતો અને જે દરથી તે હૂંડીઓ વટાવતી તે ઘણી વખત પોતાના બેંકરેટથી ઓછો રહેતો કે વધારે રહેતો. શરાફો જે દરથી શાહુકારોની કે બીજા નાના વેપારીઓની હૂંડીઓ વટાવે છે તે દરને અને બેંકરેટને હજુ પણ કશો સંબંધ રહેતો નથી. એટલું જ નહિ પણ મુંબઈ અને કલકત્તાના નાણાબજારના શરાફોના દરોમાં પણ એકી વખતે મોટા તફાવત રહે છે. મુંબઈમાં આ દર ૩$\frac{3}{8}$% હોય ત્યારે કલકત્તામાં ૫$\frac{1}{2}$% હોય એ વસ્તુ હિંદમાં સામાન્ય થઈ પડી છે.

આ ઉપરથી જણાશે કે મધ્યસ્થ સમિતિનું કહેવું વ્યાજબી છે કે “ એકી વખતે $\frac{3}{4}$% કોલમનીરેટ, ૩% ઇમ્પિરિયલ બેંકનો હૂંડી વટાવનો દર, ૪% ઇમ્પિરિયલ બેંકનો વટાવ દર, મુંબઈના શરાફોનો ૬$\frac{3}{4}$% હૂંડી વટાવનો દર અને કલકત્તાના શરાફોનો ૧૦% હૂંડી વટાવનો દર હિંદમાં એકી સાથે અસ્તિત્વ ધરાવી શકે છે.” એ હિંદના નાણાબજારનાં જુદા જુદા અંગો વચ્ચેના નાણાકીય સંબંધનો તદ્દન અભાવ બતાવી આપે છે.

## હિંદના નાણાબજારની મોસમી નાણાકીય તંગી અને પરિણામે પ્રવર્તતા ઊંચા વ્યાજના દરો

હિંદના નાણાબજારમાં નવેમ્બરથી મે સુધીની મોસમમાં નાણાકીય તંગીને અંગે વ્યાજના દર હદ ઉપરાંત વધી જાય છે; કારણ કે તે અરસામાં ખેતીનો પાક તૈયાર થઇ ગયેલો હોવાથી તેને ગામડામાંથી નજીકના શહેરમાં અને ત્યાંથી બંદરનાં શહેરો અગર દેશના અંદરના ભાગમાં પહોંચાડવા માટે માલના લેવડદેવડના અંગે પુષ્કળ નાણાંની જરૂર પડે છે. જ્યારે ચલણમાં સામાન્ય હોય તેના કરતાં વધારે નાણું સરકાર કે મધ્યસ્થ બેન્ક (સને ૧૯૩૫ પહેલાં સરકારના હાથમાં ચલણી નાણાંનો વહીવટ હતો) ન મૂકે એટલે જરૂર વ્યાજના દર વધે જ. જૂનથી ઓકટોબર સુધીની મોસમ મંદ હોવાથી નાણાંનો ઉપયોગ ઘટી જાય છે અને ઓછા વ્યાજના દરે પણ નાણાંની માગણી થતી નથી. આમ હિંદમાં એક વર્ષમાં પ્રિન્સિપિયલ બેન્કનો વટાવ દર ૯ થી ૪ ટકા વચ્ચે ચડઉતર કર્યા કરતો. બીજા વ્યાજના દરો તો આથી પણ વધારે ફેરફારો અનુભવતા અને નાણાબજારની આવી અસ્થિરતા અને અચોક્કસતાના પરિણામે વેપારીઓ, ઉદ્યોગપતિઓ અને ખેડૂતોને ભાગે બહુ જ સહન કરવાનું આવતું. વધારે વ્યાજના દરે શહેરમાં નાણું શહેર તરફ ઘસડાય અને દેશના મોટા ભાગમાં વર્ષમાં ચાર પાંચ માસ તો નાણાંની અનહદ અછત વર્તે.

## સરકારની મહેસુલ ઉઘરાવવાની પદ્ધતિની નાણાબજાર ઉપર થતી માઠી અસર

અધુરામાં પૂરું આ ગાળામાં જ સરકાર પોતાનું મહેસુલ ઉઘરાવતી હોવાથી અને સને ૧૯૨૧ સુધી આ નાણું સરકારે ઠેર ઠેર પોતે ઉઘાડેલી તીજોરીઓમાં પડયું રહેતું હોવાથી નાણાકીય

પરિસ્થિતિ વધારે તંગ બનતી એ વસ્તુનો ઉલ્લેખ અગાઉ થઈ ગયો છે. સરકારને જાણે નાણાબજારની કાંઈ પડી જ ન હોય તેમ જનતાને વધારે નાણાંની જરૂર હોય તે જ વખતે મહેસૂલ મારફત પુષ્કળ નાણું તીજોરીમાં પુરાતું. ઇમ્પિરિયલ બેન્કના અસ્તિત્વમાં આવ્યા પછી સરકારે સને ૧૯૨૩ માં ઇન્ડીઅન પેપર કરંસી એકટ પસાર કર્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે હિંદી સરકાર દર વર્ષે ઇમ્પિરિયલ બેન્કને ૩૦ દિવસની મુદતમાં પાકતી હૂંડીઓ સામે વધારેમાં વધારે રૂા. ૧૨ કરોડની ચલણી નોટો લોન તરીકે આપી શકશે; પરંતુ સાથે સાથ એક એવી શરત મૂકવામાં આવી કે જ્યાંસુધી ઇમ્પિરિયલ બેન્કનો વટાવદર ૭ ટકાનો ન થાય ત્યાંસુધી આ વધારાનું નાણું હિંદી સરકાર બેન્કને ધીરી શકે નહિ અને બેન્ક પાસેથી સરકારને પહેલાં ચાર કરોડ ઉપર ઓછામાં ઓછા ૬ ટકા અને બાકીના ૮ કરોડ રૂપીઆ ઉપર ૭ ટકા વ્યાજ તો મળવું જોઇએ. આ ઉપરથી સૌ કોઈ સમજી શકશે કે આવી અવ્યવહારૂ સીમાઓ બાંધીને દેશના વેપાર અને ઉદ્યોગને ગુંગળામણમાંથી છોડાવવાને બદલે વધારે ભીંસવા સમાન હતું. જો કે હૂંડિઓની અછતને અંગે ઇમ્પિરિયલ બેંક કાયદાની આ સવલતનો પૂરતો લાભ ઉઠાવી શકતી જ નહિ.

## ચલણી નાણા ઉપરના કાબૂ સિવાયની મધ્યસ્થ બેન્ક

દુનીઆના કોઇપણ દેશમાં ન હોય તેવી પરિસ્થિતિ સને ૧૯૩૫ સુધી હિંદમાં પ્રવર્તતી હતી. ઇમ્પિરિયલ બેંકને મધ્યસ્થ બેન્ક તરીકેની અમુક ફરજો અદા કરવાની હતી, પણ ચલણી નાણાનો વહીવટ તો હિંદી સરકારે પોતે પોતાના હાથમાં જ રાખ્યો હતો. આ વિચિત્ર વ્યવસ્થાને અંગે નાણાબજારમાં જબ્બર ગુંચ ઊભી થતી; કારણ વધારે નાણું ઇમ્પિરિયલ બેંકના હાથમાં મૂકી તેના હાથ મજબૂત ન કરવામાં આવે ત્યાં સુધી બેંક શી

રીતે નાણુાબજારની જરૂરીઆતને પહોંચી વળી શકે ? આમ જનતાની જરૂરીઆત અને ચલણમાં ફરતા નાણાંના પ્રમાણ વચ્ચે સુમેળ નહિ ખાતો હોવાને અંગે ઉપર જણાવ્યા મુજબ વેપાર અને ઉદ્યોગના શ્વાસસમા નાણાના ભાવ ઊંચા ચડી જતા. રીઝર્વ બેંકના અસ્તિત્વમાં આવ્યા પછી આ બંને સત્તા તેના હાથમાં આવ્યા બાદ નાણાબજારની આ વિચિત્રતા દૂર થવા પામી છે.

સરકાર પોતે લોન મારફતે અને છ થી બાર મહીને પાકતાં ટ્રેઝરી બીલો વેચીને પણ નાણાબજારની ભીડ વધારે છે. લોકોના હાથમાંની જે બચત સામાન્ય સંજોગોમાં બેંકોમાં થાપણ તરીકે મૂકાવી જોઇએ તેના બદલામાં વારંવાર સરકાર ટ્રેઝરી બીલો કાઢતી હોવાથી બેંકોની થાપણ વધતી નથી અને બહોળા પ્રમાણમાં નાણું સરકાર પોતાના કામ માટે હાથ કરી લે છે. સરકાર પોતાનો સ્વાર્થ સાધી નાણાના દર વધારી દે છે અને દેશના ઔદ્યોગીકરણ કે જેમાં નાણું મુખ્ય ભાગ ભજવે છે તેનો માર્ગ વધારે વિકટ બનાવે છે.

ઊંચા વ્યાજના દર માટે બીજું મૂળ કારણ હિંદી જનતાની ગરીબાઇને અંગે હિંદમાં વેપાર અને ઉદ્યોગની ખીલવણી માટે જોઈતી મૂડીની અછત છે. જ્યાં પૂરતું પેટભર ખાવા પણ દેશની વસતીનો મોટો ભાગ ન કમાઇ શકતો હોય ત્યાં બચત તો શી રીતે સંભવી શકે ? અને જે વર્ગ પાસે બચત છે તે ઘર વચ્ચે ખાડો ખોદી દાટી રાખવાનું જ પસંદ કરે છે એટલે એ મૂડી પણ કોઈ સક્રીય કામમાં તો આવતી નથી.

## હિંદના નાણાબજારમાં હુંડીઓનું સ્થાન

હવે આપણે હિંદી નાણાબજારની એક અગત્યની વિશિષ્ટતા ચર્ચીએ કે જે જ્યાં સુધી દૂર નહિ થાય ત્યાં સુધી સરકાર કે રિઝર્વ બેન્કના નાણાવટાતંત્ર સુધારવાના ગમે તેટલા પ્રયત્નો

સફળ થઈ શકે તેમ નથી. યુરોપના પ્રગતિમાન દેશોમાં હૂંડીઓનો ઉપયોગ વેપારમાં બહુ બહોળા પ્રમાણમાં થાય છે; જ્યારે આપણા દેશમાં હજુ હૂંડીની અગત્યનો પૂરો લાભ લેવાતો નથી. બીજા દેશોનો નાણાવટાનો ઇતિહાસ જણાવે છે કે જ્યાં સુધી માલની લેવડદેવડ રોકડ રકમની ભરપાઇને બદલે વધારે ભાગ હૂંડીથી ન થાય ત્યાં સુધી નાણાબજારનાં જુદાં જુદાં અંગો અને મધ્યસ્થ બેંક વચ્ચેનું જોડાણ શક્ય નથી. હિંદીઓ હૂંડીના ઉપયોગથી અજાણ છે એમ તો નથી જ; ઊલટાનું દુનીઆના કોઈ પણ દેશ કરતાં હિંદ હૂંડીનો ઉપયોગ જૂના વખતથી કરતું આવ્યું છે; પરંતુ આધુનિક જમાનામાં હૂંડીના ચલણે આપણે ત્યાં જોર પકડયું નથી. વેપારી બેંકોનાં સરવૈયાં તપાસતાં તેમની મિલકતનો બહુ થોડો ભાગ હૂંડીઓ વટાવવામાં રોકાયેલો માલૂમ પડે છે; જ્યારે લોન આપવામાં બેંકો વધારે નાણું રોકે છે.

ઇંગ્લાંડની મોટી મોટી બેન્કો પોતાની કુલ જવાબદારીના સરેરાશ ૫૦ થી ૫૪ ટકા જેટલી રકમ લોન આપવામાં રોકે છે; અને ૧૪ થી ૧૬ ટકા હૂંડી વટાવવામાં રોકે છે; જ્યારે હિંદની બેંકો ફક્ત અઢીથી પાંચ ટકા રકમ હૂંડી વટાવવામાં રોકે છે.

## હૂંડીઓ હિંદમાં પૂરતી લોકપ્રિય નહિ બનવાનાં કારણો

(૧) હિંદની અંદર પાશ્ચાત્ય ઢબનું નાણાવટું હજુ પણ સંપૂર્ણ રીતે વિકાસ નહિ પામેલું હોવાથી અને તેણે જનતાનો પૂરો વિશ્વાસ સંપાદન નહિ કરેલો હોવાથી પોતાની મિલકતનો વધારે પડતો ભાગ બેન્કો સરકારી જામીનગીરીમાં રોકી રાખે છે. સરકારી જામીનગીરી, બીજી એટલી જ સલામત રોકાણ કરતાં સરખામણીમાં હમણાં સુધી વધારે વ્યાજ આપતી હોવાથી પણ બેન્કો તે તરફ વધારે આકર્ષાતી અને હૂંડી વટાવ તરફ દુર્લક્ષ દાખવતી.

(૨) બેન્કો જે હૂંડીઓ વટાવતી તે હૂંડીઓ ફરી ઇમ્પિ-રિયલ બેન્ક પાસે વટાવવાનું તઓ પસંદ કરતી નહિ, કારણ કે ઇમ્પિરીયલ બેન્ક ફક્ત અમુક જ પંકતીની હૂંડીઓ વટાવી આપતી, પણ કેવી હૂડીઓ તે વટાવશે, તેનું ધોરણ કદી પણ મુકરર કરી જાહેર કરતી નહિ. એટલે બેન્કો તે બાબત હંમેશ શંકાશીલ રહેતી. તે ઉપરાંત પોતાના પાસેની હૂંડીઓ મધ્યસ્થ બેન્ક પાસે ફરી વટાવવી એ બેન્કની નાણાકીય નબળાઇનું સૂચક હોય તેવી અનેરી માન્યતા કોણ જાણે કયા કારણોસર આપણે ત્યાં પ્રવર્તતી અને પ્રવર્તે છે. એટલે બને ત્યાં સુધી બેન્કો ઇમ્પિરીયલ બેન્ક પાસે પોતાની હૂંડીઓ વટાવતી નહિ. ઇમ્પિરીયલ બેન્ક બીજી વેપારી બેન્કોના જેવું જ કામ કરતી હોવાથી એ તો સ્વાભાવિક છે કે બેન્કો પોતાના હરીફની પાસે પોતાની હૂંડીઓ લઈ જવાનું પસંદ ન જ કરે. એટલે હૂંડીઓ વટાવીને ઇમ્પિરિયલ બેન્ક પાસેથી નાણું મેળવવાને બદલે સરકારી જામીનગીરી ઉપર લોન લેવાનું બેન્કો વધારે પસંદ કરતી.

(૩) અગાઉ જણાવ્યા મુજબ આપણે ત્યાંની હૂંડીઓ પ્રથમ દાર્શનિક બતાવી આપતી નથી કે તે હૂંડી નાણાંની સગવડતા ઊભી કરવા અંગે લખાઈ છે કે ખરેખર માલના સોદા અંગે લખાઈ છે; કારણ તેની સાથે ભરતિયું કે એવાં કોઈ કાગળિયાં જોડાયેલાં હોતાં નથી. એટલે બેન્કોને માટે સારી અને ખરાબ હૂંડીઓનો ભેદ પારખવો મુશ્કેલ કાર્ય બને છે.

(૪) હિંદની બેન્કો 'કેશક્રેડિટ' આપવાનું વધારે પસંદ કરે છે. કારણ ગમે તે વખતે બેન્ક કેશક્રેડિટ પાછી ખેંચી શકે છે અને જેટલી રકમનો ઉપયોગ ક્રેડિટ લેનારે કર્યો હોય તેટલા ઉપર જ તેણે બેન્કને વ્યાજ આપવું પડે છે. એટલે આ પ્રથા

બન્ને પક્ષને લાભદાયી હોઈ બહુ પ્રચલિત બની છે, પણ આ પ્રથા હૂંડીના ચલણમાં તો આડે જ આવે છે.

(૫) હિંદમાં એટલી બધી ભાષામાં જુદી જુદી જાતની હૂંડીઓ, જુદી જુદી જાતના વ્યવહારોને આધીન એવી દોરાય છે કે એક વિસ્તારની હૂંડી બીજા વિસ્તારમાં અસ્વીકાર્ય થઈ પડે છે.

## નાણાંબજારની ખામીઓ દૂર કરવા અંગેની સૂચનાઓ

આ મુશ્કેલીઓ દૂર કરવા માટે સત્વરે પગલાં ભરાય તે જરૂરનું છે; કારણ કે નાણાબજારમાં હૂંડીના વટાવ મારફત સ્થિતિસ્થાપકતા નહિ લાવવામાં આવે ત્યાંસુધી દેશના દરેક ભાગના વ્યાજના દરની સ્થિરતા લાવવી શકય નથી. હવે રિઝર્વ બેન્કે પોતાનો વટાવ દર વ્યાજબી રીતે ઘટાડીને ૩ ટકા જેટલો કર્યો છે અને તે દરે નોંધાયેલી (શેડયુલ્ડ) બેન્કની પ્રથમ વર્ગની હૂંડીઓ વટાવી આપવા હરઘડી તૈયાર છે. રિઝર્વ બેન્ક બીજી વેપારી બેન્ક સાથે કોઈપણ ક્ષેત્રમાં હરીફાઇમાં પણ ઊતરી નથી. એટલે ઇમ્પિરિયલ બેન્કના વખતમાં જે અગવડો હતી તે હવે દૂર થઈ છે. બીજી બેન્કો પણ પોતે વટાવેલી હૂંડીઓ પોતા પાસે રાખી ન મૂકતાં જરૂર જણાયે તૂર્ત જ બીજી કોઈ રીતે નાણું ઊભું કરવા કરતાં રિઝર્વ બેન્ક પાસે હૂંડીઓ ફરી વટાવવાનું પસંદ કરે એ ઇચ્છવાયોગ્ય છે. રિઝર્વ બેન્કે પણ બીજી જામીનગીરીઓ ઉપરની લોનના દર વધારવાથી હૂંડીઓ વટાવવા તરફ આપોઆપ બેંકો વળશે. રિઝર્વ બેંક કેવી હૂંડીઓ વટાવશે તે હવે મુકરર થયું હોવાથી બેંકોને તે બાબત પ્રથમની માફક શંકાશીલ રહેવા હવે કારણ નથી જ.

આપણી હૂંડી પ્રથમ દાર્શનિક વધારે વિશ્વાસપાત્ર બને તેટલા ખાતર હિંદમાં ઠેરઠેર યોગ્ય વહીવટ નીચે જાહેર ગોડાઉનો અને વખારો સ્થાપવી અને જે માલના અંગે હૂંડી લખાઇ હોય

તેની સાથે ગોડાઉનમાં માલ રાખ્યો હોવાનો દાખલો પણ જોડવો એટલે હૂંડી હાથમાં આવતાં જ તેને કોઈ માલ સાથે સંબંધ છે તેમ તુર્ત જ માલૂમ પડી આવે. આ પ્રશ્ન જેમ બને તેમ વધારે જલ્દીથી હાથ ઉપર લેવાય તો સારું; કારણ કે હૂંડીને વધારે લોકપ્રિય કરવા માટે અને રિઝર્વ બેંકનો વધારે લાભ ઉઠાવવા માટે આ અગત્યનું છે.

હૂંડીના લખાણમાં અને તેને લગતી બીજી પ્રથામાં પણ કોઈ સમાન ધોરણનું પાલન બધે સ્થળે થાય તે ઘણું જરૂરનું છે. હૂંડીના નમુના અંગ્રેજી તથા હિંદની મુખ્ય મુખ્ય બધી ભાષામાં અમુક સર્વમાન્ય ઠરેલા ધોરણે છાપી પોષ્ટ ઓફિસો મારફત વેચવાની વ્યવસ્થા કરવામાં આવે તો આ અગવડતા ઘણે અંશે દૂર થઈ જાય. કારણ નાણાબજારના ક્ષેત્રમાં પ્રાંતિક અને તેમાંય અમુક જીલ્લામાં જ માન્ય હોય તેવી હૂંડીઓનું ક્ષેત્ર બહુ સંકુચિત બની જાય છે.

હિંદના આયાત કરનારા વેપારીઓ ઉપર પરદેશીઓ સ્ટર્લિંગમાં હૂંડી લખે છે તેને બદલે રૂપીઆમાં લખાય તેવી વ્યવસ્થા કરવાની ખાસ જરૂર છે; કારણ સ્ટર્લિંગમાં લખાયેલી હૂંડીઓ હિંદના નાણાબજાર માટે નકામી નીવડે છે. જો આપણી નિકાસ કરનારી પેઢીઓ લંડનના વેપારીઓ ઉપર પોતે મોકલેલ માલને અંગે સ્ટર્લિંગમાં હુંડીઓ લખે છે કે જે હૂંડીઓ લંડનના નાણાબજારમાં વટાવાય છે. તો તેનું જ અનુકરણ લંડનના વેપારીઓ કેમ ન કરે? હિંદને બંને બાજુથી પડતો આ માર કયાં સુધી ચાલુ રહેશે ?

ઉપરાંત હૂંડીનો ઉપયોગ ખેતીવિષયક નાણાપ્રકરણમાં ઘણી જ સફલતા પૂર્વક કરી શકાય તેમ છે. ખેડૂતો પોતાના પાકનો માલ તૈયાર થાય કે તુરત સહકારી મંડળીના ગોડાઉનમાં તે રાખી મંડળી

પાસેથી તે માલ ઉપર નાણું મેળવે. મંડળી તે ખેડૂત ઉપર ચાર મહિને પાકતી મુદતી હૂંડી લખીને મધ્યસ્થ સહકારી બેન્ક કે બીજી બેન્કો પાસે તે હૂંડી વટાવીને પોતે નાણું ઊભું કરી લે. ચાર મહિને જ્યાં હૂંડી પાકે ત્યાં સુધીમાં તો ખેડૂતનો માલ વેચાઇ ગયો હોય એટલે હૂંડી ભરપાઈ કરવામાં ખેડૂતને કશી મુશ્કેલી નડશે નહિ. કરજદાર ખેડૂતને પોતાનો માલ ઉતાવળે ગમે તે ભાવે વેચી નાખવો પડે છે અને સારા ભાવની રાહ જોઈ શકતો નથી તે પરિસ્થિતિ આથી ટળશે.

આ જ રીતે ગામડાના શાહૂકારો ઉપર શરાફો મુદતી હૂંડીઓ લખી તેને નાણું ધીરી શકે અને શાહૂકારો ઉપર લખેલી હૂંડીઓ શરાફો બીજી બેંકો પાસે વટાવી લે.

અત્યારે નોંધાયેલી (શેડયુલ્ડ) બેંક તરીકે માન્ય થવા માટે રિઝર્વ બેંકે જે શરતો મુકરર કરી છે તે શરતોને પાત્ર થવાનું શરાફોને માટે મુશ્કેલ છે. ફક્ત નાણાવટાનો જ ધંધો કરવો અને ઇતર ધંધા બંધ કરી દેવા, અઠવાડિક અને માસિક પત્રકો તૈયાર કરી રિઝર્વ બેન્કને આપવા; પોતાની શેર મૂડી રૂ. ૫ લાખની રાખવી, પોતાની જવાબદારીના અમુક ટકા રિઝર્વ બેંક પાસે રાખવા વગેરે શરતો સામે શરાફોનો સબળ વાંધો છે. રિઝર્વ બેન્ક આ દિશામાં શરાફો સાથે કોઈ સમાધાન ઉપર આવી શકી નથી, ત્યાં સુધી શરાફો તેમની પાસેની હૂંડીઓ સીધે સીધી રિઝર્વ બેન્ક પાસે વટાવી શકતા નથી. બીજી નોંધાયેલી બેંકો મારફત જો શરાફો પોતાની હૂંડીઓ વટાવે છે, તો પોતાના હાથમાં રિઝર્વ બેન્કના વટાવદર કરતાં મોંઘા દરે નાણું આવે છે. શરાફોને બેંકોની હરોળમાં જ્યાં સુધી નહિ મૂકવામાં આવે ત્યાં સુધી હિંદમાં હૂંડી બજાર ઊભું થાય તે શક્ય નથી.

ઈંગ્લાંડની મધ્યસ્થ બેંક અને નાણાબજાર વચ્ચે જે સંબંધ છે તેવો સંબંધ દુનીઆના બીજા કોઈ પણ દેશમાં

જોવામાં આવતો નથી. બીજા દેશોમાં માન્ય થએલી બેંકો મારફત હૂંડીઓ આવે તે હૂંડીઓ મધ્યસ્થ બેન્ક વટાવી આપે છે. જ્યારે ઇંગ્લાંડમાં "ડીસ્કાઉન્ટ હાઉસીઝ" પણ જરૂર જણાયે પોતાની હૂંડીઓ સીધી બેંક ઓફ ઇંગ્લાંડ પાસે વટાવી શકે છે. આવી પેઢીઓ આપણે ત્યાં શરૂ કરવાનો પ્રશ્ન વિચારણા માગી લે છે.

સરકારી જામીનગીરીમાંથી હવે પહેલાંના જેટલું વ્યાજ ઉત્પન્ન થતું નથી; એટલે હિંદની બેંકો સરકારી જામીનગીરીમાં નાણું રોકવાનો વધારે પડતો મોહ છોડી હૂંડી વટાવવા તરફ વળે તેમાં તેમનો અને ગ્રાહકો બન્નેનો સ્વાર્થ સમાયેલો છે.

## હિંદના નાણાબજારનાં અન્ય ગૌણ અંગો

હિંદના નાણાબજારનાં મુખ્ય અંગોનું વિગતવાર વર્ણન આપણે અગાઉનાં પ્રકરણોમાં કર્યું છે. તે ઉપરાંત હવે આપણે નીચે જણાવેલાં ચાર પેટા અંગોનો વિચાર કરીએ.

(૧) પોસ્ટલ સેવિંગ્સ બેંકો.
(૨) સરકારી લોન અને ટ્રેઝરી બિલો.
(૩) વિમા કંપનીઓ
(૪) શેર બજાર.

## પોસ્ટલ સેવિંગ્સ બેંકો

સને ૧૮૮૨ થી પોસ્ટલ સેવિંગ્સ બેંકો ખોલવામાં આવી છે. મુખ્યત્વે કરીને આ બેંકો મધ્યમ વર્ગના માણસો તથા ઓછી કમાણીવાળા વર્ગ માટે છે. તે વર્ગમાં કરકસર તથા થોડી ઘણી પણ બચત કરવાના ગુણ કેળવાય તે હેતુથી આવી બેંકો ચાર આના જેવડી નાની રકમ પણ થાપણ તરીકે સ્વીકારે છે અને વેપારી બેંકો કરતાં વ્યાજ પણ સરખામણીમાં વધારે આપે છે. જો કે પહેલાં ૩ ટકા વ્યાજ હતું તે ઘટીને હવે ૧½ ટકા કરવામાં આવ્યું છે. આ બેન્કનો ઉપયોગ ફક્ત મધ્યમ-

વર્ગના માણસો જ કરે તે હેતુથી કોઇ પણ એક વર્ષમાં રૂ. ૭૫૦થી વધારે થાપણ કોઈ પણ માણસ પોતાના ખાતામાં જમા કરાવી શકતો નથી; અને વધારેમાં વધારે રૂા. ૫૦૦૦ થી વધારે રકમ રાખી શકાતી નથી. જ્યારે સગીર ઉંમરના માણસના ખાતામાં રૂ. ૧૦૦૦ થી વધારે રકમ રાખી શકાતી નથી. અઠવાડીયામાં ફક્ત એકજ વાર રકમ ઉપાડી શકાય છે. આ બેંકોનો જોઇએ તેટલો બહોળા પ્રમાણમાં લાભ હજુ ઉઠાવવામાં આવ્યો નથી. તેનું મુખ્ય કારણ તો એ છે કે આખા હિંદમાં અત્યારે ૨૩૦ મુખ્ય સેવિંગ્સ બેંકોની ઓફીસો છે અને ૧૧૯૦૦ પેટા ઓફીસો છે. જો હજુ પણ બહોળા પ્રમાણમાં પેટા ઓફીસો ખોલી હિંદ જેવડા વિશાળ દેશના આંતરિક ભાગની પ્રજા માટે પણ આ સગવડતા ઘર પહોંચતી કરવામાં આવે તો જરૂર નાની બચતો એક જથ્થે થઈ શકે. આ બેંકો થાપણો ઉપાડવા માટે ચેક લખવાની પ્રથા દાખલ કરે તો જરૂર સેવિંગ્સ બેંકો વધારે લોકપ્રિય અને વ્યવહારમાં વધારે ઉપયોગી બની શકે. એક અઠવાડીયામાં ફક્ત એક જ વાર નાણું ઉપાડી શકાય છે તે અંકુશ પણ હળવો થવો જોઇએ. શ્રી. મનુ સૂબેદારના કહેવા મુજબ હિંદની વસતીનો મોટો ભાગ ખેડૂતનો હોઈ તે વર્ગ આ બેંકમાં વધારે રસ લેતો થાય તેમ કરવા માટે ખેડૂતોને પ્રમાણમાં વધારે વ્યાજ તથા બીજી સગવડતાઓ આપવામાં આવે એ ઇચ્છવા યોગ્ય છે.

સન ૧૯૩૯ ના માર્ચ સુધીમાં હિંદની બધીજ સેવિંગ્સ બેંકોમાં કુલે ૪૨૪૧૦૦૦ ખાતાંઓ હતાં અને થાપણનો કુલ સરવાળો રૂ. ૮૨ કરોડનો હતો.

પોસ્ટ ઓફીસો બીજી રીતે પણ વધારે વ્યાજ આપીને બચતનું નાણું મેળવે છે. ગયા મહાયુદ્ધ પછી પોસ્ટઓફીસો

પાંચ વર્ષે પાકતાં કેશસર્ટિફીકેટ રૂ. ૧૦ અને તેથી મોટી રકમનાં વેચે છે. આ કેશ સર્ટીફીકેટ ઉપર સામાન્ય રીતે પહેલાં ૭ ટકા વ્યાજ મળતું, જ્યારે હવે અઢી ટકા વ્યાજ પડે છે. ખરીદતી વખતે જ પાંચ વર્ષનું વ્યાજ કાપી આપવામાં આવે છે કે જેથી કરીને પૂરી મુદત પસાર થતાં સર્ટીફીકેટમાં લખેલી રકમ લેનારના હાથમાં મૂકવામાં આવે. આ વ્યાજની આવકને આયપત વેરામાંથી મુક્ત રાખવામાં આવેલ છે. એક માણસ વધારેમાં વધારે કૅશ સર્ટીફીકેટ ખરીદી શકે છે. ખરૂં જોતાં તો લોકોની બચત પોસ્ટ ઓફીસો આ રીતે ખેંચીને બેંકોના વ્યાજબી ક્ષેત્ર ઉપર તરાપ મૂકી તેની પ્રગતિને અવરોધે છે. આવા કૅશ સર્ટીફીકેટ બૈરાંઓ અગર વિધવાઓ માટે જ ખુલ્લાં રાખવામાં આવે તો ઉપર જણાવેલી હરિફાઈ ટાળી શકાય.

પોસ્ટ ઓફીસો સરકારી જામીનગીરી વેચવાનું તેમજ પોતાના ગ્રાહકો વતી ખરીદવાનું પણ કામ કરે છે. કોઈ માણસને પોસ્ટ સેવીંગ્સ બેંકમાં ખાતું હોય તો તે ખાતાની રકમની જામીનગીરી પોસ્ટ ઓફીસ મારફત ખરીદી શકે છે; અગર સ્વતંત્ર રીતે રોકડ રકમ આપીને પણ જામીનગીરી ખરીદી શકે છે. રૂ. ૫૦૦૦ થી વધારે રકમની જામીનગીરી એક વર્ષમાં પોતાના નામ ઉપર કોઈ ખરીદી શકતો નથી. આ જામીનગીરીઓ ખરીદીને ક્યાં તો પોતાની પાસે રાખી શકાય છે અગર તો પોસ્ટ અને ટેલીગ્રાફ ખાતાના ડેપ્યુટી એકાઉન્ટન્ટ જનરલ પાસે સાચવવા માટે રાખી શકાય છે. તેની પાસે રાખવામાં આવેલી જામીનગીરીના વ્યાજની આવક ઉપર આયપત વેરો લેવામાં આવતો નથી. પોસ્ટ ઓફીસો જામીનગીરીઓ વેચવાનું કે ખરીદવાનું કામ કરે છે તે બદલ પોતાના ગ્રાહક પાસેથી કશું મહેનતાણું લેતી નથી.

## સરકારી લોન અને ટ્રેઝરી બિલો

સરકારી લોન અને ટ્રેઝરી બીલો (સરકારી તિજોરી હૂંડીઓ) નાણાબજારમાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે; કારણ કે લોન મારફત સરકાર મોટી રકમો જાહેરમાંથી ખેંચતી હોવાથી વ્યાજના દરને એ જરૂર અસર પહોંચાડે છે. લોન મારફત દેવું કરવું એ સરકાર માટે પહેલાં અપવાદ રૂપ લેખાતું; તેને બદલે હવે તો સરકાર નિયમિત અમુક પ્રમાણમાં તો લોનથી કે ટ્રેઝરી બીલોથી નાણાબજારમાંથી દર વર્ષે નાણું ઉપાડે છે જ; એટલે એ બે વચ્ચેનો સંબંધ લગભગ કાયમી બની ગયો છે તેમ કહી શકાય.

સરકાર લોનની જાહેરાત ગેઝેટ મારફત બહાર પાડે છે. એ જાહેરાતમાં કઇ કિંમતે લોન બહાર પાડવાની છે, કઈ તારીખ સુધીમાં લોન વેચવાની છે, કેટલી રકમની લોન છે, કેવી રીતે અને ક્યારે ભરપાઇ થવાની છે વગેરે બાબતોનો ઉલ્લેખ હોય છે. રિઝર્વ બેન્ક અને ઈમ્પિરીયલ બેન્કની શાખાઓ તથા સરકારી તિજોરીઓ મારફત આ લોન વેચવાનું કામ થાય છે. લડાઈ પહેલાં સરકાર બધી લોન ઇંગ્લાંડમાંજ ઉભી કરતી; કારણ સરકારની માન્યતા એવી હતી કે, હિંદનું નાણાબજાર સરકારી મોટી માંગ પૂરી પાડી શકશે નહિ; અને ઇંગ્લાંડની અંદર પ્રવર્તતા પ્રમાણમાં સસ્તા વ્યાજના દરનો લાભ લેવો હિંદી સરકાર માટે સલાહ ભર્યો છે. પણ ગયા યુદ્ધમાં જ્યારે ત્યાંનું નાણાબજાર બ્રિટિશ સરકારની નાણાંકીય જરૂરિયાતને પણ પહોંચી વળવામાં મુશ્કેલી અનુભવવા લાગ્યું ત્યારે છેવટે હિંદી સરકાર પોતાની લોન હિંદમાં વેચવા લાગી. અનુભવે સાબીત થયું છે કે હિંદનું નાણાબજાર ધારવા કરતાં વધારે રકમ સરકારની લોનમાં ભરી મૂકે છે. કારણ કે સને ૧૯૧૭ અને

૧૯૧૮ માંજ અનુક્રમે ૩ ૫૩ અને ૩૭ કરોડની સરકારી લોનો ખપી હતી અને ત્યારબાદ પણ સરેરાશ વાર્ષિક રૂા. ૨૫ થી ૩૦ કરોડની લોન બહાર પાડવામાં આવે છે.

**સરકારી લોનના પ્રકાર**

(૨) સ્ટોક સર્ટીફિકેટઃ—સ્ટોક સર્ટીફિકેટ ધરાવનારાઓનું રજીષ્ટર પબ્લીક ડેટ ઑફિસમાં રાખવામાં આવે છે. આવા સર્ટીફિકેટ વેચતી વખતે ખરીદનારનું નામ રજીષ્ટરમાં દાખલ કરાવવું પડે છે; કારણ દર છ મહિને વ્યાજનું પત્રક તેના ઉપર મોકલવામાં આવે છે. વ્યાજ લેતી વખતે મૂળ સર્ટીફિકેટ રજુ કરવું પડતું નથી.

(૨) પ્રોમીસરી નોટઃ- આવી નોટ વેચતી વખતે ખરીદનારનું નામ નોટની પાછળ લખવું પડે છે કે જે બતાવવાથી વ્યાજ પત્રક આપવામાં આવે છે.

(૩) બેરર બોન્ડઃ—આવા બોન્ડ વેચતી વખતે કશું લખાણ કરવું પડતું નથી. હાથોહાથ આપી દેવાથી તેની માલિકીમાં ફેરફાર થાય છે. બોન્ડની સાથે જ વ્યાજ માટેનાં પત્રકો જોડેલાં હોય છે. જે કાપીને રજુ કરવાથી વ્યાજ મળે છે.

આ ત્રણે પ્રકારના કાગળીયામાં રોકેલું નાણું અંદર અંદર અદલાબદલી ફેરવી શકાય છે, કે જેના બદલ ઠરેલી ફી આપવી પડે છે.

આ જામીનગીરીઓ બે પ્રકારની હોય છે. એક તો એવી કે જે ભવિષ્યમાં અમુક ચોક્કસ તારીખે પાકતી હોય અને સરકાર પાસે રજુ કરતાં તેનાં નાણાં રોકડા ચુકવવામાં આવે. જ્યારે બીજા પ્રકારની જામીનગીરીનાં નાણાં ચૂકવવાનું સરકારની મરજી ઉપર જ અવલંબે છે.

નાણાબજારમાં નાણાંની છત અછત ઉપર આ જામીનગીરી

ઉપરનું વ્યાજ આધાર રાખે છે. સને ૧૯૩૧ માં ૬½ ટકા વ્યાજવાળી લોન બહાર પાડવામાં આવી હતી; જ્યારે સને ૧૯૩૬ અને ત્યારબાદ ૨¾ ટકા અને ૩ ટકાથી વધારે વ્યાજ અપાયું નથી.

ઉપર દર્શાવેલી લોન ઉપરાંત સરકાર ટુંક મુદતનાં ટ્રેઝરી બીલો વેચીને પણ નાણાબજારમાંથી નાણું મેળવે છે. આ માટે માગણી પત્રકો (ટેન્ડરો) મંગાવવામાં આવે છે. અને ઓછામાં ઓછા વટાવના (ડીસ્કાઉન્ટ) દરનું માગણીપત્રક માન્ય રાખવામાં આવે છે. વખતોવખત એકી વખતે નાની લાગતી રકમો પણ સરવાળે મોટી થતી રકમો આમ સરકાર વધારે વ્યાજ આપીને ખેંચી જતી હોવાથી સ્વાભાવિક રીતે જ બેંકો સાથે આ રીતે સરકાર હરિફાઇમાં ઉતરે છે તેમ કહી શકાય. કારણ થાપણો ઉપર બેંકો જે વ્યાજ આપે છે તેના કરતાં ટ્રેઝરી બીલો ૧થી ૧½ ટકા વધારે વ્યાજ આપતી હોવાથી તે તરફનું આકર્ષણ કુદરતી છે.

સને ૧૯૪૦ અને ૧૯૪૧ વર્ષ દરમિયાન હિંદી સરકારે અનુક્રમે રૂા. ૧૦૪ કરોડ તથા રૂા. ૧૧૪ કરોડનાં ટ્રેઝરી બીલો વેચ્યાં છે. જે ઉપરથી સહેજે ખ્યાલ આવશે કે નાણાબજારમાં આ ટુંક મુદતના ટ્રેઝરી બીલો શી અગત્ય ધરાવે છે.

સરકારી જામીનગીરી ઉપરાંત પોર્ટ ટ્રસ્ટો, મ્યુનીસીપલ કોર્પોરેશનો પણ પોતપોતાની નાણાકીય જરૂરીઆતોને પહોંચી વળવા લોન બહાર પાડે છે, કે જેનો સરવાળો નહિ નહિ તો પણ આશરે રૂા. ૧૦૦ કરોડ થવા જાય છે.

## વીમા કંપનીઓ

વીમા કંપનીઓ પણ નાણાબજારનું એક અંગ જ છે; કારણ કે વીમો લેનારની બચત પ્રિમીઅમ દ્વારા વીમા કંપનીઓ

એકઠી કરીને ઉદ્યોગ અને ધંધામાં રોકે છે, કે જે રકમ છૂટી છૂટી નાના પ્રમાણમાં કાંઇ ઉપયોગી કાર્ય કરી શકે નહિ. હિંદમાં કુલ્લે ૩૬૮ વીમા કંપનીઓ છે આમાં ૨૧૯ હિંદી કંપનીઓ છે અને ૧૪૯ પરદેશી છે. સને ૧૯૩૮ માં કુલ્લે ૨૯૪૦૦૦ નવી જીંદગીની પોલીસીઓ લેવામાં આવી હતી. જ્યારે અત્યાર સુધી લેવાએલી કુલ પોલીસીની સંખ્યા ૧૩૭૧૦૦૦ થવા જાય છે. આમાં ૧૦૯૯૦૦૦ પોલીસીઓ હિંદી કંપનીઓ પાસે છે, અને બાકીની ૨૭૨૦૦૦ પરદેશી કંપનીઓ પાસે છે. હિંદી કંપનીઓએ આ વર્ષમાં કુલે રૂા. ૩૯ કરોડનું અને પરદેશી કંપનીઓએ રૂા. ૯ કરોડનું કામ મેળવ્યું છે. હિંદી કંપનીઓ પાસેનું કુલ કામ રૂા. ૧૮૪ કરોડનું અને પરદેશી કંપનીઓ પાસે રૂા. ૯૩ કરોડનું થવા જાય છે.

હજુ પણ વીમાને માટે આપણા દેશમાં કેવડું મોટું ક્ષેત્ર છે તેનો સહેજ ખ્યાલ આપણને દુનીઆના પ્રગતિમાન ગણાતા દેશની અંદરના વીમાના ક્ષેત્રની પ્રગતિનો વિચાર કરતા આવશે. ૪૦ કરોડની વસતી વાળા દેશમાં આપણે ઉપર જોયું તેમ હિંદી વીમા કંપનીઓ પાસેનું કુલ કામ હજુ રૂા. ૨૦૦ કરોડથી પણ ઓછું છે. એટલે સરેરાશ એક જણ દીઠ ફકત ૭ રૂપીઆનો વીમો આપણા દેશમાં છે; જ્યારે અમેરીકામાં માથાદીઠ વીમો રૂા. ૩૦૦૦, કેનેડામાં રૂા. ૧૮૦૦, ઓસ્ટ્રેલીઆમાં રૂા. ૮૦૦, ઇંગ્લાંડમાં રૂા. ૭૦૦ અને જાપાનમાં રૂા. ૬૦૦ છે. એટલે ખાસ કરીને જીંદગીના વીમા માટે હિંદમાં ખૂબ જ મોટું ક્ષેત્ર છે– જો આપણા દેશને અનુકુળ અને બંધ બેસતી યોજનાઓ વ્યવસ્થિત રીતે અમલમાં મૂકવામાં આવે તો.

હિંદી વીમા કંપનીઓ પોતાની અસ્કયામતનો મોટો ભાગ સરકારી જામીનગીરીમાં રોકી રાખે છે, તે નીચેના કોષ્ટક ઉપરથી સમજાશે.

| | રૂ. લાખમાં |
|---|---|
| મિલકત ગીરો ઉપર | ૨૧૦ |
| પોલીસી ઉપર લોન | ૪૭૯ |
| લીમીટેડ કંપનીના શેર ઉપર લોન | ૧૮ |
| હિંદી સરકારની જામીનગીરી | ૨૮૨૩ |
| દેશી રાજ્યોની જામીનગીરી | ૫૭ |
| પરદેશી જામીનગીરી | ૬૧ |
| પોર્ટટ્રસ્ટ વિગેરેની જામીનગીરી | ૫૨૫ |
| હિંદી કંપનીઓના શેર | ૪૧૦ |
| સ્થાવર મિલકત | ૩૨૮ |
| ઇતર અસ્કયામતો | ૬૭૯ |
| | ૫૫૯૦ |

વિમાના કાયદામાં ઠરાવ્યા મુજબ દરેક વીમા કંપનીએ પોતાની અસ્કયામતનો ½ ભાગ સરકારી કે ટ્રસ્ટની જામીનગીરીમાં ફરજીઆત રોકવો પડે છે; પણ સરકારી જામીનગીરીનો વધારે પડતો મોહ છોડીને વીમા કંપનીઓ પોતાનું રોકાણ દેશના વેપાર અને ઉદ્યોગની ખીલવણીમાં મદદગાર થાય તે રીતે કરે તો દેશની આર્થિક પ્રગતિમાં વીમા કંપનીઓ પોતાનો સારો એવો હિસ્સો નોંધાવી શકે.

ઈંગ્લાંડ અને અમેરીકાની વીમા કંપનીઓ પોતાની અસ્કયામતો કેવી રીતે રોકે છે તે આગળના કોષ્ટક ઉપરથી સમજાશે.

યુનાઇટેડ કિંગડમની ૧૨ આગેવાન વીમા કંપનીઓની અસ્કયામતોની રોકાણની સને ૧૯૩૨ ની ટકાવારી:

| | |
|---|---|
| મિલકત ગીરો ઉપર | ૧૦.૯૭ |
| પોલીસી ઉપર લોન | ૭.૫૨ |

| | |
|---|---|
| બ્રિટીશ સરકારની જામીનગીરી | ૨૪.૫૮ |
| મ્યુનીસીપલ જામીનગીરી | ૨.૮૯ |
| હિંદી સરકાર તથા સંસ્થાનિક સરકારની જામીનગીરી | ૨.૮૭ |
| પરદેશી સરકારોની જામીનગીરી | ૫.૯૦ |
| વ્યાજુચિઠ્ઠીઓ | ૧૬.૮૬ |
| શૅર | ૧૨.૬૨ |
| સ્થાવર મિલકત | ૪.૪૭ |
| પરચુરણ | ૬.૪૦ |

અમેરીકાની પર આગેવાન વીમા કંપનીઓની અસ્કયામતોના રોકાણની ટકાવારી (સને ૧૯૩૨)

| | |
|---|---|
| મિલકત ગીરો ઉપર | ૩૬.૧૩ |
| અમેરીકન સરકારની જામીનગીરી | ૨.૧ |
| મ્યુનીસીપલ બોન્ડ | ૩.૮ |
| કેનેડા સરકારના બોન્ડ | ૨.૪ |
| પરદેશી સરકારના બોન્ડ | ૦.૧ |
| રેલ્વેના શેર | ૧૫.૬ |
| ઇતર શેર | ૧૨.૮ |
| પોલીસી ઉપર લોન | ૧૮.૪ |
| પરચુરણ | ૭.૫ |

આ ઉપરથી તરી આવે છે કે આપણા દેશની વીમા કંપનીઓ પોતાની અસ્કયામતનો ઘણો મોટો ભાગ સરકારી જામીનગીરીમાં રોકે છે; જ્યારે યુનાઇટેડ કિંગ્ડમ તથા અમેરીકાની વીમા કંપનીઓ પોતાની અસ્કયામતનો અનુક્રમે ૨૪.૫૮ તથા ૨.૧ ટકા જ સરકારી જામીનગીરીમાં રોકે છે; અને વધારે ભાગ મિલકતના ગીરો અને શેરમાં રોકે છે. જો કે આપણી

કંપનીઓનાં રોકાણમાં ધીમો પણ મક્કમ ફેરફાર થઈ રહ્યો છે. અને પહેલાંના કરતાં હવે શેરમાં જે રોકાણ વધ્યું છે તે તથા બીજા ફેરફારો નીચેના કોષ્ટક ઉપરથી જણાઈ આવે છે.

| સન. | પોલીસી ઉપર લોન | હિંદી સરકારની જામીનગીરી | પરદેશી સરકારની જામીનગીરી | પોર્ટ ટ્રસ્ટ વગેરેની જામીનગીરી | હિંદી કંપનીઓના શેર |
|---|---|---|---|---|---|
| ૧૯૧૫ | ૫.૯૭ | ૫૯.૩૨ | ૦.૧૩ | ૧૫.૮૫ | ૧.૬૪ |
| ૧૯૨૦ | ૭.૬૬ | ૫૯.૧૪ | | ૧૪.૨૩ | ૨.૦૫ |
| ૧૯૨૫ | ૭.૫૪ | ૫૩.૫૧ | | ૧૭.૨૮ | ૩.૩૪ |
| ૧૯૩૦ | ૮.૩૭ | ૪૧.૩૪ | ૧.૭૯ | ૧૪.૮૮ | ૨.૭૪ |
| ૧૯૩૫ | ૯.૧૫ | ૫૦.૯૧ | ૧.૦૦ | ૧૦.૬૨ | ૬.૨૦ |
| ૧૯૪૦ | ૮.૯૬ | ૫૩.૩૭ | ૧.૧૪ | ૮.૦૧ | ૬.૭૪ |

## શેરબજાર

નાણાં બજાર સાથેનો શેર બજારનો સંબંધ ખાસ પ્રકારનો છે. જેને લાંબી મુદત માટે પોતાની બચત ખરેખર ધંધા કે ઉદ્યોગમાં રોકવી હોય તે શેર બજાર તરફ નજર દોડાવી સદ્ધર કંપનીના શેર ખરીદે છે. અને જરૂર જણાતાં શેર વેચીને રોકડ કરી લે છે. શેર બજારના દલાલો દલાલી લઈને શેર વેચવાનું અને ખરીદવાનું કામ કરે છે. ઉદ્યોગની સફળતાનું ભાવી, અમુક કંપનીના વહીવટ ઉપરનો જનતાના સામાન્ય વિશ્વાસ, કંપનીની નાણાંકીય સ્થિરતા અને તેનો નફો (ડીવીડન્ટો) (બીજી કંપનીઓની સરખામણીમાં તથા લાંબા ગાળે સરેરાશમાં ઓછાવત્તાપણું), રાજકીય અને નાણાંકીય તત્ત્વોની અસરથી ઉદ્યોગ ઉપર થતા સારા કે નરસા ફેરફારો વગેરે બાબતોથી ગ્રાહકોને તેઓ માહિતગાર રાખે છે. આ વ્યવસ્થા વીના સામાન્ય માણસ માટે કોઈ પણ કંપનીમાં રસ ધરાવતું થઈ જવું એ તો આંખ મીંચીને અંધારામાં કૂદવા જેવું થાય; એટલે શેર બજાર સુંદર વ્યવસ્થિત પાયા ઉપર ચાલતું હોય ત્યાં લોકોને શેરમાં રોકાણ તરફ સ્વાભાવિક રીતે જ વધારે આકર્ષણ થાય છે.

હિંદમાં મુંબઇ અને કલકત્તા બે જ સ્થળે વ્યવસ્થિત શેર બજારો છે. બીજી જગ્યાએ શેર બજારના અભાવે શેર ખરીદવા વેચવાના કામ માટે પુષ્કળ અગવડતા પડે છે. અને પરિણામે શેરમાં નાણું રોકવાથી વધારે વ્યાજ પડતું હોવા છતાં લોકો બેંકમાં બાંધી મુદતની થાપણમાં નાણું રોકે છે. અગર ઘરની અંદર જ પેટી પટારામાં રાખવાનું પસંદ કરે છે. એક એવી દલીલ કરવામાં આવે છે કે પૂરતા કામ સિવાય શેર બજાર, કોઇ સ્થળે ખોલી શકાય નહિ. પણ વાસ્તવિક રીતે શેર બજારના અસ્તિત્વમાં આવતાં જ ઇતર દિશામાં રોકાયેલી પડેલી રકમો શેર તરફ વળતાં પૂરતું કામ જરૂર મળી રહે, નવા ઉદ્યોગોને પ્રાણરૂપ નાણું પણ મળી રહે અને સારી સદ્ધર કંપનીના શેરમાં નાણું રોકનારને સારું વ્યાજ અને નાણાં સંબંધી નિશ્ચિતતા બન્ને મળે.

શેર બજારના દલાલોને બીજા દેશોની માફક આપણી વેપારી બેંકો પણ પંદર દિવસની હપ્તા જેવડી ટૂંક મુદત માટે નાણું ધીરે છે. સદ્ધર જામીનગીરી ઉપર આવી લોન પૂરતો ગાળો રાખીને અપાતી હોવાથી બેંકો કશું જોખમ ખેડતી નથી, અને બેંક સિવાય ઇતર સ્થળેથી લીધેલ લોનમાં જે અનિશ્ચિતતાનું તત્ત્વ હોય છે તે સંબંધી પણ અહીં દલાલોને કશું ડરવા જેવું રહેતું નથી.

મુંબઈના શેર બજારમાં દર વર્ષે અબજો રૂપીઆની કિંમતના શેરની લેવડદેવડ થાય છે, (સને ૧૯૩૭માં ૧૧૫૦ કરોડની) એ ઉપરથી સહેજે ખ્યાલ આવશે કે નાણાંની હેરફેર શેરબજારને અંગે કેટલા પ્રમાણમાં થાય છે.

**ઉપસંહાર**

હિંદના નાણાબજારનાં જુદાં જુદાં અંગોનો વિચાર કર્યા પછી હવે એક વસ્તુ ઉપર ભાર મૂકવો જરૂરી છે કે, આપણા દેશમાં

લોકો હજુ પણ પોતાની બચત ઘરની અંદર ખાડો ખોદી દાટી રાખવાનું અગર તો બૈરાંઓ માટે સોનાનાં ઘરેણાં બનાવવામાં રોકી રાખવાનું પસંદ કરે છે. આ નાણું કોઇ પણ રીતે નાણા-બજારમાં આવે તેવાં પગલાં યોજવાની જરૂર છે. તેમજ આપણા લોકોની બચત શકિત વધારવા તરફ લક્ષ આપવું જરૂરી છે. બચત શકિતનો આધાર નીચેના તત્વો ઉપર રહે છે.

ખર્ચ કરતાં વધારે આવક, બચત કરવાની ઇચ્છા, દેશની અંદર જ નાણું રોકવાનાં સાધનો, વ્યાજના દરો, રાજકીય પરિસ્થિતિ વગેરે. આપણા દેશની વસતીનો મોટો ભાગ-ખેડૂતવર્ગ--પોતાના કુટુંબના જીવન નિર્વાહને પણ પહોંચી શકતો નથી; એટલે તેની પાસેથી બચતની આશા વ્યર્થ છે. અને જે અમુક સુખી ખેડુતો છે તે પોતાનું નાણું જમીનમાં કે ઘરેણાંમાં જ ગોંધી રાખે છે. નોકરિયાત અને મધ્યમ વર્ગ છે તે પોતાની થોડી ઘણી બચત ઓછા વ્યાજથી પણ સંતોષ માની પોસ્ટની સેવીંગ્સ બેંકમાં કે કેશ સર્ટીફિકેટમાં રોકે છે. સારામાં સારો નફો કરનારી કંપનીના શેર લેવાનું તેને ગળે ઉતરતું નથી; કારણ ત્યાં તેને જોખમ જ જોવામાં આવે છે. પૈસાદાર માણસો પણ કાં તો જમીન કે ઘરના ગીરો ઉપર નાણું ફેરવે છે, કે સરકારી જામીનગીરી લઈ બેસી રહે છે. આમ દેશના વેપાર ઉદ્યોગની ખીલવણી થાય તેવી ઉત્પાદક દિશામાં દેશનું નાણાં બળ વળ્યું નથી; અને છુટું છવાયું ધન સંચય અસ્તિત્વમાં છે તે પ્રકાશમાં લાવવામાં આવ્યું નથી. આમ નહિ થાય ત્યાં સુધી હિંદનું આર્થિક તંત્ર આમને આમજ રગશીયા ગાડાની માફક ચાલતું રહેશે. અવનવા સાર્વત્રિક ફેરફારોથી ભરેલા આ જમાનામાં આ દિશામાં પણ વ્યાજબી પગલાં લેવાય તો આવતી કાલનો આર્થિક પુનર્ઘટનાનો પ્રશ્ન સરળ બને.



## પ્રકરણ ૧૧

# ચલણનો ફુગાવો તથા નાણાતંત્ર ઉપર તેની અસર અને આંતરરાષ્ટ્રીય કરારો

### નોટ-ચલણમાં વધારો

યુદ્ધકીય નાણાં-પ્રકરણની દેશની આર્થિક સ્થિતિ ઉપર શી અસર થઈ છે તે હવે આપણે તપાસીએ. લંડનમાં સ્ટર્લિંગ-જામીનગીરીોમાં જે વધારો થયા કરે છે તેની સામે હિંદમાં વધારે ને વધારે નોટો છપાતી જાય છે. નીચેના આંકડા ઉપરથી આ સ્પષ્ટ જણાઇ આવે છે:

( આંકડા લાખ રૂપિયામાં )

| | છાપેલી કુલ નોટ | ચલણમાં કુલ નોટ | અનામત તરીકે રખાયેલી સ્ટર્લિંગ-જામીનગીરીઓ |
|---|---|---|---|
| ઑગસ્ટ, ૧૯૩૯ | ૨૧૬૭૮ | ૧૭૮૮૯ | ૫૫૫૦ |
| ૧૯૩૯-૪૦નું સરેરાશ | ૨૨૭૭૫ | ૨૦૮૮૬ | ૭૮૩૨ |
| ૧૯૪૦-૪૧નું સરેરાશ | ૨૫૮૭૭ | ૨૪૧૬૨ | ૧૨૯૯૭ |
| ૧૯૪૧-૪૨નું સરેરાશ | ૩૨૦૬૩ | ૩૦૮૪૬ | ૧૬૫૪૪ |
| ૧૯૪૩ની ,, | ૬૦૫૧૬ | ૫૯૦૭૨ | ૩૫૫૮૩ |
| ૧૯૪૫ ડિસેંબર | ૧૧૮૮૩૯ | ૧૧૭૯૯૯ | ૧૦૬૯૩૩ |
| ૧૯૪૫ વધારો | + ૯૭૧૬૧ | ૧૦૦૧૧૦ | +૧૦૦૯૮૩ |

અનામત તરીકે જે સ્ટર્લિંગ-જામીનગીરીઓ રાખવામાં આવે છે તેમાં જે વધારો થયો છે તેને અંગે જ આટલી વધારે નોટો છાપવાનું બન્યું છે, એ વાત સ્પષ્ટ થાય છે. સિક્કાના

ચલણમાં શી શી ફેરફારી થઈ તે પણ આપણે ગણતરીમાં તો લેવી જ જોઇએ; પણ આ દિશામાં ચોકસાઈભર્યા આંકડા મેળવવા મુશ્કેલ છે.

## અણરોકાયેલી પડી રહેલી નવરી મૂડી

નોંધાયેલી બેંકોની મુદતી થાપણો આપણે ત્યાં લગભગ પહેલાંના જેટલી જ રહી છે, જ્યારે ચાલુ થાપણો રૂ. ૧૪૦ કરોડથી વધીને રૂ. ૬૬૩ કરોડ જેટલી થઇ છે. બેંકોએ લોન આપવામાં ઘટાડો કર્યો હોવા છતાં આમ બનવા પામ્યું છે તેનો ખુલાસો એ જ હોઇ શકે કે હમણાં હમણાં જે લોકોની આવકમાં અને તેને અંગે બચતમાં વધારો થયો છે તેઓ જામીનગીરી કે ધંધામાં આ મૂડી રોકવાને બદલે બેંકોમાં ચાલુ થાપણ તરીકે રાખવાનું વધારે પસંદ કરતા જણાય છે તે વસ્તુ આ માન્યતાને ટેકો આપે છે. પોતાના ઉપરની જવાબદારીના ૧૦ ટકાને બદલે બેંકો હવે ૧૫ ટકા જેટલી રોકડ હાથ ઉપર રાખે છે. ચાલુ થાપણો આટલી વધી હોવાથી બેંકોએ હાથ ઉપર હવે મોટી રકમ રાખવી પડે છે કે જેથી થાપણદારો જો તેમની થાપણો અચાનક પાછી ખેંચી લેવા આવે તો તે દરોડાને સહેલાઈથી પહોંચી વળી શકાય. આનો અર્થ એ જ થઇ શકે કે દેશની અંદરની મૂડીનો અમુક ચોક્કસ જથ્થો ઉત્પાદક રોકાણ થવા માટે વાજબી ક્ષેત્રના અભાવે બેંકોના હાથમાં નવરો પડી રહે છે.

## બ્રિટિશ સરકારને માટે થતી ખરીદીમાંથી ઉત્પન્ન થતી રૂપિયાની માગ

આ સ્થળે પ્રશ્ન એ થાય છે કે ચલણમાં આટલો બધો વધારો શા માટે થવો જોઇએ, અને ચલણના આ ફુગાવામાંથી

ઊગરવા માટે કોઇ રસ્તો છે કે નહિ. બ્રિટિશ સરકાર તથા ઇતર મિત્રરાષ્ટ્રોની સરકારો માટે હિંદી સરકાર મોટા પાયા ઉપર યુદ્ધ-સામગ્રી હિંદમાંથી ખરીદ કરે છે. આ બધી ખરીદી હિંદમાં રૂપિયા દ્વારા થાય છે. તે માટે પ્રથમ તો હિંદી સરકારે નાણાંની જોગવાઈ કરવી પડે છે અને પાછળથી બ્રિટિશ સરકાર કે મિત્ર-રાષ્ટ્રની સરકાર હિંદી સરકારને ભરી આપે છે. આ કારણને અંગે હમણાં બ્રિટિશ સરકારે હિંદને મોટી રકમો આ માલના બદલામાં ભરવી પડે છે. આ ભરણું બ્રિટિશ સરકાર લંડનમાં સ્ટર્લિંગ દ્વારા કરે છે. હિંદી સરકારને ખાતે આ રીતે લંડનમાં સ્ટર્લિંગ જમા થયા કરે છે અને હિંદમાં બ્રિટિશ સરકારની ખરીદી માટે હિંદી સરકારે :રૂપિયાની જોગવાઇ રોજ-બ-રોજ કરવાની રહે છે.

## હિંદ ઉપરના સ્ટર્લિંગ-કરજનું ભરણું

ઉપર આપણે જોયું તેમ જે રીતે બ્રિટિશ સરકાર વતી હિંદી સરકાર ખરીદી કરે છે તેમાંથી બે વ્યવહાર ઉદ્ભવે છે: (૧) હિંદ ઉપરના સ્ટર્લિંગ-કરજનું ભરણું, અને (૨) હિંદી સરકારને ખાતે લંડનમાં જમા થતા સ્ટર્લિંગની સામે હિંદમાં વધારે ને વધારે છપાતી ચલણી નોટો. સ્ટર્લિંગ-કરજના ભરણાની યોજનાની વધારે વિગતમાં ઊતર્યા વિના વાચકનું લક્ષ હિંદ ઉપરના કરજમાં થતા ઘટાડા તરફ દોરવું બસ થશે.

લંડનમાં જેની પાસે હિંદ ઉપરના કરજની સ્ટર્લિંગ-જામીનગીરીઓ હતી તેને રિઝર્વ બેંકે સ્ટર્લિંગ ચૂકવી આપ્યા અને એ રીતે હિંદ ઉપરનું ત્યાંનું કરજનું ભરણું કરી તેના બદલામાં હિંદમાં રૂપિયાની લોન ઊભી કરી નવું કરજ ખડું કરવામાં આવ્યું. આ લોનનો થોડો ભાગ જાહેર પ્રજા-વર્ગે

ખરીદ્યો અને બાકીનો ભાગ રિઝર્વ બેંકે ખરીદી લીધો. આમ જે રકમ ઊભી થઇ તેના વડે બ્રિટિશ સરકારને માટે યુદ્ધ-સામગ્રી ખરીદ કરવાનું સાધન પ્રાપ્ત થયું. સ્ટર્લિંગ-કરજના બદલામાં રૂપિયાની લોન આપવામાં આવી. સ્ટર્લિંગ કરજનો થોડો ભાગ રદ કરવામાં આવ્યો કારણ કે સ્ટર્લિંગ-કરજના બદલામાં પૂરેપૂરી રકમની રૂપિયાની લોન ઊભી કરવામાં આવે તો હિંદનું નાણા-બજાર કદાચ એવડી મોટી રકમ પૂરી પાડી શકે નહિ.

સાથોસાથ નોટ-ચલણમાં પણ વધારો કરવામાં આવ્યો. હિંદી સરકારના લંડનમાંના સ્ટર્લિંગ બ્રિટિશ સરકારની સ્ટર્લિંગ-જામીનગીરીમાં રોકવામાં આવ્યા અને વખતોવખત તેને રિઝર્વ બેંકના ચલણખાતા(ઇસ્યૂ ડિપાર્ટમેંટ)માં ફેરવવામાં આવ્યા ત્યારે જે કાયદો અમલમાં છે તેની જોગવાઈ વડે રિઝર્વ બેંક આ સ્ટર્લિંગ-જામીનગીરીની સામે હિંદમાં રૂપિયાની નોટ છાપવા લાગી. સ્વાભાવિક રીતે જ આ નોટો હિંદી સરકારના ખાતામાં જમા કરવામાં આવતી. હિંદી સરકાર માટે આ નવી ખરીદશક્તિ વડે દેશભરમાંથી યુદ્ધસામગ્રી ખરીદ કરવાનું શકય થતું.

## સ્ટર્લિંગ-કરજના ભરણા તથા સ્ટર્લિંગ-જામીનગીરીની સામે છપાતી ચલણી નોટની નાણાબજાર ઉપર થતી અસર

રૂપિયાની નવી લોન ઊભી કરીને જે રીતે સ્ટર્લિંગ-કરજનું ભરણું કરવામાં આવ્યું તેથી હિંદના નાણાબજારમાંથી ચલણી નાણાનો ઘટાડો થયો, કારણ કે હિંદીઓ જ્યારે નવી લોન ખરીદે ત્યારે સ્વાભાવિક રીતે જ તેમની પાસેનાં નાણાંમાં ઘટાડો થાય જ; જ્યારે સ્ટર્લિંગ-જામીનગીરીની સામે નવી ચલણી નોટો છપાવાથી ચલણમાં ફુગાવો આવ્યો. સ્ટર્લિંગ-કરજના ભરણાથી પરિણામ

એ આવ્યું કે હિંદમાં રૂપિયાની લોન લોકોએ ખરીદવાથી નાણુંનો જથ્થો લોકો પાસેથી સરકાર પાસે ગયો.*

**નોટઃ**—ચલણમાં વધારો થતાંની સાથોસાથ લોકોના હાથમાંથી રૂપિયાની લોન ખરીદવાના રસ્તે ચલણી નાણું ઘટતું એને પરિણામે ભાવોમાં વધારો થતો સહેજ અટકતો અગર ધીમો થતો. એટલે રૂપિયાની લોનથી ચલણી નોટોએ ઊભો કરેલ ફુગાવો થોડો વખત ઢંકાઈ રહેતો, પણ હવે ફુગાવાની અસરની તીવ્રતા આપણે પૂરેપૂરી અનુભવીએ છીએ.

હિંદ જે યુદ્ધ-સામગ્રી કે સેવા બ્રિટનને પૂરી પાડે છે તેના બદલામાં હિંદને ખાતે સ્ટર્લિંગ જમા થાય છે અને તે પાયા ઉપર કાયદેસર રીતે હિંદમાં રિઝર્વ બેંક ચલણી નોટ છાપે છે. એટલે એક જોતાં તો એમ કહી શકાય કે, વધારે નોટો છાપવા માટે રિઝર્વ બેંક ઉપર એટલો અંકુશ તો છે જ કે તેની પાસે સ્ટર્લિંગ-જામીનગીરી તો હોવી જ જોઇએ. પરંતુ આ અંકુશ આપણા કાબૂની બહાર છે, અને સ્ટર્લિંગ-જામીનગીરીમાં અચાનક

* રૂપિયાની લોન અને સ્ટર્લિંગ-કરજના ભરણા વચ્ચેનો સંબંધ દેખીતો સ્પષ્ટ છે. સ્ટર્લિંગ-કરજનું ભરણું નવી સ્ટર્લિંગ-મિલકતમાંથી થયેલું હોવાથી વાસ્તવિક રીતે રૂપિયાની લોન ઊભી કરવાની જરૂર નહોતી. પરંતુ યુદ્ધખર્ચાને અંગે હિંદી સરકારના અંદાજપત્રમાં જે ખાધ પડતી તે પૂરવા માટે આ લોન ઊભી કરવામાં આવી. અગાઉ આપણે જોઈ ગયા તેમ રૂપિયાની લોન ઊભી કરવાથી ચલણી નાણામાં ઘટાડો થયો અને હજુ પણ ભવિષ્યમાં વધારે લોન ઊભી કરવામાં આવે તો ચલણી નાણામાં ઘટાડો કરી શકાય. હવે હિંદ ઉપર વધારે સ્ટર્લિંગ-કરજ નથી એટલે તેના ભરણાનો પ્રશ્ન રહેતો નથી, એટલે રૂપિયાની નવી લોન ન ઊભી કરી શકાય તેવું કાંઈ છે નહિ. આગળ ઉપર બતાવવામાં આવ્યું છે કે ભવિષ્યમાં યુદ્ધ-સામગ્રી ખરીદવા માટે નાણાંની જોગવાઈ કરવા માટે આ એક સુલભ માર્ગ છે.

વધારો થઈ જવાનો પણ સંભવ છે. એટલે ખરું જોતાં તો સરકારી જામીનગીરીના વધઘટનો આધાર યુદ્ધ–પરિસ્થિતિ ઉપર અવલંબે છે, અને હિંદની ભૌગોલિક રચના એવી કુદરતી અને મધ્યસ્થ છે કે પૂર્વ તથા પશ્ચિમના દેશો તેની પાસેથી યુદ્ધસામગ્રી સહેલાઈથી મેળવી શકે તેમ છે.

## ફુગાવો–તેના નગ્ન સ્વરૂપમાં

જે બે રીતે નાણું ઊભું થાય છે તે આપણે જોઈ ગયા. એક તો લોન ઊભી કરીને કે જેથી લોકોના હાથમાંનું ચાલુ નાણું યુદ્ધખર્ચા તરફ વળે છે. બીજી રીત સ્ટર્લિંગ–જામીનગીરીની સામે છપાતી ચલણી નોટો કે જેને પરિણામે ફુગાવો થાય છે. આ દિશામાં, આગળ જણાવ્યું તેમ, નોટ છાપવા માટે સ્ટર્લિંગ–જામીનગીરી અનામત તરીકે રાખવી આવશ્યક છે એટલા પૂરતો અંકુશ છે. જ્યારે એક ત્રીજો જ રસ્તો એવો છે કે જે વડે અમર્યાદિત સંખ્યામાં રૂપિયાની માગને સરકાર પહોંચી શકે છે. સરકારી તિજોરી–હૂંડીઓની સામે નોટ છાપીને આમ થવું શક્ય છે. કાયમી આવક મેળવી શકવાને થોડી વાર હોય તો ટૂંક મુદત માટે સરકારી તિજોરી હૂંડી દ્વારા બે ત્રણ મહિના માટે લોન દ્વારા નાણું મેળવે છે તેને તિજોરી–હૂંડી કહેવાય છે, અને મુદત પાકતાં હૂંડી ખરીદનારને પૂરી રકમ આપી સરકાર હૂંડી પાછી લઈ લે છે. બેંકો તથા જે વર્ગને ટૂંક મુદત માટે પોતાનું નાણું સહીસલામત રીતે રોકવું હોય તેમને માટે તિજોરી હૂંડીઓ ખરીદવી બહુ અનુકૂળ થઈ પડે છે. પરંતુ જો રિઝર્વ બેંક તિજોરી હૂંડીઓને અનામત તરીકે ગણી તેની સામે ચલણી નોટો છાપવા માંડે તો તો એનો અર્થ એ જ થયો કે સરકારની કબૂલત ચિઠ્ઠીઓ દેવા ઉપર રિઝર્વ બેંક હિંદી સરકાર માટે ખરીદ–શક્તિ ઊભી કરે છે. પ્રાથમિક દૃષ્ટિએ જ હિંદી સરકાર માટે નાણું ઊભું કરવા માટે આ એક સહેલામાં સહેલી રીત

કહેવાય અને આ રીતે નાણું ઊભું કરવા તરફ તે જરૂર લલચાય જ સરકારને આ માટે ફક્ત કબૂલત ચિઠ્ઠીઓ અગર તિજોરી હૂંડીઓ છાપવા માટે કાગળ જ જોઈએ, અને તેની સામે નોટો છાપવા માટે પણ રિઝર્વ બેંકને ફક્ત કોરા કાગળની જ જરૂર રહેઃ બીજા શબ્દોમાં કહીએ તો, આ રીતે ચલણી નોટો છપાય એના કરતાં બીજી કઈ નગ્ન રીત ફુગાવાની હોઈ શકે ?

## સોના અને ચાંદીની નિકાસ

લડાઈની શરૂઆતનાં વર્ષોમાં હિંદમાંથી સોના અને ચાંદીની નિકાસ મુખ્યત્વે અમેરિકા માટે થઈ હતી તે વાતનો ઉલ્લેખ આ જગ્યાએ અસ્થાને નહિ ગણાય. આ નિકાસના બદલામાં અમેરિકામાંથી ડૉલર મેળવવામાં આવ્યા હતા કે જેને બ્રિટિશ સરકારને નામે ચઢાવી દેવામાં આવ્યા હતા. બ્રિટિશ સરકારે બદલામાં તેટલી કિંમતના સ્ટર્લિંગ હિંદને ખાતે જમા કર્યાં અને જે લોકોએ હિંદમાંથી સોનું વેચ્યું હતું તેને નાણું ચૂકવવા માટે રિઝર્વ બેંકે નવી નોટો ચલણમાં મૂકી. તેવી જ રીતે હિંદી સરકારે ચાંદીનો અમુક જથ્થો ઇંગ્લાંડ મોકલાવ્યો હતો અને બ્રિટિશ સરકારને એ ચાંદી એવા ભાવે વેચી કે જે ભાવને અંગે ઉગ્ર ટીકા પણ થઇ હતી. આ ચાંદીના બદલામાં પણ હિંદને ખાતે બનતાં સુધી તો લંડનમાં સ્ટર્લિંગ જમા કરવામાં આવ્યા હશે, એટલે ફરી આપણે એ ને એ પરિસ્થિતિ નિહાળીએ છીએ કે સોના અને ચાંદીની નિકાસથી તે વસ્તુના જથ્થામાં ઘટાડો થાય છે, ચલણમાં વધારો થાય છે, પરિણામે સોના અને ચાંદીના ભાવ પણ ઊંચા ચડે છે.

## ફુગાવાની વ્યાખ્યા

દેશની અંદર માલનું ઉત્પાદન જે ગતિથી વધતું હોય તેના કરતાં જ્યારે વધારે ગતિથી નવું ચલણી નાણું બહાર પડે ત્યારે

ચલણમાં ફુગાવો આવ્યો કહેવાય છે. પ્રમાણમાં ઓછા માલના ખરીદ વેચાણ માટે નાણાંનું પ્રમાણ વધતાં નાણાંની કિંમત ઘટે છે, અગર બીજી રીતે કહીએ તો, વસ્તુના ભાવમાં વધારો થાય છે. આવું વલણ લાંબા વખત સુધી ચાલુ રહે અને તેને માટેનાં કારણો પણ જોર પકડતાં રહે તો ફુગાવો ભયાનક સ્વરૂપ ધારણ કરે છે. થોડા વખતથી હિંદમાં ચલણનો ફુગાવો શરૂ થઈ ગયો છે અને આજે તો તેણે ગંભીર રૂપ લીધું છે તે વાતની ના પાડી શકાય તેમ નથી. સને ૧૯૩૯ ના ઑગસ્ટમાં રૂ. ૧૭૯ કરોડની નોટ ચલણમાં હતી તે આજે વધીને રૂ. ૧૧૮૦ કરોડ જેટલી એટલે કે ૭ ગણી વધી ગઇ છે. માલનું ઉત્પાદન પણ તેટલું જ વધી ગયું છે એમ તો કહી શકાય એમ જ નથી. પરિણામે ભાવો ખૂબ વધી પડયા છે અને વધતા જ જાય છે. રૂપિયાની કિંમતમાં ઘટાડો થયો છે અને ફુગાવાની નીતિ ચાલુ રહેશે ત્યાં સુધી દિનપ્રતિદિન ઘટાડો જ થયા કરશે.

## ફુગાવાની આર્થિક–નાણાકીય અસર

ફુગાવાને પરિણામે વસ્તુઓના ભાવો ઊંચા ને ઊંચા ચઢતા જાય છે તેને લીધે સમાજના બહોળા વર્ગના આર્થિક જીવન ઉપર એક સજ્જડ ફટકો પડે છે, કારણ કે ભાવ વધવાની સાથે તેમની ખરીદશક્તિ ઘટતાં તેઓ તો બિચારા દિવસે દિવસે ગરીબ થતા જાય છે. ભાવનો ઉત્તરોત્તર વધારો એટલે રૂપિયાની ખરીદ–શક્તિમાં ઘટાડો. રૂપિયો જેટલો નીચો પડે તેટલા વસ્તુઓના ભાવો ઊંચા ચડે. લડાઈ પહેલાંના વખતની સરખામણીમાં આજે રૂપિયાની કિંમત ચોથા ભાગ કરતાંય ઓછી થઈ તો ગઈ જ છે, હજુય જો ભાવો વધ્યે જ જશે તો રૂપિયાની આજની કિંમતમાં પણ ઘટાડો થશે. જે વર્ગની આવક બાંધેલી છે–દા. ત. નોકરિયાતો અને મજૂરો–તેમની તો માઠી જ દશા છે; કારણ કે તેમની આવક લગભગ પહેલાંના જેટલી જ રહી હોવા છતાં એટલી જ આવકથી આજે બજારમાંથી પહેલાંના કરતાં

અડધોય માલ ખરીદી શકાતો નથી. આ વર્ગ પોતાની આવક વધારી પણ શકતો નથી. વ્યવસ્થિત મજૂર મહાજનો દ્વારા મજૂરો વધારે પગારની માગણી કરે છે અને લાંબે ગાળે તેમાં થોડી સફળતા પણ મેળવે છે, પણ એ થોડો વધારો તો અમુક વસ્તુની ખરીદીમાં ખર્ચાઈ જવાનો–કંઈ બચત તરીકે તે રાખી મૂકવાનો નથી–એટલે જ્યારે એ વધારાની ખરીદશકિતથી વસ્તુઓની માગમાં વધારો થાય છે ત્યારે અર્થશાસ્ત્રના સામાન્ય સિદ્ધાંત મુજબ તેના ભાવમાં વધારો થાય છે અને પરિસ્થિતિ ઊલટાની વિકટ બને છે. છૂટાછવાયા નોકરિયાતો અને મજૂરોની આવક કશી વધતી નથી. તે વર્ગને તો ભાવનો ઉત્તરોત્તર વધારો ભૂખમરા તરફ જ ઘસડી જાય છે.* પાછલી બચત હોય તો તેના ઉપર નભે, નહિ તો ભૂખ્યા રહે. ચાલુ વખતમાં જે સોદાઓ તથા કરારો થાય કે જે ભવિષ્યમાં પાળવાના હોય તેમાં તો ફુગાવાને અંગે લેણદારને સોસવાનું જ રહે, કારણ દિવસો જતાં રૂપિઆની કિંમત તો ઘટી ગઇ હોય, એટલે આજના સો રૂપિયા ભવિષ્યમાં પચાસ રૂપિયાનો માલ માંડ ખરીદ કરી શકે. આધુનિક આર્થિક રચનાના મૂળ પાયા ઉપર ચલણનો ફુગાવો કારી ઘા સમાન નીવડતો હોવાથી તેની ભયાનકતાને આગળથી પામી જઇને યુરોપના દેશોએ તેને અળગો રાખવા આ વખતે પૂરતી કાળજી સમયસર લીધી છે. અમુક લોકોના હાથમાં પુષ્કળ નાણું એકઠું થાય કે જે ખરેખર તો ફુગાવાને અંગે જ થયું હોય પણ તેથી એ વર્ગ ઉપર સમૃદ્ધિની ખોટી છાપ પડે છે, જ્યારે ખરેખર તો તે સમૃદ્ધિ ફકત કાગળિયાં દોલતની બનેલી હોય છે કે જેની કિંમતની અંદર દર મિનિટે ઘટાડો થતો હોય છે. વખત જતાં એ વર્ગને ખબર પડે છે કે તેમની પાસેનાં નાણાંની ખરી કિંમત–ખરીદશકિત–તો ઘટતી જાય છે. અને

---

* સરકારી તથા અર્ધ-સરકારી નોકરોને મોંઘવારી-ભથ્થું આપવામાં આવ્યું છે તે રકમને અને ભાવ-વધારાને કશો જ સંબંધ નથી. મોંઘવારી-ભથ્થું ફક્ત નામનું જ અપાય છે.

સરવાળે તેઓ ધારતા હતા એટલા શ્રીમંત તો નથી જ. જાણીબૂજીને ઊભા કરેલા ફુગાવામાંથી છૂટવા માટે વહેલે કે મોડે રૂપિયાને પોતાની મૂળ કિંમત ઉપર લાવવા માટે ચલણ ઘટાડવા પગલાં લેવાં જ પડશે. સને ૧૯૧૮ પછી ઇંગ્લંડમાં આવાં પગલાં આફતકારી નીવડયાં હતાં, કારણ તેથી તો વેપાર ઉદ્યોગમાં સજ્જડ મંદી અને બેકારી જ ફાટી નીકળે છે. હિંદ જેવા ખેતીપ્રધાન દેશમાં તો તેથીય વધુ વિનાશક ઘટનાઓ બને, કારણ ખેતીની પેદાશ કાંઈ ચલણમાં ઘટાડો થતાં તુરત ઘટાડી શકાતી કે નથી અને ફુગાવો વધતાં વધતાં કાબૂથી બહાર ગયો પછી તો ગઇ લડાઇ બાદ જર્મનોની જે બૂરી દશા થઇ હતી તેમ આપણી થશે. એ કોણ નથી જાણતું કે ગઈ લડાઇ દરમિયાન જર્મન સરકારે ચલણમાં હદ ઉપરાંતનો ફુગાવો કર્યો હતો તેને પરિણામે અસંખ્ય જર્મન કુટુંબો બિચારાં વિના વાંકે ભૂખે મરી સબડીને મરી ગયાં હતાં અને આનો લાભ લઇને જ જર્મન રાજકારણના તખ્તા ઉપર નાઝી પક્ષ સબળ થયો હતો.

ફુગાવો એ ખરાબમાં ખરાબ કર–વેરાનો પ્રકાર છે. સરકાર રોજ–બ–રોજ કરોડો રૂપિયાની નોટ મેળવી બજારમાંથી માલની ખરીદી કરે છે. આમ જૂના ચલણમાં રોજ વધારો થતાં ભાવો કૂદકે ને ભૂસકે આગળ વધે છે. સરકારને પોતાને જ માલની જરૂર હોઇ તે પ્રજાના હાથમાંથી ઉપાડી લે છે એટલે બજારમાં માલની અછત ઊભી થાય છે કે જેની અસર જુદી જુદી રીતે સમાજના દરેક વર્ગ ઉપર થાય છે.*

---

* ફુગાવાને તો લૂંટ સાથે સરખાવી શકાય. કોઈની મિલકત છીનવી લેવાનું કામ બંને જ કરે છે; ફેર એટલો કે લૂંટ પ્રત્યક્ષ દેખી શકાય છે અને ફુગાવો પડદા પાછળ રમી કામ કરે છે; લૂંટારો અચાનક આવી છૂટી છવાઈ ધાડ પાડે છે જ્યારે ફુગાવાની અસર ચાલુ જ રહે છે; લૂંટારાનો શિકાર તો બે–પાંચ જણ જ થાય છે જ્યારે ફુગાવો તો આખા રાષ્ટ્રને લૂંટે છે; લૂંટારાને તો કાયદાની અદાલતમાં શીક્ષા માટે ખડો કરી શકાય પણ ફુગાવા ઉપર તો સરકાર મહોર મારી આપે છે.

આમ ઉપર જોયા પ્રમાણે હિંદી સરકારે આંખ મીંચીને છેલ્લાં પાંચ વર્ષમાં ચલણી નોટો છાપ્યે જ રાખી છે અને ચલણમાં જે બેહદ ફુગાવો ઊભો કર્યો છે તેને પરિણામે દુનિયાના કોઈ પણ દેશમાં નહિ તેટલા પ્રમાણમાં હિંદમાં વસ્તુઓના ભાવો વધવા પામ્યા હતા. સરકારે મુકરર કરેલા ભાવો ફક્ત કાયદાપોથીમાં જ રહેવા પામ્યા છે અને બજાર ઉપર જવલ્લે જ તેની અસર થઇ છે, ઈંગ્લાંડ અને અમેરિકામાં યુદ્ધ પહેલાં ભાવની ટકાવરી ૧૦૦ ગણીએ તો આજે ત્યાં સરેરાશ ભાવ ટકાવરી ૧૨૦ થી ૧૨૨ ટકા જ થઈ છે જ્યારે હિંદમાં તો સરકારી આંકડાઓના હિસાબે જ મોંઘવારી ૨૫૭ ટકા જેટલી ઊંચે ગઈ છે; જો કે કાળાં બજારો અંદરખાને એટલા જોરથી કૂદકે ને ભૂસકે ઊંચે ગયાં છે કે તે લક્ષમાં લેતાં હિંદમાં ભાવો સામાન્ય રીતે ૧૯૩૯ કરતાં ૭ ગણા વધ્યા ગણાય.

આ ઉપરથી સહેજે સમજી શકાય કે ચલણમાં ૭ ગણો વધારો, વસ્તુની અછત, સરકારી નિયમો તથા અંકૂશોનું બીનઅસરકારકપણું, કાળાં બજારો તથા સરકારી ઈજારાઓમાંથી ઝડપથી નાણું ભેગું કરનાર ઉપસ્થિત થયેલો નવો શ્રીમંતવર્ગ, બેંકો પાસે ખડકાતી થાપણો વગેરેએ હિંદી નાણાંતંત્રના પાયા હચમચાવી મૂકયા છે.

વધતા જતા ચલણની સામે લંડનમાં આપણી જે સ્ટર્લિંગ અનામતો જમા થઇ છે તે રકમ આપણને કેવી રીતે મજરે મળશે તે પ્રશ્ન પણ આજે ખૂબ જોરશોરથી ઉપસ્થિત થયો છે. હિંદ આ રકમના બદલામાં બ્રિટન પાસેથી તેમ જ ઈતર દેશો પાસેથી પોતાની યુદ્ધોતર રચના માટે જરૂરી એવી યંત્ર સામગ્રીની આશા રાખે છે જેમાં તે સંપૂર્ણ વ્યાજબી છે. જ્યારે બીજી બાજુ શાહીવાદી ઇંગ્લાંડ હિંદની એ જમા રકમ કાં તો કાયદાની એક ઝટકે માંડી વાળવાની મેલી કારવાઇમાં

પડયું જણાય છે અગર તો અમેરિકા વગેરે દેશો સાથે જે નાણાંકિય કરારોની પંચાતમાં ઈંગ્લાંડ છેલ્લા બે માસથી પડી ગયું છે તેમાં હિંદના આ સ્ટર્લિંગનો ઓછામાં ઓછો લાભ હિંદ મેળવી શકે જેથી ઈંગ્લાંડ ઉપરનું દેવું આપોઆપ એ રીતે હળવું બને એવા પ્રપંચો ઘડી રહ્યું છે.

માટે જ તાજેતરમાં બ્રેટનવૂડઝ યોજનામાં હિંદની પ્રજાને કે હિંદી ધારાસભાને પૂછ્યા વિના હિંદી સરકારે હિંદને જોડી દીધું છે. અને જે કરારો ઈંગ્લાંડને લાભકર્તા છે તે હિંદને હોવા જ જોઈએ એ માન્યતાએ હિંદી નાણાતંત્રને ગુંગળાવી નાખ-વાની પેરવીમાં પડી ગયું છે.

બ્રિટનવુડઝ યોજના ટૂંકાણમાં નીચે સમજાવવામાં આવી છે

બ્રેઝનવુડઝ યોજનાનાં મુખ્ય બે અંગ:

(૧) આંતરરાષ્ટ્રિય નાણાકીય ભંડોળ–ઈન્ટરનેશનલ મોનેટરી ફંડ (૨) આંતરરાષ્ટ્રીય બેંક.

આંતરરાષ્ટ્રીય બેંકનું કાર્ય લડાઈ દરમિયાન ખોરવાઈ ગએલા દેશોને લાંબા ગાળા માટેની લોનની સગવડ કરી આપ-વાનું અને પછાત દેશો કે જે પોતાને જરૂરી નાણા માટે પરદેશમાં લોન બહાર પાડવા માગતા હોય તો તે લોનને ગેરંટી આપવાનું છે. બેંકના સભ્ય થવા માટે મોનેટરી ફંડના પણ સભ્ય થવું જોઇએ.

મોનેટરી ફંડના હેતુઓ મુખ્યત્વે નીચે મુજબના છે.

(૧) આંતરરાષ્ટ્રીય વેપારમાં વૃદ્ધિ કરવી.

(૨) દરેક દેશમાં કામનું પ્રમાણ ઊંચી કક્ષાએ લઈ જવું એટલે કે માણસોને વધુ પ્રમાણમાં કામ મળે તેવું કરવું.

(૩) ભાવોનું લેવલ–પ્રમાણ–સ્થિર રાખવું. હૂંડિયામણના ભાવ સ્થિર કરવા.

(૪) હૂંડિયામણુમાં જરૂરી ફેરફારો કરવા માટે ચોક્કસ વ્યવસ્થા અમલમાં મૂકવી.

## મોનેટરી ફંડ

મોનેટરી ફંડની મૂડી અત્યારે ૮·૮ અબજ ડોલરની રાખવામાં આવી છે. અને લાંબે ગાળે તે મૂડી વધારીને ૧૦ અબજ ડોલર કરવાની જોગવાઈ રાખવામાં આવી છે. જુદા જુદા દેશોએ આ મૂડીનો નક્કી કરેલો હિસ્સો આપવાનો છે. આ હિસ્સાને 'કવોટા' કહેવામાં આવે છે, જુદા જુદા દેશોને માટે નક્કી થયેલા કવોટા નીચે મુજબ છે.

| | | |
|---|---|---|
| યુ. એસ. એ. | ............ | ૨૭૫ કરોડ ડોલર |
| બ્રિટન | ............ | ૧૩૦ કરોડ ડોલર |
| રશિયા | ............ | ૧૨૦ કરોડ ડોલર |
| ચીન | ............ | ૫૫ કરોડ ડોલર |
| ફ્રાન્સ | ............ | ૪૫ કરોડ ડોલર |
| હિંદ | ............ | ૪૦ કરોડ ડોલર |
| કેનેડા | ............ | ૩૦ કરોડ ડોલર |
| નેધરલેંડઝ | ............ | ૨૭ાા કરોડ ડોલર |
| બેલ્જિયમ | ............ | ૨૨ાા કરોડ ડોલર |
| ઓસ્ટ્રેલીયા | ............ | ૨૦ કરોડ ડોલર |
| દ. આફ્રિકા | ............ | ૧૦ કરોડ ડોલર |

કવોટાની રકમ ૨૫ ટકા સોનામાં આપવાની છે પણ જો કોઈ દેશની સોનાની અગર સોનામાં વટાવી શકાય તેવા ચલણની પુરાંત ઓછી હોય તો તે પુરાંતનો ૧૦ ટકા ભાગ સોનામાં આપવાનો છે.

## કવોટા પ્રમાણે મતાધિકાર

સર્વ દેશોને અપાયેલા કવોટા અનુસાર ફંડમાં મતાધિકાર આપવામાં આવ્યો છે.

ફંડની વ્યવસ્થા માટે (૧) એક બોર્ડ બનાવવામાં આવનાર છે. આ બોર્ડમાં સર્વ સભ્ય દેશનું પ્રતિનિધિત્વ રહેશે. આ ઉપરાંત (૨) એક કારોબારી સમિતિ નીમવામાં આવનાર છે. કારોબારીની સંખ્યા ૧૨ સભ્યોની નક્કી કરાઈ છે, અને તે સંખ્યાની વહેંચણી નીચે મુજબ કરવામાં આવી છે.

સૌથી વધુ ક્વોટા ધરાવતા પહેલાં પાંચ સભ્યો, દક્ષિણ અમેરિકાના બે સભ્યો અને બાકીના પાંચ સભ્યોને બાકી રહેલા દેશો પોત પોતામાંથી ચૂંટી કાઢશે. ફંડનું સર્વ નાણું સભ્યો પાસે જ રાખવામાં આવશે.

## હૂંડિયામણમાં કેટલો ફેરફાર કરી શકાય?

આ ફંડનો મુખ્ય ઉદ્દેશ આંતરરાષ્ટ્રીય વેપાર વિકસાવવાનો છે અને તે વિકસાવવા માટે હૂંડિયામણના ભાવ ઉપર ફંડે પૂરેપૂરો અંકૂશ રાખેલો છે. હૂંડિયામણના ભાવ અંગે એવું નક્કી કરવામાં આવ્યું છે કે કોઈ પણ દેશ ફંડની સંમતિ પછી ૧૦ ટકા સુધીનો ફેરફાર કરી શકે. આ પછી પણ વધુ ૧૦ ટકાનો ફેરફાર કરવાની પણ ફંડના ધારાધોરણમાં જોગવાઈ રાખવામાં આવી છે. જો કોઈ દેશને વધુ ૧૦ ટકા ઘટાડો કે વધારો કરવાની જરૂર જણાય તો તે ફંડને તે બાબતની અરજી કરી શકે છે અને તે અરજી ઉપર ફંડ અનુકૂળ નિર્ણય કરે તો તે વધુ ૧૦ ટકા ફેરફાર કરી શકે છે.

દા. ત. જો હિન્દુસ્તાન પોતાના હૂંડિયામણમાં એટલે કે રૂપિયા–સ્ટર્લિંગના ભાવમાં ફેરફાર કરવા માગે તો તે મોનેટરી ફંડની રજાથી ૧૦ ટકા સુધીનો ઘટાડો કે વધારો કરી શકે એટલે કે ૧ રૂ.=૧ શી. ૬ પેન્સના ભાવ ઘટાડીને ૧ રૂ.=૧શી. ૪ પેન્સ કરી શકે (વધારવા માટેના સંજોગો નથી એટલે એ ગણત્રી કરવી નકામી છે.)

હિંદુસ્તાન જો વધુ ૧૦ ટકાનો ઘટાડો કરવા ધારે તો મોનેટરી ફંડની રજાથી કરી શકે છે એટલે કે તે રૂપિયા–સ્ટર્લિંગનો ભાવ ૧/શિ. ૨.૫૮ પેન્સ સુધી ઘટાડી શકે છે.

## ત્રણ સત્તાઓનું આધિપત્ય

આમ મોનેટરી ફંડની હૂંડિયામણ અંગેની કલમો જોતાં તો હૂંડીયામણના ભાવમાં ફેરફાર કરવાની સારી છૂટ અપાય છે તેવું દેખાય છે. પરંતુ વાસ્તવમાં આ છૂટ ઘણી મર્યાદિત છે.

મોનેટરી ફંડની કલમ (૫) ની પેટા કલમ (૫) માં જણાવવામાં આવ્યું છે કે કોઈપણ સભ્યના ચલણની કીંમતમાં (એટલે કે સોનામાં દર્શાવાએલી કીંમતમાં) ફેરફાર કરવાનો હોય તો મોનેટરી ફંડના ૧૦ અગર તો તેથી વધુ ટકાવાળા (એટલે કે ૧૦ ટકા કે તેથી વધુ કવોટા ધરાવનાર) સર્વ સભ્યો સંમત થાય તો જ તે કરી શકાશે. મોનેટરી ફંડના વહેંચાએલા કવોટા પ્રમાણે અત્યારે ફકત યુનાઈટેડ સ્ટેટસ, બ્રિટન અને રશીઆ જ ૧૦ ટકા કે તેથી વધુ ટકા કવોટા ધરાવે છે. એટલે વાસ્તવમાં જ્યાંસુધી આ ત્રણ દેશો સંમત ન થાય ત્યાંસુધી હૂંડિયામણમાં ફેરફાર કરવો શકય નથી!

## બીજા દેશોનું ચલણ કયારે મળે?

એક દેશના ચલણને બીજા દેશોના ચલણમાં બદલાવવા માટે ફંડ તરફથી નીચે મુજબની વ્યવસ્થા કરવામાં આવી છે.

(૧) કોઇપણ દેશ પોતાના ચલણના બદલામાં બીજા દેશનું ચલણ માગી શકે છે. દા. ત. હિંદને રૂપીઆને બદલે ડોલર જોઈતા હોય તો તે માગી શકે છે; પરંતુ તે ફકત નીચેની શરતે.

(અ) ફંડના હેતુઓ અનુસાર તે જરૂર હોય તો જ બીજાના ચલણની માગણી કરી શકાય.

(બ) ફંડે જો અગાઉ જાહેરાત કરી હોય કે ફલાણા દેશના ચલણની ખેંચ છે તો તે દેશનું ચલણ મળી શકે નહિ.

(ક) બીજા દેશના ચલણની માગણી કરનાર સભ્યને। આગલા વર્ષે જે કવોટા હોય તેના વધુમાં વધુ ૨૫ ટકા બીજા ચલણમાં બદલાવી શકાશે. પરંતુ સભ્યને। કુલ કવોટા કોઇ પણ સમયે તેને। કવોટા મૂળ કવોટાથી ૨૦૦ ટકા કરતાં વધુ થવે। ન જોઇએ.

દા. ત. હિંદુસ્તાનને। નક્કી કરેલો કવોટા ૪૦ કરોડ ડૉલર એટલે કે ૧૨૦ કરોડ રૂપીઆને। છે. હવે જો હિંદુસ્તાન પોતાની નિકાસ કરતા ૩૦ કરોડ રૂપીઆની વધુ આયાત અમેરીકાથી કરે તો હિંદુસ્તાનને ૩૦ કરોડ રૂપીઆના બદલામાં ૩૦ કરોડ ડૉલર મળી શકે (પણ વધુ આયાત કરે તો તે વર્ષે ન મળી શકે) આવી રીતે જ્યાંસુધી હિંદુસ્તાનને। કવોટા ૧૨૦ કરોડથી વધીને ૨૪૦ કરોડ થાય ત્યાંસુધી મળી શકે, પછી નહિ.

## આયાત ઘટાડી શકાશે

મોનેટરી ફંડમાં એવી એક કલમ છે કે જો કોઇપણ દેશમાં ચલણની ખેંચ પડે તો ફંડ તેની સર્વને જાહેરાત કરશે. અને ખેંચવાળા ચલણની વ્યાજબી રીતે સર્વ દેશોને વ્હેંચણી કરશે. જ્યારે કોઇ દેશમાં ચલણની ખેંચ છે તેમ જાહેર થાય ત્યારે બીજા દેશો આ ખેંચવાળા દેશની આયાત ઘટાડવા મરજી પડે તે પગલાં લઈ શકે છેઃ હૂંડિયામણ ઉપર અંકૂશો મૂકી શકે અગર તો હૂંડિયામણનું રેશનિંગ પણ કરી શકે.

## સોનાને અપાયેલું મહત્ત્વ

મોનેટરી ફંડની યોજનાની ચોથી કલમની પહેલી પેટા કલમમાં જણાવવામાં આવ્યું છે કે દરેક દેશનું ચલણ સોના

સાથે સંકળાયેલું રહેશે. એટલે કે અમુક સોનાના (દા. ત. ઔંસના) અમુક રૂપિયા, અમુક ડૉલર, અમુક સ્ટર્લિંગ કે અમુક ફ્રાંક વગેરે.

મોનેટરી ફંડ દરેક દેશની મધ્યસ્થ બેંક મારફત (દા. ત. રીઝર્વ બેંક મારફત) લેવડ–દેવડ કરશે અને દરેક બાબતમાં આ મધ્યસ્થ બેંક સાથે જ સંબંધ રાખશે.

આ ઉપરાંત એક સ્થળે કહેવામાં આવ્યું છે કે જો કોઈ દેશને બીજા દેશના ચલણની વધુ જરૂર હોય (એટલે કે પોતાના ચલણના બદલામાં મળી શકે તે કરતાંએ વધુ જરૂર હોય તો) તે ચલણ સોના દ્વારા જ ખરીદી શકશે.

## . ક્વોટામાં ક્યારે ફેર થાય?

અત્યારે જે ક્વોટા નક્કી કરવામાં આવ્યો છે, તે ક્વોટામાં ફેરફાર કરવાની જોગવાઈ રાખવામાં આવી છે, પરંતુ આ ક્વોટામાં ફેરફાર કરવા માટે ૪/૫ બહુમતીની જરૂર રહેશે, તેમ નક્કી કરવામાં આવ્યું છે. એટલે કે આ બાબતમાં પણ મુખ્ય સત્તાઓનું જ આધિપત્ય રહેશે અને તેમાંય યુનાઇટેડ સ્ટેટનું આધિપત્ય સૌથી વધારે રહેશે. યુનાઇટેડ સ્ટેટસનો ક્વોટા અત્યારે ૩૧ ટકા છે. એટલે જો યુનાઇટેડ સ્ટેટસ એક જ કોઈ પણ બીજા દેશના ક્વોટામાં વધારો કરવાની દરખાસ્તની વિરૂદ્ધ જાય તો તે દરખાસ્તને ૪/૫ બહુમતી મળી શકે જ નહી.

## રાજીનામું ક્યારે અપાય?

ફંડમાંથી ગમે તે દેશ ગમે તે દિવસે ગમે ત્યારે રાજીનામું આપી શકે છે અને જે દિવસે રાજીનામું આપવામાં આવે તે દિવસથી જ તે રાજીનામું અમલમાં આવી જાય છે. ફંડ અને રાજીનામું આપનાર દેશ વચ્ચેનો લેવડદેવડનો હિસાબ યોગ્ય સમય દરમિયાન પતાવવાનો રહેશે.

ઉપર પ્રમાણે મોનેટરી ફંડ આંતરરાષ્ટ્રીય યોજના છે અને તેનો મુખ્ય ઉદ્દેશ અગાઉ જણાવ્યા પ્રમાણે આંતરરાષ્ટ્રીય વેપારી અને નાણાકીય વ્યવસ્થા સંગીન બનાવવાનો અને દુનીઆમાં ચાલતી આર્થિક સ્પર્ધાઓ અટકાવવાનો છે. આમ ઉદ્દેશો ઘણા સુંદર છે અને તેથી જ હિંદુસ્તાન આવી યોજનાથી અલગ રહી ન શકે; પરંતુ આ આંતરરાષ્ટ્રીય યોજનામાં મોટા દેશોનું જ સર્વોપરીપણું સાચવી રાખવામાં આવ્યું છે. અમેરિકા, રશીઆ અને બ્રિટન આ યોજનામાં આધિપત્ય ભોગવે છે. આથી એક ભય રહે છે કે, નાના દેશોના હીતોની દરકાર કરવામાં નહિ આવે અને જો આમ થશે તો તેનાં માઠાં પરિણામ આવ્યા વગર પણ નહિ રહે.

# પરિશિષ્ટ

## મુંબઇ ઇલાકામાં આવેલી બેંકોની ઑફિસો-શાખાઓ,

**અમદાવાદ:** અમદાવાદ સેન્ટ્રલ કોઓપરેટીવ બેંક
અમદાવાદ પીપલ્સ કોઓપરેટીવ બેંક
અલ્હાબાદ બેંક
એસોસીએટેડ બેંકીગ કોર્પોરેશન ઓફ ઇંડિયા
બેંક ઓફ બરોડા
બેંક ઓફ ઇંડિયા
ભારત બેંક
કલકત્તા નેશનલ બેંક
સેંટ્રલ બેંક ઓફ ઇંડિયા
દેવકરણ નાનજી બેંકીંગ કં.
એક્ષ્ચેન્જ બેંક ઓફ ઇંડિયા એન્ડ આફ્રીકા
ગદોડીયા બેંક
ઇમ્પીરીયલ બેંક
ઇંડસ્ટ્રીયલ બેંક ઓફ વેસ્ટર્ન ઇંડિયા
નેશનલ સેવીંગ્ઝ બેંક
યુનાઇટેડ કમર્શીયલ બેંક
હિંદુસ્તાન મર્કન્ટાઇલ બેંક
પંજાબ નેશનલ બેંક
હિંદુસ્તાન કોમર્શીઅલ બેંક

બેંક ઓફ જયપુર લી.

બેંક ઓફ બીકાનેર લી.

શ્રોફ બેંક

**અહમદનગર:** અહમદનગર ડિસ્ટ્રીકટ અર્બન સેંટ્રલ કોઓપરેટીવ બેંક

બોમ્બે પ્રોવીન્શીયલ કોઓપરેટીવ બેંક

ઇમ્પિરીયલ બેંક ઓફ ઈંડિયા

ન્યુ સીટીઝન બેંક ઓફ ઈંડિયા

દેવકરણ નાનજી બેંકીંગ કું. લી.

**અજમેર:** અજમેર સેંટ્રલ કોઓપરેટીવ બેંક

**ગોધરા:** બોમ્બે પ્રોવી કોઓ. બેંક

ઇમ્પિરિયલ બેંક

ઇન્ટરનેશનલ બેંક

દેવકરણ નાનજી બેકીંગ કું. લી.

**હારિજ:** બેંક ઓફ બરોડા

**હિંમતનગર:** ભારત બેંક

**હુબલી:** ભારત બેંક; કેનેરા બેંક

કેનેરા ઇં.ડ. એન્ડ બેંકીંગ સીન્ડીકેટ,

સેંટ્રલ બેંક, ધારવાડ બેંક

ઈમ્પિરિયલ બેંક

**ઇંદોર:** બેંક ઓફ ઇંદોર

ઇમ્પિરિયલ બેંક

**જાફરાબાદ:** જંજીરા બેંક

**જલાલપોર:** સુરત ડિસ્ટ્રીકટ કોઓ. બેંક

**જલગાંવ:** બેંક ઓફ મહારાષ્ટ્ર
બેંક ઓફ નાગપુર
ભારત બેંક, ઇમ્પિરીયલ બેંક
લક્ષ્મી બેંક, ન્યુ સીટીઝન બેંક

**જંબુસર:** ભરૂચ કોઓ. બેંક

**જેતપુર:** એસોસીએટેડ બેંકીંગ કોર્પો.
ઈન્ટરનેશનલ બેંક

**ઝાલોદ:** બોમ્બે પ્રોવી. કોઓ. બેંક

**કડી:** બેંક ઓફ બરોડા

**કલોલ:** બેંક ઓફ બરોડા

**કલ્યાણ:** બોમ્બે પ્રોવી. કોઓ. બેંક
શ્રોફ્સ બેંક

**કપડવંજ:** બેંક ઓફ બરોડા, ઇમ્પિરિયલ બેંક

**કરજણ:** બેંક ઓફ બરોડા

**માથેરાન:** દેવકરણ નાનજી બેંક

**મહેસાણા:** બેંક ઓફ બરોડા

**મીઠાપુર:** બેંક ઓફ બરોડા

**નડીઆદ:** ઇમ્પિરિયલ બેંક, ઈન્ટરનેશનલ બેંક, શ્રોફ બેંક
દેવકરણ નાનજી બેંક લી.

**નંદરબાર:** બોમ્બે પ્રોવી. કોઓ. બેંક
ઈન્ટરનેશનલ બેંક
ન્યુ સીટીઝન બેંક

**નાશીક:** બોમ્બે પ્રોવી. કોઓ. બેંક
દેવકરણ નાનજી બેંક
ઇમ્પિરીયલ બેંક, ન્યુ સીટીઝન બેંક

**નવસારી**: બેંક ઓફ બરોડા
દેવકરણ નાનજી બેંકીંગ કું. લી.
ઇન્ટરનેશનલ બેંક
**ઓખા**: બેંક ઓફ બરોડા
**પાચોરા**: ઇમ્પિરીયલ બેંક
**પાલઘર**: બોમ્બે પ્રોવી. કોઓ. બેંક
**પનવેલ**: બોમ્બે પ્રોવી. કોઓ. બેંક, બાંદીઆ બેંક
**પાટણ**: બેંક ઓફ બરોડા, નેશનલ સેવીંગ્સ બેંક
**પેટલાદ**; બેંક ઓફ બરોડા

**પુના**: બેંક ઓફ ઇંડિયા, બેંક ઓફ મહારાષ્ટ્ર, ભારત ઇંડસ્ટ્રીયલ બેંક, દેવકરણ નાનજી બેંક, ડિસ્કાઉન્ટ બેંક ઓફ ઇંડિયા, ઇમ્પિરિયલ બેંક, જ્વાલા બેંક, ન્યુ સીટીઝન બેંક ઓફ ઇંડિયા, નેશનલ સેવીંગ્સ બેંક

**પોરબંદર**: ઇમ્પિરીયલ બેંક, પોરબંદર સ્ટેટ બેંક
ભારત બેંક
કલકત્તા નેશનલ બેંક
ઇમ્પિરીયલ બેંક ઓફ ઇંડિયા

**અક્કલકોટ**: ઇમ્પિરીયલ બેંક ઓફ ઇંડિયા

**અમલનેર**: અમલનેર અર્બન કૉઓપરેટીવ બેંક
ભારત બેંક
ઇસ્ટ ખાનદેશ સેંટ્રલ કોઓપરેટીવ બેંક
ઇમ્પિરીયલ બેંક ઓફ ઇંડિયા
**આમોદ**: આમોદ નાગરીક કોઓપરેટીવ બેંક લી.
ભરૂચ કોઓપરેટીવ બેંક
**અમરેલી**: બેંક ઓફ બરોડા
દેવકરણ નાનજી બેંકીંગ કં.

**આણંદઃ** દેવકરણ નાનજી બેંકીંગ કું. લી.
ઇન્ટરનેશનલ બેંક ઓફ ઇંડિયા
**અંધેરીઃ** બેંક ઓફ ઇંડિયા
**અંકલેશ્વરઃ** ભરૂચ કોઓપરેટીવ બેંક
**બાગલકોટઃ** બીજાપુર ડિસ્ટ્રીકટ સેંટ્રલ કોઓપરેટીવ બેંક.
કેનેરા ઇંડસ્ટ્રીયલ એન્ડ બેંકીંગ સીન્ડીકેટ
સેંટ્રલ બેંક ઓફ ઇંડિયા
યુનીયન બેંક ઓફ બીજાપુર એન્ડ સોલાપુર
**વાંદરાઃ** બેંક ઓફ ઈંડિયા
નેશનલ સેવીંગ્ઝ બેંક
**બાંટવાઃ** એસોસીએટેડ બેંકીંગ કોર્પોરેશન ઓફ ઇંડિયા.
**બારડોલીઃ** ઇન્ટરનેશનલ બેંક ઓફ ઈંડિયા
સુરત ડિસ્ટ્રીકટ કોઓપરેટીવ બેંક
**બીલીમોરાઃ** બેંક ઓફ બરોડા
**બોડેલીઃ** બેંક ઓફ બરોડા
**મુંબઇઃ** અલ્હાબાદ બેંક
અમેરિકન એકસપ્રેસ કં.
એસો. બેંકીંગ કોર્પોરેશન ઓફ ઇંડિયા
બાન્કો નેશનલ અલ્ટ્રામરીનો
બેંક ઓફ બરોડા
બેંક ઓફ ચાઇના
બેંક ઓફ ઇંડિયા
બેંક ઓફ જયપુર
બેંક ઓફ મહારાષ્ટ્ર
ભારત બેંક
બોમ્બે મુસ્લીમ કોઓ. બેંક

કલકત્તા નેશનલ બેંક
કેનેરા બેંક
કેનેરા ઈંડ. એન્ડ બેંકીંગ સીન્ડીકેટ
સેંટ્રલ બેંક ઓફ ઈંડિયા
ચાર્ટર્ડ બેંક ઓફ ઈંડિયા, ઓસ્ટ્રેલીયા એન્ડ ચાઇના
કોમીલ્લા બેંકીંગ કોર્પોરેશન
કોમ્પ્ટોઈ નેશનલ ડીઓસ્કોમ્પ્ટે બેંક
દક્ષણી બ્રાહ્મણસ કોઓ. બેંક
દેવકરણ નાનજી બેંકીંગ કં.
ડિસ્કાઉન્ટ બેંક ઓફ ઈંડિયા
ઇસ્ટર્ન બેંક
ઈ. ડી. સાસુન સ્ટાફ કોઓ. બેંક
એક્ષ્ચેન્જ બેંક ઓફ ઈંડિયા એન્ડ આફ્રિકા
બેંક ઓફ નાગપુર
બેંક ઓફ માઇસોર
બેંક ઓફ બીકાનેર
ભારતી સેન્ટ્રલ બેંક
જોધપુર કોમર્સીઅલ બેંક લી.
ન્યુ બેંક ઓફ ઈંડીઆ લી.
હીંદુસ્તાન મર્કેન્ટાઇલ બેંક લી.
હીંદુસ્તાન કોમર્શીઅલ બેંક લી.
ગદોડિયા બેંક
ગ્રીન્ડલે એન્ડ કં.
હબીબ બેંક
હિંદ બેંક
હોંગકોંગ એન્ડ શાંગહાઈ બેંકીંગ કોર્પો.
ઇમ્પિરીયલ બેંક ઓફ ઈંડિયા

ઇંડિયન બેંક
ઇંડિયન નેશનલ બેંક
ઇંડિયન ઓવરસીઝ બેંક
ઇડસ્ટ્રીયલ બેંક ઓફ વેસ્ટર્ન ઈંડિયા
ઈન્ટરનેશનલ બેંક ઓફ ઇંડિયા
ઈસ્માલીયા કોઓ. બેંક
જવાલા બેંક, લક્ષ્મી બેંક
લોઇડિઝ બેંક
મર્કન્ટાઇલ બેંક ઓફ ઇંડિયા
નેશનલ બેંક ઓફ ઇંડિયા
નેશનલ સીટી બેંક ઓફ ન્યુયોર્ક
નેશનલ સેવીંગ્ઝ બેંક
નેશનલ સીક્યોરીટી બેંક
નેધરલેંડઝ ઇંડિયા કોમર્શીયલ બેંક
નેધરલેંડઝ ટ્રેડીંગ સોસાયટી
ન્યુ સીટીઝન બેંક ઓફ ઇંડિયા
ન્યુ હિંદુસ્તાન બેંક
પંજાબ નેશનલ બેંક
રિઝર્વ બેંક ઓફ ઇંડિયા
સારસ્વત કોઓ. બેંક
શામરાવ વીઠલ કોઓ. બેંક
શ્રોફ બેંક ઓફ ઇંડિયા
ટ્રેડર્સ બેંક
યુનીયન બેંક ઓફ ઇંડિયા
યુનાઇટેડ કોમર્શીયલ બેંક
વીજય બેંક
ઓરેસ્ટ્રીયન કોઓ. બેંક

**ભરૂચ**: ભરૂચ કો઼ઓ. બેંક
ઇમ્પિરીયલ બેંક
ઇન્ટરનેશનલ બેંક
દેવકરણ નાનજી બેંકીંગ કં.

**વલસાડ**: ઇંટરનેશનલ બેંક
સુરત ડિસ્ટ્રીકટ કોઓ. બેંક
દેવકરણ નાનજી બેંકીંગ કું. લી.

**ડભોઇ**: બેંક ઓફ બરોડા
નેશનલ સેવીંગ્ઝ બેંક

**દહાણુ**: ઇમ્પિરીયલ બેંક

**દેવલાલી**: કલકત્તા કોમર્શીયલ બેંક
સબર્બન બેંક
ઇમ્પિરીયલ બેંક

**ધારવાડ**: બેંક ઓફ સીટીઝન્સ
કેનેરા બેંક
કેનેરા ઇંડ. એન્ડ બેંકીંગ સીન્ડીકેટ
ધારવાડ બેંક
કર્ણાટક સેંટ્રલ કોઓ. બેંક
શામરાવ વીઠલ કોઓ. બેંક
સધર્ન મરાઠા અર્બન કોઓ. બેંક

**ધોળકા**: ઇંટરનેશનલ બેંક

**ધુળીયા**: બોમ્બે પ્રોવીન્શીયલ કોઓ. બેંક
ધુળીયા અર્બન કોઓ. બેંક
ઇમ્પિરીયલ બેંક
ન્યુ સીટીઝન બેંક ઓફ ઇંડિયા
બેંક ઓફ નાગપુર

**દાહોદ:** બોમ્બે પ્રોવી. કોઓ. બેંક
ઇમ્પિરિયલ બેંક

**દ્વારકા:** બેંક ઓફ બરોડા

**વડોદરા:** અન્યોન્ય સહકારી મંડળી
બેંક ઓફ બરોડા
બરોડા સેંટ્રલ કોઓપરેટીવ બેંક
બરોડા કોઓપરેટીવ લેંડમોર્ટગેજ બેંક
ઇન્ટરનેશનલ બેંક ઓફ ઈંડિયા
નેશનલ સેવીંગ્ઝ બેંક
દેવકરણ નાનજી બેંકીંગ કં.
યુનાઇટેડ કોમર્શીયલ બેંક
પંજાબ નેશનલ બેંક

**બીયાવર:** બીયાવર સેંટ્રલ કોઓપરેટીવ બેંક
ભારત બેંક
ઈંટરનેશનલ બેંક ઓફ ઈંડિયા

**બેલગામ:** એગ્રીકલ્ચરલ એન્ડ ઇંડિસ્ટ્રીયલ બેંક
બેંક ઓફ સીટીઝન્સ
બેલગામ બેંક
બેલગામ ડિસ્ટ્રીક્ટ સેંટ્રલ કોઓપરેટીવ બેંક
બેલગામ પાયોનીયર અર્બન કોઓ. બેંક
કેનેરા બેંક
કેનેરા ઇંડસ્ટ્રીયલ એન્ડ બેંકીંગ સીન્ડીકેટ
ઇમ્પિરીયલ બેંક ઓફ ઈંડિયા
સુપ્રીમ બેંક ઓફ ઇંડિયા

**ભાવનગર:** એસોસીએટેડ બેંકીંગ કોર્પોરેશન ઓફ ઇંડિયા
બેંક ઓફ બરોડા

દેવકરણ નાનજી બેંકીંગ કં.
ભાવનગર સ્ટેટ બેંક

**ભુજ:** બેંક ઓફ ઈંડિયા

**ભુસાવલ:** ભુસાવલ પીપલ્સ કોઓપરેટીવ બેંક
ઇસ્ટ ખાનદેશ સેંટ્રલ કોઓ. બેંક
શ્રી ગજાનન બ્રાહ્મીન કોઓપરેટીવ બેંક

**બીજાપુર:** બીજાપુર ડિસ્ટ્રીક્ટ કોઓ. બેંક
કેનેરા ઈંડ. એન્ડ બેંકીંગ સીન્ડીકેટ
ઓરીએન્ટ બેંક ઓફ ઈંડિયા

**રાજકોટ:** એસોસીએટેડ બેંકીંગ કોર્પોરેશન, રાજકોટ સ્ટેટ બેંક, બેંક ઓફ ઈંડિયા, ભારત બેંક, એકસચેઈન્જ બેંક ઓફ ઇન્ડીઆ એન્ડ આફ્રીકા, ઇમ્પિરીયલ બેંક, ઇન્ટર નેશનલ બેંક, બેંક ઓફ જયપુર, યુનીયન બેંક ઓફ ઈંડિયા, સૌરાષ્ટ્ર બેંક, નેશનલ સીકયોરીટી બેંક, દેવકરણ નાનજી બેંકીંગ કું. લી.

**સંખેડા:** બેંક ઓફ બરોડા

**શાંતાક્રુઝ:** દેવકરણ નાનજી બેંક
નેશનલ સેવીંગ્સ બેંક

**સતારા:** બોમ્બે પ્રોવી. કોઓ. બેંક

**શોલાપુર:** કેનેરા ઇન્ડ. એન્ડ બેંકીંગ સીન્ડીકેટ
સેંટ્રલ બેંક
દેવકરણ નાનજી બેંક
ઇમ્પિરીયલ બેંક, ન્યુ સીટીઝન બેંક

**સુરત:** બેંક ઓફ બરોડા, બેંક ઓફ ઇંડિયા, ભારત બેંક, સેંટ્રલ બેંક, દેવકરણ નાનજી બેંક, ઇમ્પિરીયલ બેંક,

ઇન્ટરનેશનલ બેંક, સુરત ડિ. કોઓ. બેંક, યુનાઇટેડ કોમર્સીઅલ બેંક, પંજાબ નેશનલ બેંક નેશનલ સેવીંગ્સ બેંક

**ઊંઝા:** બેંક ઓફ બરોડા

**વીલેપાર્લે:** ન્યુ સીટીઝન બેંક
દેવકરણ નાનજી બેંક

**વીરમગામ:** બોમ્બે પ્રોવી. કોઓ. બેંક
દેવકરણ નાનજી બેંક

**વીસનગર:** બેંક ઓફ બરોડા

**વ્યારા:** બેંક ઓફ બરોડા

**વઢવાણ:** ઇન્ટરનેશનલ બેંક
દેવકરણ નાનજી બેંક
સૌરાષ્ટ્ર બેંક

**વાઇ:** બોમ્બે પ્રોવી. કોઓ. બેંક

**ઉમરેઠ:** શ્રોફ્સ બેંક

**વાપી:** ઇન્ટરનેશનલ બેંક

**પાલીતાણા:** પાલીતાણા સ્ટેટ બેંક

**ધ્રાંગધ્રા:** દેવકરણ નાનજી બેંક

**જામનગર:** સેન્ટ્રલ બેંક

**જામખંભાલીઆ:** સેન્ટ્રલ બેંક

**જૂનાગઢ:** બેંક ઓફ ઈંડીઆ

**જોડીઆ:** ઇન્ટર નેશનલ બેંક

**વેરાવળ:** બેંક ઓફ ઈંડીઆ

**પાલનપુર:** બેંક ઓફ ઈંડીઆ

**જંજીરાઃ** જંજીરા બેંક લી.

**મનમાડઃ** દેવકરણ નાનજી બેંકીંગ કું. લી.

**માલેગાવઃ** બોમ્બે પ્રોવીન્સીઅલ કો. બેંક

**વાંકાનેરઃ** વાંકાનેર બેંક લી.

**મોરબીઃ** મોરબી મરકેન્ટાઈલ બેંક

**બેલાપુર રોડઃ** બોમ્બે પ્રોવીન્સીઅલ કોઓપરેટીવ બેંક
બાંડીઆ બેંક

**ભીવંડીઃ** બોમ્બે પ્રોવીન્સીઅલ કો–ઓપરેટીવ બેંક લી.

**ખંભાતઃ** કેમ્બે સ્ટેટ બેંક

**ખારઃ** દેવકરણ નાનજી બેંકીંગ કું. લી.

**ચીખલીઃ** સુરત ડીસ્ટ્રીકટ કો. બેંક

**દામનગરઃ** દામનગર સેન્ટ્રલ કો. બેંક
,, તાલુકા કો. બેંક

**કોલ્હાપુરઃ** એક્સચેન્જ બેંક ઓફ ઈન્ડીઆ એન્ડ આફ્રિકા
બેંક ઓફ કોલ્હાપુર

**મીરજઃ** ન્યુ સીટીઝન બેંક ઓફ ઇન્ડીઆ

**સાંગલીઃ** ભારત બેંક
ન્યુ સીટીઝન બેંક

**થાણાઃ** શ્રોફ્સ બેંક
બોમ્બે પ્રોવીન્સીઅલ બેંક



# આર્થિક સાહિત્યનાં ઉત્તમ પુસ્તકો

— આ સેટ વસાવો —

૧ હિંદની આર્થિક દુર્દશા

(શ્રી. ડુંગરશી ધ. સંપટ)

કિં. ૦-૧૨-૦

૨ રૂપિયાનું ભાવિ

(પ્રો. સી. એન. વકીલ
પ્રો. જે. જે. અંજારીઆ)

કિં. ૦-૧૦-૦

૩ યુ. કે. સી. સી. અને હિંદ

(શ્રી. એ. એન. અગરવાલ)

કિં. ૦-૧૨-૦

૪ હિંદની આર્થિક પુનર્ઘટના.

(શ્રી. મણિલાલ શાહ M. A.)

કિં. ૧-૦-૦

૫ હિંદનું નાણાતંત્ર

(શ્રી. જયંતીલાલ હ. મહેતા બી. કૉમ)

કિં. ૪ ૪-૦

વેપારી તથા નાણાંકીય-વ્યવહારુ પ્રશ્નો છણતાં આ પાંચ પુસ્તકોનો સેટ માત્ર રૂા. ૫-૮-૦માં (સિલકમાં હશે ત્યાં સુધી) મળી શકશે. ટ. ખર્ચ ૦-૮-૦ જુદું.

માત્ર જુજ સેટ જ છે